ગુજરાતી કુટુંબો—સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જુનામાં જુનું માસિક પત્ર—




વર્ષ ૯૧ : : જાન્યુઆરી ૧૯૪૮ : : અંક ૧ લો.

# વર્ષ-નવું અને જુનું

આ અંક સાથે સ્ત્રીબોધનું નવું વર્ષ શરૂ થાય છે લેખકો અને ગ્રાહકોના શુભ સહકારથી આ પત્ર પોતાના બાણુંમાં વર્ષમાં પ્રવેશ પામે છે. તે આનંદની વાત છે.

આપણા દેશને માટે ગયું વર્ષ અનેક રીતે સ્મરણીય રહેશે. દરેક મનુષ્યની તેમજ પ્રજાની અભિલાષા સ્વાતંત્ર્ય મેળવવાની હોય તે સ્વાભાવિક છે. હિંદી પ્રજા દસકાઓથી સ્વાતંત્ર્ય માટે મથતી હતી. અને ગયા વર્ષમાં તેને સ્વાતંત્ર્ય પ્રાપ્તિ થઇ. પરંતુ તે માટે પ્રજાને મોટો ભોગ આપવો પડ્યો. હિંદના ભાગલા—પાકીસ્તાન અને હિંદુસ્તાન—એમ ભાગલા પડ્યા ત્યારેજ સ્વાતંત્ર્ય મળ્યું. આ ભોગ ઘણોજ મોટો છે, પણ સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે કોઇપણ ભોગ આપવો પડે તે તો જાણીતું છે. ભવિષ્યમાં હિંદના આ ભાગલા પાછા જોડાય કે ના જોડાય તોપણ જો બન્ને ભાગલામાંથી વેરઝેર કમી થાય અને બન્ને સાથે મળીને પ્રગતિના કાર્ય હાથ ધરે તો ભાગલાથી નુકશાન થાય નહિં. પંદરમી ઓગસ્ટ, હિંદીપ્રજા સ્વતંત્ર થઈ. તે દિવસથી દરેક હિંદીએ સ્વમાન પ્રાપ્ત કર્યું. લગભગ ગયે વર્ષમાં આ બનાવ હિંદ માટે સર્વથી અગત્યનો ગણાય.

તો આપ મેળેજ અંત સાથે જોડાઇ જવામાં જ લાભ છે. જે થોડાં વર્ષો પછી કર્યા વિના છૂટકો નથી તે જો આજથીજ કરવામાં આવે તો લોક કલ્યાણના કાર્યો પણ સરળતાથી હાથમાં લેવાય.

સ્વતંત્ર સરકાર સત્તા ઉપર આવ્યા પછી એટલી બધી મુશ્કેલીઓનો સામનો તેમને કરવો પડ્યો છે કે લોક કલ્યાણના કાર્યો, જોઇયે તેટલી ઝડપથી તેમનાથી હાથ ધરાયાં નથી. છતાંયે તેમની તે માટે તૈયારીઓ છે. ઘણી મોટી નહેરો બાંધવાની યોજના તૈયાર છે અને તે માટે જરૂરી કાયદા પણ પસાર થયા છે. ગુજરાતમાં પણ તાપી અને નર્મદાની વચ્ચેની ખીણમાં બંધ બાંધીને રેલાઇ વહી જતાં પાણી સંઘરવાની યોજના તૈયાર થઈ છે. દેશના ઉદ્યોગોમાં વધુ ઉત્પાદન થાય તે માટે પણ પગલાં લેવાય છે. મુડી અને મજુરી વચ્ચે અત્યારે એકરાગ નથી. હડતાળોને લીધે કારખાનાં લાંબા સમય સુધી બંધ રહે છે. તે માટે પંચના ન્યાયથી ઝઘડા પતાવીને હડતાળો વારંવાર ના પડે તે માટે ખાસ કાયદાઓ ઘડવાના વિચાર થાય છે. મજુરોને નફામાંથી કાંઇક ભાગ પણ આપીને ઉત્પન્ન વધારવાના પણ વિચાર થાય છે. ખેતીવાડીમાં સુધારા થાય, અને સારૂં ખાતર મળે તે માટે પણ પ્રબંધ થાય છે. આમ અનેક દિશામાં પ્રગતિ સાધવાની આશા નવા વર્ષમાં છે.

# ૯૨ મા વર્ષે

'સ્ત્રી-બોધ' આ અંકથી એના ૯૨ મા વર્ષમાં પ્રવેશ કરે છે. ગુજરાતના નારી-સમાજના ઉત્કર્ષ અને નારીને નડતાં સમાજ બંધનો માટે તે સદા લડતું આવ્યું છે અને રહેશે. ગત વિશ્વયુદ્ધના પરિણામે સૌની સાથે 'સ્ત્રી-બોધ'ને પણ શોષાવું પડયું છે. કાગળોની અછત, છપાઈ કામની મુશ્કેલી વિગેરેના લીધે અમે પુરતી વાંચન સામગ્રી અને એને આધુનિક રીત પ્રમાણે સુશોભિત કરી શક્યા નથી એ માટે દિલગિરી જાહેર કરીએ છીએ.

'સ્ત્રી-બોધે' તેની આજ સુધીની લાંબી ; દડમજલમાં અનેક આફતો અને મુશ્કેલીઓનો સામનો કર્યો છે અને તે હજુએ વધારે દૃઢ બની ગરવી ગુજરાતના સંસ્કારી, સુશિક્ષિત અને આમ નારી સમાજની સેવા કરવાનું ફરીથી પણ લે છે એને હૈયે હંમેશાં સ્ત્રી સમાજની ઉન્નતિની ભાવના જલી રહી છે, પરંતુ સાથે સાથે એક શોચનિય વાત કહેવી પડે છે કે ગુજરાતની સુશિક્ષિત સ્ત્રીઓ તેમની લેખન સામગ્રીનો પ્રસાદ જોઈએ તેટલા પ્રમાણમાં 'સ્ત્રી-બોધ'ને આપી શકતી નથી.

'સ્ત્રી-બોધ' સ્ત્રી-સમાજનું એક અને અગ્રતન માસિક બની રહે એ અમારી બહુ લાંબા સમયની મકસદ છે. સૌ બહેનો એને પુરતો સહકાર આપશે એવી અમે જરૂર આશા રાખીએ છીએ. સાથે એ પણ જણાવવાનું કે માસિક પત્રને સેવાભાવે કામ આપી શકે તેવી બે બહેનો સહકાર આપે એવી અમારી અરજ છે. આજે કેટલાક માસ થયાં કાનપુરમાં વસતાં શ્રી. તરૂમતી કે. રાવળ પોતાનાથી બનતી સેવા આપે છે. તેમને કાર્યાલય તરફથી અભીનંદન આપવામાં આવે છે.

ગ્રાહક ભાઈ બહેનો પોતપોતાનાં લવાજમો હવે તાકીદે મોકલાવી આપે અને જેમને વી. પી. કરવામાં આવે તે તેને સ્વીકારી લઈ અમને પ્રોત્સાહન આપવા સાથે નકામા ખર્ચમાંથી ઉગારી લે એવી આશા છે.

દરેક ગ્રાહક અમને એક એક નવો ગ્રાહક વધારી આપી 'સ્ત્રી-બોધ'ને હજુ વધારે રસસામગ્રીથી ભરપુર બનાવવામાં અમારી અભિલાષાને ઉત્તેજન આપે. જય હિંદ.

મંત્રી.

# હીરો અને મોતી

લેખક : શ્રી. પ્રેમચંદજી. અનુવાદક : શ્રી. કેશવપ્રસાદ દેસાઈ.

જાનવરોની જાતમાં ગધેડો સર્વથી વધારે બુદ્ધિહીન કહેવાય છે. કોઈને આપણે પહેલા નંબરનો મુરખો કહેવો હોય તો એને "ગધેડો" કહીયે છીયે. ગધેડો ખરેખર આટલો બધો બુદ્ધિહીન છે, કે એની સાદાઈ તથા ધીરજને લીધે એને માટે આવી છાપ પડી ગઈ છે, એ નક્કી કરવું મુશ્કેલ છે. ગરીબ કહેવાતી ગાય પણ બીજાને મારવા શીંગડાનો ઉપયોગ કરે છે. એના વાછરડાંના બચાવ માટે એ વાઘણ માફક વિફરે છે. કુતરો પણ નરમ દેખાય છે, છતાં વખતે ગુસ્સો કરે છે. પણ ગધેડો આમાનું કશું યે કરતો જણાયો નથી. એને કહણા મારે કે કોતરાં ખવડાવે તોયે કોઈ એના મુખ ઉપર અસંતોષની છાયા પણ જોઈ શકતું નથી. વસંતઋતુમાં કદાચ એકાદ બે વાર એ ઉછાળા મારતો હશે, પણ કોઈએ એને આનંદ દર્શાવતો પણ જોયો નથી હંમેશાં એના મુખ ઉપર દીલગીરી છવાઈ રહેલી હોય છે.

મહાત્માઓ અને મહંતોના સર્વ સદ્ગુણો ગધેડામાં સર્વોચ્ચ શીખરે પહોંચેલા છે. અને છતાંયે મનુષ્યો એને બુદ્ધિહીન કહે છે. સદ્ગુણનું આવું અપમાન અન્યત્ર જોવામાં આવતું નથી. આ દુનિયામાં સાદાઈની કદરજ નથી. જુવોને, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના કેવાં અપમાન થાય છે? અમેરિકામાં હિંદીઓને કેમ નથી દાખલ થવા દેતા! બિચારા હિંદીઓ નથી દારૂ પીતા. નથી રસ્તેજતાં લડવાઈ વ્હોરતા—કોઈ તેમના ઉપર દમદાટી કરે તો નીચે મોએ સાંભળી લેઉ. અરે કોઈ એમનું હડહડતું અપમાન કરે તો પણ બોલતા નથી. ત્યારે કહે છે કે એમનું જીવન ધોરણ નીચું છે, તેઓ સુધરેલા નથી. કદાચ તેઓ સામે બોલતા હોત કે ઈંટનો જવાબ ઈંટથી આપતા હોત, તો એ સુધરેલા કહેવાત!

ગધેડાનો એક નાનો ભાઈ છે. ગધેડા કરતા કદાચ એ ઓછો 'ગધેડો' હશે! એનું નામ છે બળદીયો. કોઈવાર મુરખાઈના પ્રદેશમાં વસનારને 'બળદીયા'નું ઉપનામ પણ આપવામાં આવે છે. કેટલાએક લોકો બળદને મુરખાઈમાં સર્વોચ્ચ સ્થાન આપે છે. પણ હું એમનાથી જુદો પડું છું. કોઈ કોઈવાર બળદીયો મારકણો બને છે. કોઈકોઈવાર એને અપમાન પણ લાગે છે. એ પોતાનો અસંતોષ અનેક રીતે દર્શાવે પણ છે. એટલે મુર્ખાઈમાં એનું સ્થાન ગધેડા કરતા તો જરૂર ઉતરતું છે.

( ૨ )

ઝુરી નામના માળી પાસે બે બળદ હતા. એમનાં નામ હતાં હીરો અને મોતી. બન્ને સારી ઓલાદના હતા, દેખાવમાં રૂપાળા હતા, કામમાં મહેનતુ અને ચાલાક હતા, અને કદમાં ઉંચા હતા. લાંબો વખત ભેગા રહેવાને લીધે એ બેની વચ્ચે પ્રેમભર્યો એખલાસ હતો. સામસામે બેસીને અથવા પાસે પાસે બેસીને એ બે જણ મુંગા મુંગા વાતો કરતા. એક બીજાના વિચાર એ કેવી રીતે સમજી જતા હતા તે તો કોણ જાણે! પણ એમની પાસે કાંઈક છુપી શક્તિ હતી તે વડે તેઓ સમજી જતા હતા ખરા. માણસ પોતાને સૃષ્ટિનો અધિષ્ઠાતા માને છે તોપણ એની પાસે આવી શક્તિ નથી. એકબીજા તરફનો પ્રેમ દર્શાવતા તેઓ એકબીજાને ચાટતા અથવા સુંઘતા. કોઈ કોઈવાર તેઓ સામસામા શીંગડાં ઘસતા

એકબીજાને થપકાર મારે છે, તેમ આવા દેખાવો વિનાં તો દોસ્તી ફીકકી પડી જાય. જ્યારે હીરો અને મોતી ગાડે જોડાયા હોય કે હળે જોતરાયા હોય, અને ડોલતા ડોલતા ચાલતા હોય, ત્યારે દરેકની ઇચ્છા એમ હોય કે પોતે જ બધો ભાર ખેંચે. બપોરે કે સાંઝે જ્યારે એમનાં જોતરાં છુટે ત્યારે બન્ને જણા એકબીજાને ચાટીને અથવા તો ગેલ કરીને સામાનો થાક ઉતારવા યત્ન કરતા. ગમાણમાં તેઓ સાથેજ મોં ઘાલે અને સાથેજ કહાડે બેસે કે ઊઠે પણ એક સાથેજ જો એકના ખાય તો બીજો પણ નાજ ખાય.

એકવાર, ભોગજોગે. ઝુરીએ બળદની આ જોડ પોતાને સાસરે મોકલી. પોતાને શા માટે મોકલે છે એની આ બળદોને ખબર પણ નહોતી એતો જાણે કે શેઠે અમને વેચી નાંખ્યા. કદાચ એમને વેચાવું નહિ હોય. કોણ જાણે એમના મનમાં શું એ હશે પણ ઝુરીનો સાળો ગયા એમને હાંકી જતો ત્યારે એને ખુબ વિત્યું. એ જો એમને પાછળથી હાંકે તો તેઓ જમણે ડાબે વળે. એ જો આગળથી દોરડી ખેંચે તો બે જણ નીચું માથું કરી શીંગડીઓ નમાવીદે. એમને જો વાચા હોત તો તેઓએ જરૂર ઝુરીને પુછ્યું હોત કે ભાઇ! અમને તું ઘરમાંથી કેમ કહાડી મુકે છે? અમે તન તોડીને તારી મજુરી કરી છે. તેથીયે તને સંતોષ થયો નહિ તો તારે હજીયે વધારે કામ અમારી પાસેથી લેવું હતું. તારી મજુરી કરતાં કરતાં અમે ખુશીથી અમારો પ્રાણ આપત. અમને જે મળ્યું તે અમે ખાઇ લેતા'તા. અમે કોઇ દહાડો ખોરાક સબંધી ફરીયાદ કરી નથી. તો પછી તેં આ જુલમીને શા માટે અમને વેચ્યા?

હીરો અને મોતી નવે ઘેર ગયા ત્યારે સાંઝ પડી ગઇ હતી. આખા દીવસમાં એમને કાંઇયે ખાવા મળ્યું નહોતું એટલે તેમને ભુખ તો કકડીને લાગી હતી. પણ ગમાણ આગળ એમને લઇ જવામાં આવ્યા ત્યારે તેમણે ડોક પણ નીચી કરી નહિ. એમનું મન ભરાઇ આવ્યું હતું કારણ કે પોતાના માનેલા ઘરથી એમને વિખુટા પાડવામાં આવ્યા હતા. અહિં તો એમને પરગામ જેવું લાગતું હતું.

એમણે અંદર અંદર મૂકવાર્તા કરી લીધી. પછી ઓતાકુ જોઇને સુઇ ગયા. જ્યારે આખું ગામ ઉંઘી ગયું ત્યારે બન્ને જણે દોરડા તોડી નાંખ્યા. અને ઘરભણી દોડ્યા. એમને બાંધેલા દોરડા બહુજ મજબુત હતા અને એ તુટે તેવો તો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પણ આ બન્ને અત્યારે એવા તો જોસમાં આવ્યા હતા કે એક આંચકે એમણે દોરડાં તોડયાં.

( ૩ )

ઝુરી સવારે ઊઠયો ત્યારે એણે જોયું કે હીરો અને મોતી બન્ને બારણે ઉભા હતા. એમના ગળામાં દોરડીનો ટુકડો હતો અને પગ બધા કાદવથી ખરડાયલા હતા; એમણે ઝુરી સામુ માર્દવભરી આંખોએ જોયું. ઝુરીને તો આનંદ આનંદ થઇ ગયો. એ તો દોડ્યો અને બન્ને બળદને ગળે હાથ નાંખી પ્રેમથી ભેટ્યો અને એમને હેતથી પંપાળ્યા. આ દેખાવ ખરેખર બહુજ સુંદર અને અસરકારક હતો.

થોડીવારમાંજ ગામનાં છોકરાં ત્યાં ભેગાં થઇ ગયાં અને હોકાટા કરીને તથા તાળીયો પાડીને હીરા તથા મોતીને તેમણે ભાવભર્યો આવકાર આપ્યો. આ બનાવ કાંઇ અવનવો નહોતો પણ છોકરાંઓએ તે પુરબહારમાં ઉજવ્યો. સૌએ હીરા અને મોતીને કાંઇને કાંઇ ભેટ આપી. કોઇ ગોળ લાવ્યું, કોઇ રોટલો લાવ્યું, કોઇ ઘાસ લાવ્યું એમ દરેક જણે કાંઇ ને કાંઇ ખાવા આપ્યું

એકે કહ્યું : આવી બળદની જોડ તો કોઈની પાસે નથી.

બીજાએ કહ્યું : કેટલે છેટેથી તેઓ એકલા પાછા આવતા રહ્યા.

ત્રીજાએ કહ્યું : એ કાંઈ જેવાતેવા બળદીયા નથી. ગયે જન્મ જરૂર માણસો હશે
આની વિરૂદ્ધ કોઈ કશું બોલી શકયું નહિ.

ઝુરીની બૈરી આ બધું જોઈને બહુ ગુસ્સે થઈ ગઈ એણે કહ્યું: આ મુઆ બળદીયાતે કઈ જાતના જાનવર છે. મારી માને ઘેર એક દહાડોએ કામ કર્યા વગર પાછા નાશી આવ્યા

પોતાના બળદ સામે આવી ટીકા ઝુરીથી સાંખી શકાઈ નહિ. એણે કહ્યું; એમને ત્યાં ખાવા નહિ મળ્યું હોય એટલે પાછા ફર્યા વિના છુટકો નહિ.

ત્યારે શું તમારે ઘેર જ ખાવા આપતા હશે. બીજાતો પાણી ઉપર ઢોર રાખતા હશે. એની વહુએ ગુસ્સામાં કહ્યું

ઝુરી એને વધુ ચીઢવવા બોલ્યો; પણ જો એમને ખાવા મળ્યું હોત તો અહિં શું કરવા નાસી આવત ?

ઝુરીની વહુએ ગુસ્સા સાથે ઉત્તર આપ્યો; તમારો માફક મારાં પીયરીયાં ઢોરને ખોટા લાડ નથી લડાવતા માટે એ અહિં પાછા આવ્યા. મારે પીયેર ઢોરને ખાવા એ આપે છે અને એમની પાસે સખ્ત કામ પણ લે છે. આ તમારા બળદીયાતો આળસુ છે એટલે ત્યાંથી નાશી આવ્યા. હવે એમને ખોળ કે કુશકા ખાવા નહિં મળે સુકુ ઘાસ ખાવું હોય તો ખાય નહિ તો છો ભુખે મરે.

આ બાઈયે નોકરોને આ પ્રમાણે હુકમ આપી દીધો. બળદોએ જ્યારે ગમાણમાં મોં ઘાલ્યા ત્યારે રસ કે કસ વગરનો ખોરાક જોઈને મોં પાછા ખેંચી લીધાં અને આશાભરી નજરે બારણા તરફ જોઈ રહ્યા. ઝુરીએ આ જોયું ત્યારે નોકરને કહ્યું; અલ્યા થોડો ખોળ તો આમને આપ.

જો બાઈના હુકમ સામે હું ખોળ આપું તો મારૂં મોત જ આવે ને ! પણ ખાનગીમાં આપ, ઝુરીયે કહ્યું.

ના બાપજી ના. વાત ખુલ્લી થાય ત્યારે તમે પણ બાઈની તરફ થઈ જાવ. બીજે દિવસે ઝુરીનો સાળો આવ્યો અને બળદને પાછા લઈ ગયો આ વખતે તો એમને ગાડે જોડયા હતા. રસ્તામાં મોતીએ ગાડુ ખાડામાં ધકેલવા વિચાર કર્યો, પણ હીરો જરા ખામો-શવાળો હતો એટલે એણે તેમ ના થવા દીધુ. ઘેર પહોંચીને ગયાએ બન્નેને જાડા દોરડાથી સખ્ત બાંધ્યા આમ એમને આગલા દીવસના પરાક્રમનું ફળ મળ્યું. ખાવામાં એમને સુકુ ઘાસ મળ્યું પણ ગયાના પોતાના બળદોને ખોળને કોરમું મળ્યું.

હીરા અને મોતીનું આવું અપમાન આગળ કદી થયું નહોતું. ઝુરીએ એમને એક-વાર પણ લાકડી મારી નહોતી, કારણ કે ફક્ત એક જ ડચકારે એ દોડવા માંડતા હતા પણ ગયા તો એમને મારવા લાગ્યો એમને આ અપમાન હાડોહાડ લાગ્યું હતું તેમાં વળી ખાવાનું પણ લુખસુકું મળ્યું એટલે એમણે ગમાણ તરફ નજર સુદ્ધાં નાખી નહિ.

બીજે દીવસે ગયાએ એમને હળે જોડયા. પણ હીરા અને મોતીયે નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ થાય પણ ડગલુંએ ભરવું નહિ. ગયાએ ઘણાએ સાટકા માર્યા, મારતાં મારતાં

એ થાક્યો, પણ બળદોએ ડગલું પણ ના ભર્યું. પછી તો એણે હીરાના નાક ઉપર જોરથી આર્યું. મોતીને ઘણો જ ક્રોધ ચડ્યો અને એ હળ લઈને નાઠો અને. પછડાઈને હળ તુટ્યો જો એમને બાંધેલાં દોરડાં લાંબાં ના હોત તો એ હાથમાં પણ ના આવત.

હીરાએ મોતીને પોતાની મુંગી ભાષામાં કહ્યું ' નાસવામાં માલ નથી.

મોતીએ કહ્યું; એનો તારો જીવ કાઢી નાંખત. હવે આપણને ખુબ મારશે.

હીરાએ કહ્યું; ભલે મારે બળદનો અવતાર લીધો એટલે મારતો કરમે જડેલો છે.

ગયા અને તેના બે નોકરો આમની પાછળ પડયા. સૌના હાથમાં લાકડીઓ હતી એમને જોઈને મોતીએ હીરાને કહ્યું પેલા લાકડીઓ લઈને આવે. જો તું કહેતો હોય તે ગયાને મારૂં જોર બતાવું.

હીરાએ એને સમજાવીને કહ્યું કે આપણે શાંત જ ઉભા રહેવું. પણ મને જો એ મારશે તો હું એક બે જણને છુંદી નાંખીશ મોતી બોલ્યો.

હીરાએ કહ્યું; ના, ભાઈ ના. બળદ જાતથી એમ ન કરાય.

મોતીતો બીચારો ક્રોધથી ધુવાં ફુવાં થતો હતો.

એજ વખતે ગયા ત્યાં આવ્યો અને તેમને ઘેર દોરી ગયો. આ વખતે સુભાગ્યે એણે એમને ન માર્યાં નહિતો કદાચ મોતી ઝાલ્યો ના રહેત. મોતીના કપાળ પરની કરચળી અને એની મારકણી આંખો જોઈને ગયા તથા એના માણસો ગમ ખાઈ ગયા,

ફરી પાછા એમને ફોતરાંજ ખાવા આપ્યાં, પણ બન્ને પત્થરની માફક ઉભાજ રહ્યા. ઘરનાં સૌ જમવા બેઠાં. એજ વખતે એક નાની છોકરી બે રોટલા છાનામાના લઈને આવી એક હીરાના મોંમાં અને એક મોતીના મોંમાં મુકીને એ ગુપચુપ ચાલી ગઈ, આટલેથી કાંઈ એમની ભુખ ટળે એમ નહોતું. પણ આ ઘરમાંએ એકજણ એમની તરફ ભાવ રાખતું હતું એવી લાગણીથી એમને શાતા વળી. આ હતી ભૈરૂની છોકરી. એની મા મરી ગઈ હતી, અને બાપે ફરી લગ્ન કર્યું હતું. સાવકી મા એના તરફ જરાયે માયા નહોતી બતાવતી. એટલે એને આ ઘરમાં સાવકા જેવા આ બળદો તરફ ગમતા થઈ.

દીવસે આ બળદો જોતરાતા હતા, અને જરાયે અજંપો બતાવે તો માર ખાતા હતા. સાંજે એમને ખુંટે બાંધવામાં આવતા હતા. અને રાત્રે પેલી છોકરી એમને બે રોટલા આપી જતી હતી. આ છોકરીના સાચા પ્રેમનો જાદુ એવો હતો કે એક એક રોટલો ખાઈને સૌકી સુકી ઘાસ તેઓ વગોળતા હતા, તો પણ આટલી બધી મજુરી કરીને પણ એમને થાક લાગતો નહોતો. છતાંયે એમની આંખ તો ક્રોધ અને વેરથી ભરેલી હતી.

એક દહાડો મોતીએ કહ્યું: હીરા ! હવે તો આ બધું નથી ખમાતું.

પણ ત્યારે શું કરીશું ? હીરાએ પુછ્યું.

આ કુટુંબના એકાદ માણસને શીંગડે ભરાવી ધુળમાં રગદોળવાનું મને મન છે.

પણ પેલી વ્હાલસોઈ છોકરીનો વિચાર કર્યો ? એનાં મા કે બાપને કાંઈ થાય તો એ બીચારી અનાથ બને. હીરાએ કહ્યું.

મોતીએ જવાબ વાળ્યો કે એની મા તો દોરમાન છે. એટલે એનેજ શીંગડે ચઢાવી હોય તો કાંઈ હરકત ના આવે. એ તો છોકરીને રોજ ટીપે છે.

પણ આપણી જાતમાં બીજાઓને શીંગડે ચઢાવવાની તો મનાઈ છે.

તું તો રોજ હું જે કહું છું તેનો વિરોધ જ કરે છે, ચાલ ત્યારે આપણા દોરડાં તોડીને આજે જ ચાલી જઈએ.

કબુલ પણ આટલા જાડા દોરડા તુટશે શી રીતે?

એનો રસ્તો હું બતાવું. મોતીએ કહ્યું. પહેલાં દોરડું એક ઠેકાણેથી ખુબ ચાવવું. ત્યાં કુચો થવા માંડે એટલે ઝટકે તોડી નંખાશે.

રાત્રે પેલી છોકરી રોટલા આપી ગઈ પછી એમણે દોરડા ચાવવાનો યત્ન કર્યો. પણ આટલું જાડું દોરડું દાંતની પકડમાં આવતુંજ નહોતું. એટલામાં બારણું ઉઘડ્યું અને પેલી છોકરી ત્યાં આવી. આ બે જણે તો શરમથી, નીચું માથું કર્યું પણ પેલી છોકરી બોલીઃ લાવો, હું તમને છોડું. આજેજ ઘરમાં બધા કહેતા હતા કે તમને બન્ને નાથવાના છે. પછી તો તમને એ લોક ખુબ ટીપશે. આટલું કહી એણે તેમને થાબડ્યા, નાક પંપાળ્યા, અને દોરડાં છોડી નાંખ્યા. પણ બન્ને બળદ સ્થિર ઉભા જ રહ્યા.

મોતીએ પુછ્યુંઃ તું કેમ નાસતો નથી?

હીરાએ ઉત્તર આપ્યો; નાશી તો જવાય પણ આ છોકરીનું શું. એનો વાંક કહાડીને એ લોક એને ટીપશે.

એકાએક એ છોકરીએ બૂમ પાડી. બાપા, ઓબાપા, જુવોને મામાના બળદ નાઠા. પકડો બળદને જલદી પકડો-

હીરા અને મોતી છોકરીની યુક્તિ સમજ્યા. ગયા પણ ધસતો આવ્યો. આગળ બળદ અને પાછળ એ. ગયાએ ગામમાંથી માણસો ભેગા કરવા માટે જરા આડો રસ્તો લીધો. બળદોને જરા વખત મળ્યો. તેઓ સીધા જ નાઠા. જાણીતો ચીલો બાજુએ રહી ગયો અને એ જોરથી નાઠા, એમના ખ્યાલમાં એકાએક આવ્યું કે આતો કોઈ અજાણ્યું ગામ આવ્યું. એટલે એ વિચાર કરવા ઉભા.

હીરા બોલ્યોઃ આપણે રસ્તો ભૂલ્યા છીએ.

મોતીએ કહ્યુંઃ તું વગર વિચારે જ દોડ્યો. પહેલા એને ઠમરીને પછી જવાનું હતું.

હીરા બોલ્યો. અરે આપણે એમ કર્યું હોત તો દુનિયા શું કહેત? એ ભલેને દયા ધરમ છોડે. પણ આપણાથી કેમ છોડાય!

બન્ને જણ ભૂખથી અકળાતા હતા. પાસે જ ખેતરમાં વટાણા ઉગેલા હતા. એમણે તો નીચું ઘાલીને ખાવા માંડ્યું. થોડી થોડીવારે આવતા જતાની તપાસ કરતા હતા.

પેટ ભરાયું એટલે નવી સ્વતંત્રતાની ખુમારી ચઢી. તેઓ ગેલમાં આવી ગયા. એક બીજાની મજાક કરવા લાગ્યા. અને પછી ખુશાલીમાં બરાડવા લાગ્યા. એક બીજાના માથા ધકેલ્યા, શીંગડા ભરાવ્યા, અને ધકેલવા લાગ્યા. અંતે હીરો એક ખાડામાં પડ્યો એટલે ખુબ ગુસ્સે થયો. મોતી ખસીયાણો પડી ગયો અને પછી વટાણાના ખેતરની કોરે ઉભો રહી ગયો.

૪

થોડીવારમાં તેઓએ એક મોટો આખલો એમની તરફ આવતો જોયો. એ ઘણો જ

એ થાકશે, પણ બળદોએ ડગલું પણ ના ભર્યું. પછી તો એણે હીરાના નાક ઉપર જોરથી માર્યું. મોતીને ઘણો જ ક્રોધ ચડ્યો અને એ હળ લઈને નાઠો અને પછડાઈને હળ તુટ્યો. જો એમને બાંધેલા દોરડાં લાંબાં ના હોત તો એ હાથમાં પણ ના આવત.

હીરાએ મોતીને પોતાની મુંગી ભાષામાં કહ્યું ' નાસવામાં માલ નથી.

મોતીએ કહ્યું; એનો તારો જીવ કાઢી નાંખત. હવે આપણને ખૂબ મારશે.

હીરાએ કહ્યું; ભલે મારે બળદનો અવતાર લીધો એટલે મારતો કરમે જડેલો છે.

ગયા અને તેના બે નોકરો આમની પાછળ પડ્યા. સૌના હાથમાં લાકડીઓ હતી. એમને જોઈને મોતાએ હીરાને કહ્યું પેલા લાકડીઓ લઈને આવે. જો તું કહેતો હોય તો ગયાને મારૂં જોર બતાવું.

હીરાએ એને સમજાવીને કહ્યું કે આપણે શાંત જ ઉભા રહેવું પણ મને જો એ મારશે તો હું એક બે જણને છુંદી નાંખીશ મોતી બોલ્યો.

હીરાએ કહ્યું; ના, ભાઈ ના. બળદ જાતથી એમ ન કરાય.

મોતીતો બીચારો ક્રોધથી ધુવાં ફુવાં થતો હતો.

એજ વખતે ગયા ત્યાં આવ્યો અને તેમને ઘેર દોરી ગયો. આ વખતે સુભાગ્યે એણે એમને ન માર્યા નહિતો કદાચ મોતી ઝાલ્યો ના રહેત. મોતીના કપાળ પરની કરચળી અને એની મારકણી આંખો જોઈને ગયા તથા એના માણસો ગમ ખાઈ ગયા,

ફરી પાછા એમને ફોતરાંજ ખાવા આપ્યાં, પણ બન્ને પત્થરની માફક ઉભાજ રહ્યા. ઘરનાં સૌ જમવા બેઠાં. એજ વખતે એક નાની છોકરી બે રોટલા છાનામાના લઈને આવી એક હીરાના મોંમાં અને એક મોતીના મોંમાં મુકીને એ ચુપચાપ ચાલી ગઈ, આટલેથી કાંઈ એમની ભુખ ટળે એમ નહોતું. પણ આ ઘરમાંએ એકજણ એમની તરફ ભાવ રાખતું હતું એવી લાગણીથી એમને શાતા વળી. આ હતી ભૈરૂની છોકરી. એની મા મરી ગઈ હતી, અને બાપે ફરી લગ્ન કર્યું હતું. સાવકી મા એના તરફ જરાયે માયા નહોતી બતાવતી. એટલે એને આ ઘરમાં સાવકા જેવા આ બળદો તરફ મમતા થઈ

દીવસે આ બળદો જોતરાતા હતા, અને જરાયે અજંપો બતાવે તો માર ખાતા હતા. સાંજે એમને ખુંટે બાંધવામાં આવતા હતા અને રાત્રે પેલી છોકરી એમને બે રોટલા આપી જતી હતી. આ છોકરીના સાચા પ્રેમનો જાદુ એવો હતો કે એક એક રોટલો ખાઈને પેટ ભરી ખાસ નેત્રો ખોળતા જતા, તો પણ આટલી બધી મજુરી કરીને પણ એમને થાક લાગતો નહોતો. છતાંયે એમની આંખ તો ક્રોધ અને વેરથી ભરેલી હતી.

એક દહાડો મોતીએ કહ્યું· હીરા ! હવે તો આ બધું નથી ખમાતું.

પણ ત્યારે શું કરીશું ? હીરાએ પુછ્યું.

આ કુટુંબના એકાદ માણસને શીંગડે ભરાવી ધુળમાં રગદોળવાનું મને મન છે.

પણ પેલી વ્હાલસોયી છોકરીનો વિચાર કર્યો ? એના મા કે બાપને કાંઈ થાય તો એ બીચારી અનાથ બને. હીરાએ કહ્યુ.

મોતીએ જવાબ વાળ્યો કે એની મા તો હોરમાન છે. એટલે એનેજ શીંગડે ચઢાવી હોય તો કંઇ હરકત ના આવે. એ તો છોકરીને રોજ ટીપે છે.

પણ આપણી જાતમાં સ્ત્રીઓને શીંગડે ચઢાવવાની તો મનાઈ છે.

તું તો રોજ હું જે કહું છું તેનો વિરોધ જ કરે છે, ચાલ ત્યારે આપણા દોરડાં તોડીને આજે જ ચાલી જઈએ.

કબુલ પણ આટલા જાડા દોરડા તુટશે શી રીતે?

એનો રસ્તો હું બતાવું. મોતીએ કહ્યું. પહેલાં દોરડું એક ઠેકાણેથી ખુબ ચાવવું. ત્યાં કુચો થવા માંડે એટલે ઝટકે તોડી નંખાશે.

રાત્રે પેલી છોકરી રોટલા આપી ગઈ પછી એમણે દોરડા ચાવવાનો યત્ન કર્યો. પણ આટલું જાડું દોરડું દાંતની પકડમાં આવતુંજ નહોતું. એટલામાં બારણું ઉઘડયું અને પેલી છોકરી ત્યાં આવી. આ બે જણે તો શરમથી, નીચું માથું કર્યું પણ પેલી છોકરી બોલીઃ લાવો, હું તમને છોડું. આજેજ ઘરમાં બધા કહેતા હતા કે તમને બન્ને નાથવાના છે. પછી તો તમને એ લોક ખુબ ટીપશે. આટલું કહી એણે તેમને થાબડયા, નાક પંપાળ્યા, અને દોરડાં છોડી નાંખ્યા. પણ બન્ને બળદ સ્થિર ઉભા જ રહ્યા.

મોતીએ પુછ્યુંઃ તું કેમ નાસતો નથી?

હીરાએ ઉત્તર આપ્યોઃ નાશી તો જવાય પણ આ છોકરીનું શું. એનો વાંક કહાડીને એ લોક એને ટીપશે.

એકાએક એ છોકરીએ બૂમ પાડી. બાપા, ઓબાપા, જુવોને મામાના બળદ નાઠા. પકડો બળદને જલદી પકડો.

હીરો અને મોતી છોકરીની યુક્તિ સમજ્યા. ગયા પણ ધસતો આવ્યો. આગળ બળદ અને પાછળ એ. ગયાએ ગામમાંથી માણસો ભેગા કરવા માટે જરા આડો રસ્તો લીધો. બળદોને જરા વખત મળ્યો. તેઓ સીધા જ નાઠા. જાણીતો ચીલો બાજુએ રહી ગયો અને એ જોરથી નાઠા, એમના ખ્યાલમાં એકાએક આવ્યું કે આતો કોઇ અજાણ્યું ગામ આવ્યું. એટલે એ વિચાર કરવા ઉભા.

હીરો બોલ્યોઃ આપણે રસ્તો ભૂલ્યા છીએ.

મોતીએ કહ્યુંઃ તું વગર વિચારે જ દોડયો. પહેલા એને ઠાર્રીને પછી જવાનું હતું.

હીરો બોલ્યો. અરે આપણે એમ કર્યું હોત તો દુનિયા શું કહેત? એ ભલેને દયા ધરમ છોડે. પણ આપણાથી કેમ છોડાય!

બન્ને જણ ભૂખથી અકળાતા હતા. પાસે જ ખેતરમાં વટાણા ઉગેલા હતા. એમણે તો નીચું ઘાલીને ખાવા માંડયું. થોડી થોડીવારે આવતા જતાની તપાસ કરતા હતા.

પેટ ભરાયું એટલે નવી સ્વતંત્રતાની ખુમારી ચઢી. તેઓ ગેલમાં આવી ગયા. એક બીજાની મજાક કરવા લાગ્યા. અને પછી ખુશાલીમાં બરાડવા લાગ્યા. એક બીજાના માથા ધોલ્યા, શીંગડા ભરાવ્યા, અને ધકેલવા લાગ્યા. અને હીરો એક ખાડામાં પડયો એટલે ખુબ ગુસ્સે થયો. મોતી ખસીયાણો પડી ગયો અને પછી વટાણાના ખેતરની કોરે ઉભો રહી ગયો.

૪

થોડીવારમાં તેઓએ એક મોટો આખલો એમની તરફ આવતો જોયો. એ ઘણો જ

મજબુત હતો ગોરધનું સકળ બળ એનામાં ભર્યું લાગતું હતું અભિમાન ભરી–મદમાતી ચાલે એ એમની નજીક આવ્યો એને જોઈને જ આ બે બળદોના મોતીયા મરી ગયા. પછી તેઓ વીચારવા લાગ્યાઃ આ ભયંકર દુશ્મનની સામે થવું એટલે તો નિશ્ચે મોતને જ નોતરવાનું અને સામે ન થવું તેથી કાંઈ આફત ટળવાની નથી. આ તો ખરેખરી ફસામણ થઈ !!

મોતીએ પોતાની મૂક ભાષામાં હીરાને પૂછ્યું. આ ફસામણમાંથી કાંઇ રસ્તો નીકળે તેમ છે !

હીરાએ કહ્યુંઃ એ રાક્ષસ જબરો અભિમાની છે. આપણી વિનવણીને એ કાંઇ મણકારે નહિ,

ત્યારે આપણે નાસી કેમ ના જઇયે ? મોતી બોલ્યો.

એ તો બાયલાપણું કહેવાય.

ત્યારે ઉભા રહો અહિં, અને મરણને નોતરો.

પણ એ જ આપણને દોડાવે તો ?

ત્યારે જોઈ લઇશુ !

ના. આપણે માટે તો ફક્ત એક જ રસ્તો છે. આપણે જ એના ઉપર એક સામટો હલ્લો કરીયે. હું જાઉં એની સામે. તું આવ એની પાછળથી, એ મારી તરફ ધસે એટલે તું એના પેટમાં શીંગડાં ભોકજે. અત્યારે આપણી જીંદગી ભયમાં છે.

એકાએક આ બન્ને મિત્રોએ આખલા ઉપર હુમલો કર્યો. આવા હુમલાનો અનુભવ એ ભાઇને થયો નહોતો. એક એક જાનવરની સામે તો એણે ઘણુંયે યુદ્ધ કર્યાં હતાં. પણ બે દિશાથી બે બળદનો હલ્લો તો એણે પેલીવાર જ જોયો એ મોતીની સામે ધસ્યો એટલે હીરાએ એને શીંગડાં લગાવ્યાં એ લોકોએ એને એક એકની સામે ઝાડમારી કરવા દીધી જ નહિ. એટલે એને બન્ને તરફથી ઘા સહન કરવા પડયા આમ આગળ અને પાછળ બેવડું યુદ્ધ આપવાથી એ જબરજસ્ત આખલો પણ થાકયો. જેમ એ થાકયો તેમ એને વધારે માર પડયો. છેવટે એ ત્યાંથી એકદમ ભાગ્યો. આ બન્ને એની પાછળ પડયા. અંતે કેવળ થાકથી એ મહાકાય આખલો પડી ગયો. આ બે જણા પણ થંભી ગયા.

આ બે મિત્રોને વિજયથી અતિ મદ ચડયો.

મોતીએ કહ્યુંઃ મારો વિચાર તો એને પુરેપુરો જ કરી નાંખવાનો હતો

હીરાએ કહ્યુંઃ પડેલા શત્રુ ઉપર હુમલો કરાય જ નહિ.

એ બધા ખ્યાલ ખોટા છે. પડેલો હોય તો પણ શત્રુ છે. ફરી ઊઠે જ નહિ એમ કરવું જોઇયે.

હવે એ વાત રહેવા દે કાંઈક ખાવાની તજવીજ કરવી જોઈયે.

મોં આગળ જ વટાણાનું ખેતર હતું. મોતી તો એકાએક અંદર ગયો. હીરો ના કહેતો જ રહ્યો. હજી તો એમણે ખાવા માંડયું નહોતું એટલામાં બે માણસો કયાંકથી લાકડીઓ સાથે દોડી આવ્યા અને એમને મારવા મંડયા હીરો તો ખેતરને કાંઠે હતો એટલે બહાર નિકળી ગયો. પણ મોતી એક પાણીની નીકમાં હતો એટલે દોડતાં દોડતાં

એની ખરીઓ કાદવમાં ખુપી અને એ પકડાઇ ગયો. એને પકડાયલો જોઇ હીરો પાછો આવ્યો અને કહ્યું કે પકડાઇએ તો બે સાથે જ. ચોકીદારે એને પણ તરત પકડી લીધો. બન્ને જણાને રખડતા ઢોરના ડબામાં પુર્યા.

૫

આખા દિવસમાં ઘાસનું તણખલુંયે ના મળ્યું હોય, તેવો અનુભવ, હીરા અને મોતીને આજે પહેલ વહેલો જ હતો. એમના આ નવા શેઠની રીતની એ લોકોને કાંઈ સમજણ પડી નહિ. આના કરતાં તો ગધા પણ સારો હતો. કંપાઉંડમાં ગાયો હતી, ભેંસો હતી, બકરાં હતાં, ગધેડાં હતાં, ઘોડા હતા, પણ કોઇનાએ મોં આગળ ઘાસ નહોતું, ઘણાં તો મડદાં માફક જમીન પડયાં હતાં. જે ઉભા હતાં તે ડગમગતાં હતાં. હીરો ને મોતી તો એકી નજરે બારણા તરફ જોયા કરતા હતા. પણ કોઇ આવ્યું જ નહિ. છેવટે તેમણે ભીંત ઉપર માટી ચાટવા માંડી. પણ તેથી એમનું કાંઈ વળ્યું નહિ.

એમ કરતાં કરતાં રાત પણ પડી. તોયે કંઇ ખાવાનું મળ્યું નહિ. હીરાને તો અતિશય ક્રોધ ચઢયો હતો. એણે કહ્યું. મોતી! આતો હવે નથી ખમાતું.

મોતી બોલ્યોઃ હવે તો આપણો અંત આવી જાય એમ લાગે છે.

એમ હીંમત ના હાર. આપણે નાસવાનો માર્ગ ખોળી કાઢીશું.

ચાલો આ ભીંત તોડીયે.

એમ કરવાનું હવે જોર નથી.

તારા જોરની તો તું મોટી મોટી બડાશો મારતો હતો.

હવે મારૂં અભિમાન ધુળમાં રગદોળાઇ ગયું છે.

હીરામાં હજી કાંઈક જોર રહ્યું હતું. એણે ભીંત ઢાંચે શીંગડાં ઘસ્યાં, થોડી ઘણી માટી ઉખાડી. થોડા પોપડા નીચે પડયા. એટલામાં ચોકીદાર ઢોરની ગણત્રી કરવા આવ્યો. તેણે આ ધમસાણ જોઇને હીરાને ખુબ ફટકાર્યો. અને તેને વધારે મજબુત દોરડે બાંધ્યો.

મોતી તો જમીન ઉપર જ પડયો હતો. આ જોઇને એ બોલ્યોઃ જોયું તારા બળનું પરિણામ!

પ્રયત્ન કર્યાનો સંતોષ તો થયોને!

આવો પ્રયત્ન કર્યામાં સાર શો! માર પડે અને બંધન વધે!

થવાનું હોય તે થાય, પણ હું તો આ દિવાલ તોડવાનો જ.

તો, થોડા સમયમાં જ તારે પસ્તાવો કરવો પડશે, અને તારો જીવ જોખમાશે.

હું તેની દરકાર કરતો નથી. આજની ગુલામી અને આ બંધન મરણ કરતાંએ બુરૂં છે. ધારો કે દિવાલ તુટી, તો કેટલાં બધાં જીવ બચી શકશે! આપણા સંખ્યાબંધ ભાંડુઓ અહીં પુરાયાં છે. તેઓ સૌ ભુખથી અધમુઆં થઇ ગયાં છે. જો આ સ્થિતિ ત્રણ ચાર દિવસ વધારે ચાલશે તો આપણે સૌ મરી જઇશું.

તારી વાત તો સાચી છે. ચાલ ત્યારે આ દિવાલ તોડવામાં હું પણ તને મદદ કરીશ. મોતીએ પોતાના શીંગડાંથી તે નબળી દીવાલ ખણવા માંડી. થોડી માટી ખરી

પડી. એને હિંમત આવી. થોડીવારમાં તો એ પોતાના સઘળા બળથી અને જીવ સાટે, એ દિવાલ સાથે લડવા મંડયો. બે કલાકની મહેનત પછી એ દિવાલનો ઉપલો ભાગ જે એકાદ ફુટ જેટલો હતો તે પડયો. આથી તો એનામાં બેવડું જોર આવ્યું અને તરતજ અડધી દિવાલ ભોંયભેગી થઇ.

અંદરનાં બીજાં પ્રાણીઓએ જ્યારે આ જોયું ત્યારે તેમનામાં જીવસંચાર થયો. ત્રણ ઘોડીઓએ સૌથી પ્રથમ કુદકો માર્યો અને બારણા તરફ ગઇ. ત્યાર પછી બકરાં ગયાં. પણ ગધેડાં તો બેસી જ રહ્યાં. આથી હીરાને નવાઇ લાગી અને તેણે પુછ્યું: તમે કેમ જતા નથી?

અમને તો ફરી પકડાવાની બીક લાગે છે; એક ગધેડો બોલ્યો.

ત્યારની વાત ત્યારે, પણ હમણાં નાસવાનો વખત છે.

અમને તો બીક લાગે છે. જ્યાં છીયે ત્યાંજ ઠીક છે.

મધરાત થઇ ગઇ હતી. મોતી એના મિત્રનું દોરડું ઘસતો હતો. બે ગધેડા ઉભા ઉભા વિચાર કરતા હતા કે નાસવું કે નહિ. મોતીથી દોરડું તુટી શક્યું નહિ ત્યારે હીરાએ કહ્યું કે તું હવે આ માથાકુટ રહેવા દે. તું તારી મેળે જતો રહે મને અહિં રહેવા દે. ફરી વળી કોઇકવાર મળીશું.

મોતીની આંખમાં આંસુ ભરાયાં અને એ બોલ્યો, તું મને એવો સ્વાર્થી સમજે છે? આટલો વખત આપણે ભેગા રહ્યા અને આજે તું આટલા જોખમમાં છું તે વખતે જ હું તને તજી જઉં!

હીરાએ કહ્યું કે અહીં રહીશ તો આપણને ખૂબ માર પડશે. આ બધું કારસ્તાન આપણું જ છે એમ ચોકીદારો સમજી જશે.

મોતી બોલ્યો; જો મારા આજના કાર્યથી મને માર પડશે તો તેની મને કાંઇ જ ચિંતા નથી. આ કાર્યને લીધે આપણા નવ દસ ભાંડુઓને સ્વતંત્રતા પ્રાપ્ત થઇ છે અને તેઓ જરૂર આપણને આશીષ આપશે. આટલું બોલી એણે પેલા ગધેડાઓને શીંગડા મારી બહાર હાંકી કહાડયા; અને પછી તે પોતાના મિત્ર પાસે શાંતિથી ઉભો.

સવારમાં જ્યારે ડબાનો કારકુન અને તેનો સીપાઇ તથા ચોકીદાર ત્યાં આવ્યા ત્યારે શું થયું તેનું વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. મોતીને ખૂબ માર પડયો અને તેને મજબુત દોરડે બાંધ્યો. આમને આમ એક અઠવાડીયું ચાલી ગયું. ઘાસનું તરણું પણ તેમને ખાવા મળ્યું નહી. રોજ થોડું પાણી પીવા મળતું હતું, એટલું નશીબ. પરીણામે બને જણ હાડકાંના માળખાં જેવાં થઇ ગયા.

એક દિવસ ડબા આગળ ઢોલ પીટયો અને બપોર સુધીમાં પચાસ સાઠ માણસો ત્યાં ભેગા થઇ ગયા. હીરા અને મોતીને બહાર લઇ જવામાં આવ્યાં. થોડા માણસો એમને તપાસવા આવ્યા. એમના હાડકાં નિકળેલાં જોઇને, સૌ નિસાસા મુકતાં ચાલી જતા હતા. છેવટે એક દહાડીવાળો માણસ આવ્યો. એની આંખો લાલચોળ હતી, અને એનો દેખાવ ઘાતકી હતો. એણે હીરા તથા મોતીના પાંસળામાં આંગળાં ઘોચ્યાં અને પછી કારકુન સાથે વાતે વળગ્યો. હીરા અને મોતીને આ માણસના આશયની ખબર પડી અને તેમને કંપારી

આવી. બીકથી ભરેલી આંખે એમણે એક બીજા તરફ જોયું અને પોતાની ડોક નમાવી દીધી.

હીરાએ કહ્યું : ગયાના ઘરમાંથી આપણે નકામા નાઠા. હવે તો આપણા બચાવની કંઈ જ આશા નથી.

મોતી બોલ્યો : બધા કહે છે કે પ્રભુ દયાળુ છે. એની દયા આપણા ઉપર કેમ નહિ ઉતરતી હોય !

આપણે જીવીયે કે મરીયે એ બધું એને તો સરખું જ છે. હવે થોડા દિવસ આપણે એની સાથે રહીશું. એકવાર પેલી છોકરીના રૂપમાં આપણી મદદે આવ્યો હતો ફરી એ આપણને બચાવશે !

આતો ખાટકી છે. એતો જરૂર આપણને વઢાડી નાંખશે.

એમાં શું થઇ ગયું ! એમ પણ આપણું માંસ, ચામડું, શીંગડાં, વગેરે કોઈનાએ કામમાં આવશે તો ખરાં ને !

હરાજી થઇ ગયા પછી તેઓ એમના નવા ધણીની પાછળ પાછળ ચાલ્યા. બીકથી એમના આખા શરીરે ધ્રુજારી છુટી, અને તે એટલી તો વધી ગઈ કે એમના પગ ધરતી ઉપરથી ઉપડતા પણ નહોતા, પણ જો ધીમા પડે તો માર ખાવો પડે એ બીકને લીધે તેઓ જેમતેમ ઠોકરાતા આગળ વધ્યા.

રસ્તે જતાં એક હરીયાળુ ગોચરનું ખેતર આવ્યું. ગાયો અને બાખલા નિરાંતે ત્યાં ચરતાં હતાં. એ બધાં અલમસ્ત, સંતોષાયલાં, અને સુખી દેખાતાં હતાં. કોઇ નિરાંતે બેઠાં હતાં. કોઈ કુદાકુદ કરતાં હતાં અને સૌ આનંદી જણાતાં હતાં પણ એ બધાં કેટલાં સ્વાર્થી હતાં ! એમનાં જ જાતભાઇ હીરો અને મોતી ખાટકીના કબજામાં સપડાયા હતા, તેમનું દુઃખ જાણવાની પણ એમને કાંઇ દરકાર નહોતી !

થોડું આગળ ચાલતાં, હીરા અને મોતીને એકાએક લાગ્યું કે જે રસ્તે તેઓ જતા હતા તે તો એમને જાણીતો હતો. આ રસ્તે થઈને જ ગયા એમને લઇ ગયો હતો. એજ ખેતરો, એજ બગીચા, અને એજ ગામ. એમના પગમાં એકાએક જોર આવ્યું. એમનો થાક ક્યાંયે જતો રહ્યો. અને એમણે ઉતાવળા ચાલવા માંડયું. અરે ! આતો એમનું પોતાનું જ ચરવાનું ખેતર !

પછીતો જે કુવામાંથી એ પાણી ખેંચતા હતા તે કુવો નજરે પડયો.

મોતીએ કહ્યું : આતો આપણા ઘરનો રસ્તો.

હીરાએ કહ્યું : ઉપકાર માનો ભગવાનનો.

હું તો ઘર તરફ જવા માંગુ છું.

પણ આ ખાટકી આપણને જવા દેશે !

એને કોણ પુછે છે ! ચાલ આપણે એ એકાએક દોડી જઈયે.

એકાએક બન્ને દોડયા. નાનાં વાછડાની માફક પુંછડાં ઉંચાં લઇ, નાકથી સીત્કારી બોલાવતા, બંન્ને દોડયા. પેલો ખાટકી હોકારા કરતો એમની પાછળ દોડયો, પણ તેઓતો સીધા ઘર આગળ એમને બાંધવાની જગાએ જઇને ઉભા રહ્યા. ખાટકી પણ ત્યાં પહોંચ્યો.

ભેટી પડયો, અને એમની ડોકે બન્ને હાથ નાખીને તેમને ખૂબ હણહણાવ્યા હીરા અને મોતીની આંખમાંથી આંસુની ધાર ચાલી. એક તો એનો હાથ ચાટવા માંડયો,

પેલા ખાટકીએ તો બન્નેની રાશ હાથમાં લીધી. એટલે ઝુરી બોલ્યો આતો મારી જોડ છે.

ખાટકીએ કહ્યું: આ બળદ મારા છે, ઢોરના ડબાની હરાજીમાંથી મેં એ વેચાતા લીધા છે.

પણ હું વેચું નહિ ત્યાંસુધી તું કેવી રીતે ખરીદે ?

એ તો ચોરીનો માલ કહેવાય. માટે છાનોમાનો ચાલ્યોજા મારો માલ વળી કોણ હરાજ કરવાનું હતું !

હું થાણા ઉપર જઈને ફરીયાદ કરીશ. ખાટકી બોલ્યો.

પણ આ બળદતો મારા છે, એતો નથી એ મારે બારણે આવીને ઉભા રહ્યા અને મારો હાથ ચાટે છે !

એ ખાટકી તો આ ન સાંભળતા, બળદોને બળજબરીથી લઇ જવા એ તરફ વળ્યો, પણ મોતીએ એને શીંગડા માર્યા એ જરા પાછો હઠયો કે મોતી એ તરફ ધસ્યો. પછીતો આગળ ખાટકી અને પાછળ મોતી, એમ ભાગોળ સુધી તેઓ પહોંચ્યા, ભાગોળે મોતી અટકયો દૂર રહ્યા રહ્યા ખાટકીએ એને ખૂબ ગાળો દીધી, ધમકીઓ આપી, અને હાથ ઉગામ્યા. પણ મોતીતો ડર્યા વગર, પહોળા પગે, અને લડાઇ માટે તૈયાર થઇને ત્યાં જ ઉભો રહ્યો. ગામલોક ભેગું થઇ ગયુ. અને આ તમાસો જોઇને સૌ હસવા લાગ્યા. અંતે હાર્યો થાકયો પેલો ખાટકી ત્યાંથી ચાલી ગયો. વિજયી સરદારની માફક, ડોલતો ડોલતો મોતી ઘેર આવ્યો.

હીરાએ કહ્યું: મોતી ! તે તો ભારે કરી. મને લાગ્યું કે તું તો એને મારીજ નાખીશ.

જો મને હાથ લગાડયો હોત તો જરૂર હું એનો જીવ લેત મોતી બોલ્યો. હવે એ આમ ફરી આવે નહિ.

જો આવશે તો હું એને મારું જોર બતાવીશ.

હું પણ ભલે મારો જીવ જાય, પણ એના કામમાં તો નહિ આવુ

અરે પણ આપણને જીવ છે, એમ આ લોકો કયાં માને છે ?

આપણે ભોળાયા છીએ એટલે જ તો.

થોડીવારમાં તો ગમાણમાં, કુશકી, છાલાં, ખોળ, બધું આવી પહોંચ્યુ. ઘાસના પુળા પણ ત્યાં છુટયા. હીરા અને મોતીએ સ્વાદથી સૌ ખાવા માંડયું ગામલોક બધાં ત્યાં ભેગાં થઇ ગયા. ઝુરીએ હીરા અને મોતીના છડેચોક વખાણ કરવા માંડયા ગામલોક પણ તેમાં પોતાનો સૂર પુરાવ્યો અને સર્વત્ર આનંદનું વાતાવરણ છવાઈ ગયુ

એજ વખતે ત્યાં ગૃહિણી આવ્યાં અને એમણે વારાફરતી બન્નેનાં કપાળ ચુમ્યાં.

# પૂજારી

લેખિકા:—શ્રીમતી નલિની ઘનશ્યામલાલ શાહ; કલકત્તા.

સુવર્ણ નગરીની પૂર્વે એક જીર્ણ દેવળ આવેલું હતું. અનાદિ કાળથી વંશપરંપરાગત તેમાં એક કુટુંબ રહેતું હતું, ગામલોક દેવળને ભક્તિભાવથી—આદરથી જોતા. શ્રદ્ધાળુભક્તો દ્વારા મંદિરનો ખર્ચ નીકળતો—તથા તે કુટુંબ પોષાતું.

વૃદ્ધ વિધવા માતા તથા નાના ભાઈ સાથે પૂજારી આ મંદિરમાં રહેતો હતો. પૂજારીને જોતાંજ સૌને તેને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થતો—ભવ્ય દેહ કોઈ મહાન યોગીનો ખ્યાલ કરાવતો, મસ્તક પર મોટી જટા રાખી જ્યારે હાથમાં તથા કંઠમાં રૂદ્રાક્ષની માળા રાખી, ભાલ પ્રદેશ પર કુંકુમ ચાંલ્લો કરેલો જોવામાં આવતો. ત્યારે ભક્તો પૂજારી આગળ નમી પડતા—પોતાની જાતને આવા પૂજારીના ભક્ત થવાનું અભિમાન લેતાં પૂજારીના મુખમાંથી જય જય અને રામ રામ અચુક દરેકને સાંભળવા મળતું. સૌને સદુપદેશ આપતા—તથા નવરાશનો સઘળો સમય ભવ્ય અને ચમત્કારી એવી રામ મૂર્તિના સ્મરણમાં ગાળતો—કથા કિર્તન કરતો અને દુઃખીને આશ્વાસન આપી પ્રભુનામ લેવા કહેતો, આ રીતે પૂજારી સૌને પ્રિય થઈ પડયા હતા.

સવારના મળસ્કે વહેલા ઉઠી, નદી તરફ પોતાની સહચરી પાવડી પર સ્વાર થઈને જતા—ન્હાઈને આવ્યા બાદ મંદિરમાં પોઢેલા દેવને જાગ્રત કરી પુષ્પાદિ વગેરેથી પ્રસન્ન કરવા અંતઃકરણપૂર્વક પ્રભુની પૂજા કરતા. ત્યારબાદ ધાર્મિક તેમજ અન્ય પ્રવૃત્તિમાં તેઓ જોડાતા.

ગામલોક પૂજારી માટે સૌ કંઈ કરવા તત્પર રહેતા—સૌને પૂજારીના ભક્ત થવાની તમન્ના જાગી, જાણે દેવને ભૂલી સૌ પૂજારીને પૂજવા લાગ્યા, પૂજારી દેવને છોડી પોતાને ન પૂજવા માટે ગામલોકને બહુબહુ સમજાવવા લાગ્યો. આથી પૂજારી દેવના અવતાર તરીકે પૂજાવા લાગ્યા. લોકો તેની તરફ વધારે ને વધારે આકર્ષાવા લાગ્યા. પૂજારી શુદ્ધ ભક્તિથી—સ્વાર્થત્યાગથી, દિવસે દિવસે મંદિરમાં વધુ ને વધુ માનવ મેદની ઉભરાવા લાગી—મંદિરની આવક પણ ખૂબ વધી. ભાંગેલા જીર્ણ મંદિરે પોતાનું અસલ સ્વરૂપ છોડી નવું સ્વરૂપ ધારણ કર્યું.

દિન પ્રતિદિન મંદિરની આવકમાં ભરતી થતી ચાલી, ધન કોને અચળ રાખે છે? કોઈ વિરલાને જ—અહીં પણ પૈસાનો કેફ પૂજારીને લાગવા માંડયો, પૂજારી પણ માર્ગ ભૂલવા લાગ્યો, તેમની દેવ પ્રત્યેની ભક્તિમાં ઓટ આવવા લાગી, જો કે પોતે તો માનતો ને મનાવતો કે તે પહેલાના જેવી જ શ્રદ્ધાથી દેવપૂજા કરે છે, લોકોની પોતા પ્રત્યે ઉપ-

જેવી શ્રદ્ધા જરા જેટલી પણ ઓછી ન થાય તેની તે ખૂબજ કાળજી રાખતો—કારણકે તે જાણતો હતો કે જનતાને એકજ વખત અશ્રદ્ધા ઉત્પન્ન થશે તો પોતાની વધતી જતી આવક હંમેશ માટે બંધ થશે. આમ માની મુળ શુદ્ધ ધર્મ અને ભક્તિ હતાં તે હવે દંભમાં પરિણમવા લાગ્યાં. બાહ્યાડંબરથી સૌને પોતાનામાં પ્રીત કાયમ રહે તેવું વર્તન રાખવા લાગ્યો.

લક્ષ્મી લાલસાએ તેનું ચિત્ત દેવપૂજાથી અળગું કરી ચારે બાજુ ભટકતું કર્યું. હવે તો માત્ર પોતાને શું મળે છે તેની જ ખબર રાખતો અને ઇશ્વરને ભૂલી કેવળ હરિભક્તો કે જે તેની જરૂરિયાત પૂરી પાડતા તેની તારીફ કરવામાં સમય ગાળતો. અને હવે ઇશ્વર કરતાં ગ્રામજનોને વિશેષપણે રીઝવવામાં તત્પર રહેવા લાગ્યો હવે તો પળે પળે તેનું ચિત વૈરાગ્ય આદિકમાંથી ચળી મોહ, માયાને મમતામાં પલટાવા માંડ્યું. તે એટલી હદે પહોંચ્યું કે જે ગ્રામલોકોના ખ્યાલમાં પણ ન હતું.

મહાત કરેલા ગ્રામ્યજનોનીજ સ્ત્રીઓ પ્રતિ કુદ્રષ્ટિના અને તેથી પણ આગળ વધીને સ્ત્રીસહવાસના કોડ જાગ્યા અને ખુબ કુશળતાથી પોતા પાછળ ગાંડાઘેલા બનેલા રામભક્તોની ઘેલછાનો દુરઉપયોગ કરવા લાગ્યો. આમ કયાં સુધી ચાલે ? સમય જતાં ગામના યુવક જુથે આ માયા જાણી અને અંધશ્રદ્ધાળુ રામભક્તો—પોતાના વડીલો—ની સામે પડ્યા ને સત્ય વસ્તુ સમજાવવા લાગ્યા. અનેક સમયે પૂજારીને ગામબહાર કાઢવા નક્કી કર્યું, પણ વૃદ્ધોની આંખ ઊઘડી નહિ—તેઓ પૂજારી વિરૂદ્ધ કાંઇ સાંભળવા—માનવા—માગતા જ ન હતા.

પરંતુ.........! એક રાત્રે પૂજારી તેની માતા તથા નાનો ભાઇ સમય વિચારી સુવર્ણનગરી છોડી ચાલી ગયાં. આ સમાચાર પ્રગટ થતાં જ દેવળમાં તપાસ કરી તો દેવળનું સઘળું ધન અને કિંમતી વસ્તુઓ પણ પૂજારી સાથે અલોપ થયેલી જણાઇ.

દેવળમાં કેવળ રામમૂર્તિ રહી છે. ગ્રામ્યજનો પોતાની જાતે દેવપુજા કરે છે. આમ થોડા વર્ષો ચાલે છે—સૌ પૂજારીને ભૂલે છે.

ત્યાં તો.........પૂજારીનો નાનો ભાઈ પોતાના મોટાભાઈએ 'પૂજારી' નામને જે કલંક લગાવ્યું હતું તેને કાઢવા—કલંકને ધોવા—એક નિશ્ચયથી તે જ દેવળમાં આવી, ભક્તજનો પોતાના મોટાભાઇને કૃત્ય માટે માફી માંગે છે અને પોતે ભક્તોને ખાત્રી આપે છે અને પોતે ભક્તોને ખાત્રી આપે છે કે શુદ્ધ અને ધાર્મિક—સાધુ જીવન જીવી જીદંગી પર્યંત પૂજારી તરીકે કામ કરશે ગ્રામ્યજનોને હવે તેનામાં પણ વિશ્વાસ નથી પડતો. પરંતુ જ્યારે તે એકદમ ગળગળો થઈ જનતાને કહે છે કે માત્ર એકજ વાર પૂજારી તરીકેનું જીવન જોઇ, યોગ્ય લાગે તોજ પૂજારી પદે કાયમ રાખવો. ભક્તો તેને પણ સ્વીકારે છે.

આજે પણ સુવર્ણનગરીની પૂર્વે આવેલા મંદિરમાં તે પૂજારી રામધૂન લગાવે છે.

✫

# આજ તું મારો અતિથિ થા

કૃપાળુ !

પશ્ચાત જન્મોમાં હું માયામાં રમડાતી, ત્રિગુણના બંધમાં બંધાતી જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ યોનિઓમાં જન્મ મરતી હતી. તેવામાં તાત ! એક શુભ સમયે તારું સ્મરણ પ્રગટ્યું.

મુક્તેશ !

વૈભવોના ઘેનમાં મોહભર્યાં આમંત્રણો તને આપ્યાં. તું આવશે માની તને રીઝાવવા વૈભવથી આંજવા–ભમાવવા મેં પંથે વિવિધ રંગી ફૂલડાં બીછાવ્યાં. દરવાજે હીરા મોતી, નિલમ જડીત સુવર્ણ તોરણ લટકાવ્યાં. આંગણે મોતીના ચોક પૂર્યા. અબિલ ગુલાલના સાથિયા કાઢ્યા ભીંતે ભીંતે કળી સંસ્કૃતિના સુરમ્ય ચિત્રો દોર્યાં, ઓરડે ઓરડે હેમના હિંડોળા બાંધ્યા. ટોડલે ટોડલે મોર બપૈયા બેસાર્યા.

કલામય !

તને આવકાર આપવા માટે શણગાર સજતા કંઈ કંઈ જન્મોના અખંડ ઉજાગરા થયા. નયન ઘેનભર્યાં બન્યાં, છતાંયે મારા આત્માના આધાર અતિથિ ! તું ન આવ્યો.

ચૈતન્ય !

ઉત્સુકતાથી રાહ જોઈ દિલ દિવાનું બન્યું. આટલો તલસાટ, આવી ઉત્તમ સામગ્રી છતાં તું ન આવે એ કેમ બને ?

બ્રહ્મ સ્વરૂપ !

ઉર ખૂબ રડી ઉઠ્યું. યુગો પર યુગો ત્વરીત નાસવા લાગ્યા. સાધન સામગ્રી વણસી ગઈ. શણગાર જર્જરીત બની નષ્ટ થયો.

આત્મ સ્વરૂપ !

આજ એ વૈભવનો મોહ ઉડી જતાં, ખરું તત્વ હાથ લાગ્યું. આજે તારો પંથ સ્વચ્છ કરી શોભાવવાની જરૂર નથી. આજે દેહરુપી ગગરીને જ પવિત્ર કર્મોથી પવિત્ર બનાવી છે. આજે હું બ્રહ્માંડમય અને બ્રહ્માંડ મારામય ભાસે છે. આજે પાપ પુણ્યનો અહંભાવી કચરો ત્યાગતાં નિર્મળ, શુદ્ધ સ્વરૂપમાં હું સ્થિત બની છું, આજ મારા આપવિત્ર આત્મ હિંડોળા પર બિરાજવા તું મારો અતિથિ થા.

મનોરમા મંગળજી શાસ્ત્રી

## પ્રાંતના દરેક શહેરોમાં મહિલા સ્વાસ્થ્યોન્નતિ માટે પાર્ક બનાવરાવો ફિલ્મોમાં સ્ત્રીઓના અશ્લીલ તથા અપમાન જનક ચિત્રો ઉપર પ્રતિબંધ મુકો, કાનપુરમાં મહીલા સમિતિનું વીસમું વાર્ષિક

# અધિવેશન

અખીલ ભારતીય મહીલા સમેલનની અગ્રેથી શાખા કાનપુર મહીલા સમિતિનું ૨૦ મુ અધિવેશન તા ૧૬ બપોરના ૨ વાગે અહીના મહિલા પાર્ક સરસૈયા ઘાટ ઉપર શ્રીમતી વીષ્ણુકુમારી મંજુના પ્રમુખપદે આરંભ થયો હતો. અધિવેશનનું સ્થાન બહેનો તથા બાલીકાઓથી ચીકાર ભરાઇ ગયુ હતું. અધિવેશનમાં મહિલાઓની સમસ્યાઓ ઉપર અડધા ડઝન જેટલા પ્રસ્તાવ પાસ થયા હતા. અન્તમાં બાલીકાઓના ઘણુંજ સુદર નૃત્ય—ગાયન તથા સવાદ થયા હતાં.

અધિવેશનની કાર્યવાહી વન્દેમાતરમના ગાનથી શરૂ થઇ હતી. શરૂઆતમાં શ્રી. સુશિલા શેહતગીએ કાનપુર મહિલા સમિતીની નવેમ્બર ૧૯૪૬ થી ઓક્ટોમ્બરની ૧૯૪૭ સુધીનો વાર્ષિક રીપોર્ટ આપતાં અને સમીતીની કાર્યવાહી પર પ્રકાશ દેતાં રીપોર્ટમાં બતાવ્યું હતું કે અશ્રણુઓઓને માટે શિક્ષાકેન્દ્ર સ્થાપિત કરેલુ છે. જેમાં ૨૫–૩૦ સ્ત્રીઓએ શિક્ષા પ્રાપ્ત કરી છે. પરન્તુ સામ્પ્રદાયિક અશાતિના કારણે કેન્દ્ર ચાર મહીના બાદ બધ કરવામાં આવ્યું હતુ. કેન્દ્ર માટે ઉચિત સ્થાન ન મળવાથી મગા શેહતગી અને શ્રીમતી ઇન્દિરા ચક્રવર્તિએ કેન્દ્ર સચાલન કર્યું હતુ.

શરણાર્થીઓની સહાયતાના કામ માટે સમિતીને એક હજારથી વધુ રૂપીઆ મળ્યા હતા. જેમાંથી ગરમ કામળા, ગરમ કપડાં સાજુ તથા બીજી જરૂરી વસ્તુઓની વહેચણી કરી હતી. જે કામગીરી હજુએ ચાલુ છે.

ગયા વર્ષમાં સમિતિમાં શ્રીમતી સરોજીની નાયડુ; શ્રીમતી વિજ્યાલક્ષ્મી પડિત; શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય અને શ્રીમતી સાવિત્રીદેવીનું આગમન થયું હતુ

### અધિવેશનમાં પસાર થયેલા પ્રસ્તાવો

( ૧ ) અધિવેશનમાં પહેલા પ્રસ્તાવદ્વારા પાસ કરવામા આવ્યુ હતું કે આજકાલ સસ્તી ફિલ્મોમાં સ્ત્રીના અશ્લીલ તથા અપમાનજનક ચિત્ર ઉપર ઘોર દુઃખ પ્રગટ કરી અને માંગ કરી કે આવા ચિત્રો ઉપર પ્રતિબંધ લગાવવો. અને એના સ્થાન ઉપર શિક્ષાપ્રદ તથા રાષ્ટ્રિય ચિત્ર બતાવવાની ભલામણ કરી. આ પ્રસ્તાવ શ્રીમતી સુશીલા શેહતગીએ મુકયો હતો અને શ્રીમતી રાજરાણીએ તેનુ સમર્થન કર્યું હતું.

(૨) બીજા પ્રસ્તાવમાં માગણી કરી હતી કે એક લાખથી વધુ આબાદીવાળા પ્રાન્તમાંના શહેરોમાં મહિલાઓની સ્વાસ્થ્યોન્નતિને માટે મહિલા પાર્ક બનાવવા માટેની ભલામણુ કરવામા આવે છે. કાનપુર ડેવલપ બોર્ડ પાસે માંગ કરી કે તિલકનગર પાસેના

"રેના પાર્ક" કેવળ મહિલાઓ માટે નીયત કરે કારણકે નગરની પશ્ચિમ ભાગમાં આબાદી વધી રહી છે.

કુમારી ગંગા રોહતગીએ ઠરાવ મુક્યો હતો અને શ્રીમતી કમલા સુદેએ તેનું સમર્થન કર્યું હતું.

૩ આ પ્રસ્તાવમાં માગણી કરી છે કે શીક્ષા યોજના માટે એવી ભલામણ કરવામાં આવે છે કે કાનપુર મહિલા સમિતિ ઇચ્છે છે કે નગરમાં દરેક મહોલ્લે શિક્ષા કેન્દ્ર ખોલવા પ્રસ્તાવમાં મ્યુ. બોર્ડને અપીલ કરી કે આજે રાતથીજ આ શિક્ષા મેળવવાની આશા છે.

આ પ્રસ્તાવ શ્રીમતી રાજરાણી ટંડને મુક્યો હતો અને શ્રીમતી સુશીલા રોહતગીએ સમર્થન કર્યું હતું.

૪ માગણી કરી હતી કે મહિલા શરણાર્થીઓ માટે એક મહિલા આશ્રમ ખોલવો અને તેની દેખરેખ મહિલા શરણાર્થીઓ પોતે જ કરે.

પ્રસ્તાવીકા શ્રીમતી હરવિલાસરાય. અનુમોદયિતા શ્રીમતી દ્વારીકાસીંધ.

૫ અખીલ ભારતીય સંમ્મેલનને અપીલ કરી કે આપણું સઘળું કામકાજ "હિંદી"માં શરૂ કરે.

પ્રસ્તાવીકા-શ્રીમતી રત્ન દેવીભલ્લા
અનુમોદયિતા–શ્રીમતી રંભા ચતુર્વેદી.

૬ આ છેલ્લા પ્રસ્તાવદ્વારા માગણી કરી કે શહેરમાં એક મહિલા પુસ્તકાલય ખોલાય અને એક "મહિલા અભ્યસન મંડળ સ્થપાય જેમાં ઓઓને આંતરીક વિકાસના માટે વાદવીવાદ વ્યાખ્યાન વીગેરેનો પ્રબંધ કરવામાં આવે.

અહેવાલ મોકલનાર–તરૂમતી રાવળ

# પ્રણવ, વ્યાહૃતિ સહિત ગાયત્રી મહિમા
## અર્થ અને વિવરણ સહિત

લેખક : શાસ્ત્રી કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી

પ્રિય પાઠક ગણ !

આ વખત આપ સમક્ષ અનુક્રમે પ્રણવ, વ્યાહૃતિ સહિત ગાયત્રી મહિમા કેવળ વેદ અને ઉપનિષદ્‌ના પ્રમાણોના અર્થ વિવરણ સાથે આપી સમજાવવા પ્રયાસ કરૂં છું. આશા છે કે-જે આપ વાચક વૃન્દને રોચક થઇ પડશેજ અસ્તુ.



" ओम्कार महिमा "

ॐकारं चिन्दु संयुक्तंनित्यं ध्यायन्तियोगिनः ॥
कामदं मोक्षद श्चैव ॐकाराय नमोनमः ॥ १ ॥

વિવરણ સહિત અર્થ:—ૐકારનું જે યોગી પુરુષો નિત્ય ધ્યાન કરે છે. તે કામ અને મોક્ષને આપનાર ૐકાર રૂપ પરમાત્માને વારંવાર નમસ્કાર કરૂં છું. (૧)

ૐકારના વિષયમાં:—गौकपादं कारिकाकार કહ્યું છે કે—

प्रणवं होश्वरंविद्यात् सर्वस्य हृदि संस्थितम् ॥
सर्व व्यापिन मोम्कारं मत्वा धीरो न मुह्यति ॥

વિવરણ સહિત અર્થ:—પ્રણવ (ૐકાર) રૂપ ઇશ્વરને સર્વના હૃદયમાં સમ્યક્ પ્રકારે સ્થિત થયેલા જાણવા, એવા સર્વ વ્યાપિ ૐકારને જાણીને વીર પુરૂષ મોહ પામતાં નથી.

વળી કહે છે કે—

ॐमित्येकाक्षरमिदं सर्वं तस्योपव्याख्यानं भूतं भवद् भविष्यदिति सय मोमकारएव ।
यचान्यत्रिकालतीत तदप्योमकार एव ॥ ( भाणुकयोपनिशद् )

વિવરણ સહિત અર્થ!—એવી રીતે આ અક્ષર આ સર્વ છે. તેનું ઉપવ્યાખ્યાન જાણવા યોગ્ય છે. ભૂત વર્તમાન અને ભવિષ્ય એ સર્વ ૐકારજ છે. અને અન્ય ત્રિકાલાતીત છે.

ૐકાર જાણવાનું કારણ હવે વેદમાં જોઇએ.

ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधिविश्वानिषेदुः ॥ यस्तन्नवेद किमृचाकरिष्यति यइय चद्विदुस्तइमे समासते ॥ ( रु. मं. १ सु. १६४ मं. ३९ )

વિવરણ સહિત અર્થઃ—આ મંત્રના અર્થ ત્રણ પ્રકારના છે. જેમાં ૐકાર પરત્વ, આદિ પરત્વ, અને આત્મ પરત્વ. એમાં પણ કેટલાએક મત મતાન્તરો છે. તેમાંથી "શાક પુણિ" નામના નિરૂકતકારના મત મુજબ—ૐકાર પરત્વ નિર્ણયાત્મક અર્થ આ પ્રમાણે છે. જે પ્રશ્નોત્તર રૂપે દર્શાવાય છે.

પ્રશ્ન—જે પરમવ્યોમ સંજ્ઞક અક્ષરમાં દેવ વિગેરે રહ્યા છે તે અક્ષર કોણ?

ઉત્તર—ૐ આ વાક્ નામ શબ્દ પરમ ઉત્કૃષ્ટ ( વ્યોમન્ ) નામ સર્વની રક્ષા કરનાર જે ૐકાર છે. તેમાં જ સંપૂર્ણ ઋગ્વેદ વિગેરે વેદોના મંત્રો જણવામાં આવે છે. અને જે નાના પ્રકારના જે દેવતાઓ છે તે સર્વે મંત્રોમાં રહેલા છે. એ મંત્રોમાં કારણ હોવાથી આ અક્ષર વ્યાપ્ત છે. કારણ કે સામ, યજુ, ઋક્ ( વેદત્રયી ) વિદ્યાની પ્રતિ આ અક્ષર વ્યાપ્ત છે. એવું-બ્રાહ્મણ ( વેદનો એક ભાગ-વેદ એટલે-"मन्त्र ब्राह्मणयोर्वेद नाम धेयम्" એ મુજબ "मन्त्र" કહેતાં સંહિતા અને "ब्राह्मण" કહેતાં બ્રાહ્મણ ગ્રન્થ ) નામના ગ્રન્થ પણ એજ પ્રતિપાદન કરે છે.

ભાવાર્થ એ છે કે—ૐકારના સમ્યક્ પ્રકારના જ્ઞાન વગર ઋગ્વેદ વિગેરે વેદોના મંત્રોનું ઉચ્ચારણ થતું નથી. આથી—વ્યોમ સંજ્ઞક જે અક્ષર છે તેમાં અનેક પ્રકારના શબ્દ સમુદાયો રહેલા છે.

પ્રશ્ન—મંત્ર તથા ૐકાર શબ્દરૂપે છે. જેથી આ બેઉ આકાશમાં રહેલા છે. યાવત્ શબ્દનો સમુદાય ૐકારમાં રહેલો છે, એ શાથી કહો છો?

ઉત્તર—ૐકાર નામના અહિંઆ અકાર વિગેરે શાન્ત થતાં જે પરિશેષ રહે છે તે સર્વ સામાન્ય વ્યોમ નામનો અક્ષર તેનો છે. આથી તે અક્ષર શબ્દ સામાન્ય નાદરૂપ ૐકારમાં જ્યાં સુધી મંત્ર રહેલો છે અને તેમાં સઘળા દેવતા રહેલા છે, કારણકે-મંત્રોમાં દેવતા રહેલા છે. અને મંત્ર પૂર્વે કહેલા નાદ નામના અક્ષરમાં રહેલા છે. આથી મંત્ર મારફત બધા દેવતાઓ અક્ષરમાં રહેલા છે. અથવા—

પ્રથમ માત્રામાં—પૃથ્વીલોક, અગ્નિ, ઋગ્વેદ અને પૃથ્વીલોક નિવાસી માણસો રહેલાં છે.

બીજી માત્રામાં—અન્તરિક્ષ લોક, વાયુ, યજુર્વેદ અને અન્તરિક્ષ નિવાસી માણસો રહેલાં છે.

ત્રીજી માત્રામાં—દ્યુલોક, આદિત્ય, સામવેદ અને સ્વર્ગલોક નિવાસી માણસો રહેલાં છે.

આટલા માટે જ—

ओंकार एवेदं सर्वम् ( माण्डुक्योपनिषद् )

અર્થ—ૐકારજ આ સઘળું છે, એમ કહ્યું છે, માટે—

જે મનુષ્ય આ વિભૂતિ સહિત ૐકાર રૂપ અક્ષરને સમ્યગ્ પ્રકારે જાણતો નથી તે પુરૂષ—ઋગ્વેદ વિગેરે વેદોના મંત્રોને અને તેના અર્થોને જાણી શું કરી શકશે? અર્થાત્—

ારણ સહિત યથાર્થ:—વાચ્યની પ્રધાનતાવાળો ૐકાર ચાર પાદ વાળો આત્મા છે. એમ પૂર્વે કહ્યુ છે. તેની માત્રા અકાર, ઉકાર અને મકાર છે. કહ્યું છે કે:—

सर्वंह्येतद् ब्रह्मायमात्माब्रह्मसौ ऽयमात्मा चतुष्पादः ।

વિવરણ સહિત અર્થ:—સર્વ (કાર્ય અને કારણ) જે આ બ્રહ્મ છે. સર્વ જે કારણ માત્ર છે. તેમ શ્રુતિઓએ કહ્યું છે. તે આ બ્રહ્મ છે. આ આત્મા બ્રહ્મ છે. તે આ ૐકારનો (વાચ્ય) અને પર (અધિષ્ઠાન) અને અપર ( પ્રત્યગાત્મા ) રૂપ હોવાથી સ્થિર થયેલો એવો આત્મા તે ચાર પાદ વાળો છે. તે આ આત્મા અધ્યક્ષર છે. વાચકની પ્રધાનતાથી અક્ષરનો આશ્રય કરીને વર્ણન કર્યું છે. આથી તેને અધ્યક્ષર કહેલ છે. નન્તર તે અક્ષર શું છે? એ પર કહે છે. તે અક્ષર ૐકાર છે.

તે આ ૐકારના પાદ (ચરણો)થી વિભાગોને પામેલતે અધિમાત્ર છે. જે કારણ માત્રાને આશ્રય કરી રહેલ છે. તેને આધમાત્ર કહે છે.

પ્રશ્નઃ—આત્મા જ પાદોથી વિભાગને પ્રાપ્ત થાય છે. અને માત્રાનો આશ્રય કરીને ૐકાર સ્થિત થાય છે. આકારણ પાદથી વિભાગને પ્રાપ્ત થયેલ ૐકારનુ અધિમાત્ર કેવી રીતે છે?

ઉત્તરઃ—આત્માના જે પાદ છે તે ૐકારની માત્રા છે. અને ૐકારની જે માત્રા છે તે આત્માના પાદ છે, આથી-પાદ અને માત્રાની એકતાથી આ કહેલું સત્ય છે.

હવે ૐકારની માત્રા ઉપર કહે છે. જે-અકાર, ઉકાર, મકાર આ ત્રણ ૐકારની માત્રા છે.

હવે—માંડુક્ય ઉપનીષદમાં માત્રાના અર્થ જે રીતે કર્યા છે તે અનુક્રમે કહેવાય છે.

जागरित स्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राऽऽप्तेरादिमत्वाद्वाऽऽप्नोतिहवैसर्वान् कामा नादिश्च भवति यएवंवेद ॥ ॥ मां. उ. ॥

વિવરણ સહિત અર્થઃ—જે આ જાગરિત સ્થાનવાળો વૈશ્વાનર છે. તે ૐકારની અકારરૂપ પ્રથમ માત્રા છે. કેવી તુલ્યતાથી ઉભયની એકતા છે તે ઉપર કહે છે. વ્યાપ્તિથી અથવા આદિવાળો હોવાથી જેમ અકારથી સર્વ પ્રાણિ માત્ર વ્યાપ્ત છે. તેમજ વૈશ્વાનરથી પણ જગત્ વ્યાપ્ત છે.

"તે પ્રસિદ્ધ આ વૈશ્વાનર રૂપ આત્માનું મસ્તક સ્વર્ગ છે." વિગેરે શ્રુતિ વાક્યોથી વાચ્ય વાચકની એકતાને કહીએ છીએ.

જેની આદી તે આદિવાળો કહેવાય છે, તેમજ આદિવાળો અકાર નામ અક્ષર છે. આકારણ તુલ્યતા હોવાથી વૈશ્વાનરને અકારત્વ છે પછી આની એકતાના જ્ઞાતાને ફલ કહે છે. એવી ઉક્ત પ્રકારની વૈશ્વાનર અને અકારની એકતા જાણે છે તે નક્કીજ સઘળા ભોગોને પામે છે. તેજ અસાધારણ પુરૂષોની વચ્ચે સૌ પ્રથમ પંક્તિમાં આવે છે.

स्वप्न स्थानस्तैजस उकारोद्वितीयमात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षतिहवैज्ञानसन्ततिं समानश्च भवति नास्याब्रह्मवित् कुले भवति यएवंवेद ॥ ॥ मां. उ. ॥

વિવરણસહિત અર્થઃ—સ્વપ્ન સ્થાનવાળો તૈજસ છે. તે ૐકારની ઉકારરૂપ દ્વિતીય માત્રા છે. ઉભયની એકતા કેવી રીતે છે? તે કહે છે. ઉત્કર્ષથી અથવા ઉભય (દ્વિતીય) રૂપ હોવાથી જેમ અકારથી ઉકાર-પાદના ક્રમથી ઉત્કૃષ્ટ છે. તેમ સ્થૂલ ઉપાધીવાળા વિશ્વથી સૂક્ષ્મ ઉપાધીવાળો તૈજસ ઉત્કૃષ્ટ છે તે ઉત્કર્ષથી આની એકતા છે. અથવા જેમ અકાર અને મકારના મધ્ય વિષયે રહેલ ઉકાર છે તેમ વિશ્વતેજ પ્રાજ્ઞના મધ્યમાં તૈજસ છે. આથી તેની ઉભય રૂપતાની તુલ્યતા એકતા છે પછી તેની એકતાના જાણનારને જે ફળ મળે છે તે કહે છે. જે આ પ્રમાણે જાણે છે તે જ્ઞાનની સન્તતીને વધારે છે. અને તુલ્ય થાય છે. મિત્રના પક્ષની અપેક્ષા શત્રુના પક્ષની ધ્યેયને પણ દ્વેષ કરવાને અયોગ્ય થાય છે. અને આના કુળમાં બ્રહ્મને નહિ જાણનાર એવા ઉત્પન્ન થતા નથી. અર્થાત્ બ્રહ્મને જાણનારજ ઉત્પન્ન થાય છે.

सुषुप्त स्थानः प्राज्ञोमकारस्तृतीया मात्रा मितेरपितेर्वा मिनोतिहवाइदङ॰ सर्वमपितिश्च भवति यएवंवेद ॥ ॥ मां. उ. ॥

વિવરણ સહિત અર્થઃ—જે સુષુપ્તિ સ્થાન વાળો પ્રાજ્ઞ છે. તે ૐકારની મકાર રૂપ તૃતીય માત્રા છે. આતુલ્યતાથી ઉભયની એકતા છે. તેમાં કહે છે કે—પરિમાણથી, વા

એકતાથી અહિંઆં બેઉની સમાનતા છે જેવી રીતે—પ્રસ્થ (અનાજ માપવાનું વાસણ અથવા માપનું પાત્ર) થી યવ અનાજ માપવાના પાત્રની ભ્રાન્તિ જેમ લય અને ઉત્પત્તિમાં પ્રવેશ અને નિકળવાથી પ્રાજ્ઞથી વિશ્વ અને તૈજસ પરિમાણ કર્યાની ભ્રાંતિ થાય છે. તેવીજ રીતે—અકાર અને ઉકાર આ ઉભય અક્ષર ૐકારની સમાપ્તિમાં અને નન્તર ઉચ્ચારણ વિષે મકારમાં પ્રવેશ કરીને નિકળતા હોવાથી સમાન થાય છે આથી તે મકારથી પરિણામ કર્યાથી સમાન હોય છે આથી આ ઉભયની તુલ્યતાથી એકતા છે અથવા જેમ ૐકારને ઉચ્ચારણ કર્યે મકારરૂપ અન્તના અક્ષરમાં અકાર અને ઉકાર આ ઉભય એક સ્વરૂપ થયાની સામન થાય છે. આજ પ્રકારે વિશ્વ અને તૈસજ સુશુપ્તિ કાલમાં પ્રાજ્ઞ વિષે એક રૂપ થયાની પેઠે થાય છે આથી તુલ્યહોવાથી પ્રાજ્ઞ અને મકારની એકતા થાય છે. પછી આની એકતાના જાણનારને ફળ કહે છે જે ઉપર પ્રમાણે જાણે છે તે નિશ્ચય કરી આ સર્વ જગતને યથાર્થ જાણે છે અને તે જગતના કારણરૂપ થાય છે. અહિંઆં મધ્યના (અવાન્તર) ફળનું કથન મુખ્ય સાધનની સ્તુતી અર્થમાં છે.

अमात्र श्चतुर्थोऽव्यवहार्यः प्रपचोपशमः शिवोऽद्वैत एव ॐकार आत्मै व संविश-
त्यात्मनाऽऽत्मानं यएवंवेद यएवंवेद ॥ ॥ मां. उ. ॥

વિવરણ સહિત અર્થઃ—જેની માત્રાથી એવો જે ૐકાર તે અમાત્ર છે અને ચતુર્થ અર્થાત્ તુરીય રૂળ થયો એવો જો કેવલ આત્મા જ છે. અને વાચ્ય વાચક રૂપ વાણી અને મનને મૂલાજ્ઞાનના ક્ષયથી ક્ષીણ હોવાથી વ્યવહાર કરવાને અયોગ્ય છે. અને પ્રપચના ઉપશમ વાળો છે અને શિવ (કલ્યાણરૂપ) છે અને અદ્વૈત છે એવા ઉક્ત પ્રકારના જ્ઞાનવાળા પુરૂષથી ઉચ્ચારણ કરેલો ૐકાર તૃતીય માત્રાવાળો અને તૃતીય પાદવાળો આત્મા જ છે. જે એમ જાણે છે તે પોતાના જ આત્માથી પોતાના પરમાર્થરૂપ આત્મામાં પ્રવેશ કરે છે "અર્થાત્ સુષુપ્તિ નામક તૃતીય સ્થાનરૂળ બીજ ભાવને બાધ કરીને પરમાર્થ દર્શક બ્રહ્મવેત્તા બ્રાહ્મણોના આત્માને અર્થે પ્રવેશ પામેલો ફરીથી જન્મ પામતો નથી કેમકે તે તૃતીય અને બીજરૂપ હોવાથી જેમ રજ્જુ અને સર્પના વિવેકને હોવામાં રજ્જુ વિષે પ્રવેશ પામેલો સર્પ ફરીથી તે વિવેકી પુરૂષોને ભ્રાન્તિ જ્ઞાનના સસ્કારથી પૂર્વની સમાન થતો નથી તેમ અહિં પણ જાણવું. સાધક ભાવને પ્રાપ્ત થયેલ અને સન્માર્ગમાં વર્તવાવાળા માત્રા અને પાદોની નિશ્ચિત તુલ્યતા જાણવાવાળા બ્રાહ્મણ મનુષ્યોને તો યથાર્થ સારી રીતે ઉપાસનાથી સિદ્ધ કરેલા ૐકાર બ્રહ્મની પ્રાપ્તિને અર્થે આશ્રય થાય છે જ.

આ પ્રમાણે ઋગ્વેદમાં અને માણ્ડુક્ય ઉપનિષદમા ૐકારનું વર્ણન કરવામાં આવ્યું છે.

હવે પછી વ્યાહૃતિ અને ગાયત્રી ઉપર લખવામાં આવશે.

(અપૂર્ણ)

卐

# ભોમિયો

"ઉમા ! યવનોનું આક્રમણ અને તો ભલભલાથી નીવાર્યું હો !" ચૂપચૂપ ઉભેલી ઉમાના લાલચોળ ફૂલ જેવા ગાલ ઉપર રંગરાયે ધીમી ટાપલી મારી.

"કેવું બોલો છો તમે તો," ઉમા જરા અણગમાથી બોલીઃ "જે પળે દેશ ઉપર, ધર્મ ઉપર, ભગવાન સોમનાથ ઉપર અને નારીઓના શીલ ઉપર ઇસ્લામી દૈત્યોનો ક્રૂર પંજો પડી રહ્યો છે, તે પળે તમે આવું કહી જ કેમ શકો છો ?" ઉમાનું રતુમડું વદન વધુ લાલ થયું.

"તને ખોટું લાગ્યું ઉમા ?" ઉમાની વધુ નિકટ આવી રંગરાય બોલ્યો.

"ન લાગે ? આ ગઝનીનો દૈત્ય શું કરશે ને શું નહિ કરે તે જ મને તો સમજાતું નથી. મારી આંખ સવારથી ફરક્યા કરે છે."

"એ તો અમસ્તું ! તું તો એવી વહેમી જ રહી." રંગરાય હસ્યો.

"પણ તારા પિતા-આ યવનસેના ચઢી ન આવી હોત તો તારો હાથ આટલી સરળતાથી મને સોંપી દેત ખરા ?" રંગરાય ફરી બોલ્યો.

"હવે એ વાત છોડો ! ભગવાન સોમનાથનું અને આપણું સૌનું શું થશે તેનો વિચાર કરો." ઉમાએ ગંભીર સ્વરે કહ્યું. મેઘાચ્છાદિત આકાશની પેઠે ઉમાનું હૈયું ઘનઘોર બની ગયું હતું.

ઉમા પ્રભાસપાટણના સોમનાથના મંદિરના એક વૃદ્ધ પૂજારીની લાડકી પુત્રી હતી. રંગરાય તથા તે એકબીજાને દિલથી ચાહતાં હતાં, પણ તેના વૃદ્ધ પિતા રંગરાયને ધૂની યુવાન ગણી ઉમાનો હાથ તેને સોંપવા મક્કમપણે ના પાડી રહ્યા હતા. પણ ગઝનીનો સુલતાન મહંમુદ મોટા લશ્કર સાથે સોમનાથ ઉપર ચઢી આવે છે, એવી વાત ફેલાતાંની સાથે જ પૂજારીઓ અને બીજા હિંદુઓ મહા ચિંતામાં પડી ગયા. તે આફતમાં કુમારી છોકરીઓને સાચવવાની જવાબદારીમાંથી મુક્ત થવા માટે હિંદુ માબાપો નાનીમોટી છોકરીઓને આંખો મીંચી પરણાવી દેવા માંડ્યા. આ આફતમાં ઉમાનો હાથ પણ ઝટપટ રંગરાયને સોંપી દેવાની તેના બાપને ફરજ પડી.

પણ ઉમા અને રંગરાય જેવાં નવદંપતીઓની સન્મુખ મધુરજનીના આનંદ ગીતને બદલે યુદ્ધનો ભીષણ રણનાદ ગાજી રહ્યો હતો. જીવન મરણ વચ્ચેનું અંતર ઓછું થઈ ગયું હતું. સોમનાથ યોદ્ધાઓના રણનાદથી અને કુચગીતોથી ગાજી ઊઠ્યું. ઉમા, ભોળી ઉમા સૌન્દર્યની પૂતળી હતી. તે પોતાની તથા દેશની રક્ષા માટે સોમનાથ ભગવાનને રાતદિવસ પ્રાર્થી રહી હતી. રંગરાયને પણ સાવચેત બની રહેવા તે વખતોવખત

સમજાવતી. પણ ધૂની અને નામ પ્રમાણે કંઇક રંગીલો રંગરાય બહુ ગંભીર બન્યો ન હતો. તે એક સાહસિક યુવાન હતો. પણ સાહસ કરવા જેવો પ્રસંગ આવે ત્યારે જોઇ લેવાશે એમ તે માનતો હતો.

"ગુજરાતની રાજપૂત સેનાને હાથે યવનસેના ધૂળચાટતી થશે. ઉમા! હું પણ આપણી ઓમકા ને ભગવાન સોમનાથના રક્ષણ માટે સમય આવે પાછો પડીશ એમ માને છે તું!" રંગરાયે ઉમાને આશ્વાસન આપ્યું.

"ના, પ્રિયતમ! તમે પ્રેમ અને શૌર્ય બેઉ "ના ઉપાસક છો એ હું જાણું જ છું. છતાં મારા હૃદયમાં કોણ જાણે એવી ભીતિ લાગે છે કે શું થશે?" ઉમા રંગરાયની છાતીમાં મોં લપાવી ચૂપ થઇ ગઈ.

(૨)

ગઝનીની યવન સેના તોફાની વંટોળની જેમ એકાએક પ્રભાસ આવી ઘેરો નાંખી પડી. આજુબાજુનાં ગામો આગ, લૂંટફાટ અને અત્યાચારથી તારાજ થઇ ગયાં. સોમનાથના દુર્ગમાં રજપૂતોએ સામનો કર્યો, પણ અંતે તેઓ હાર્યા યવનસેના સાગરનાં તોફાની મોજાંની પેઠે કીલ્લામાં પેસી ગઇ. દેવમંદિરમા રહેલા યુવાનોએ તથા રક્ષકોએ વિરતાથી સામનો કર્યો પણ સાગર જેવી સેના આગળ મૂઠીભર માણુસો ક્યાં સુધી ટકી શકે?

મુર્તિભંજક મહમુદ સોમનાથના મંદિરમાં દાખલ થયો. કરગરતા બ્રાહ્મણોને બાધા હડસેલી તેણે મૂર્તિને ભાંગી નાંખી અને ત્યાંથી અઢળક ધન હાથ કર્યું. લોભી સુલતાને નગરમાં પણ લુંટ ચલાવવા રજા આપી. પરિણામે ભૂખ્યા પરદેશી સીપાઇઓ નગરની ગરીબ પ્રજાને લુંટવા તથા રંજાડવા લાગ્યા. આગ, લુંટફાટ, કતલ અને અત્યાચારની પરંપરા ચાલી રહી. ઘરબાર કે સ્ત્રીઓના શીલની રક્ષાને માટે યત્ન કરનાર સામા યુવાનોને રહેંસી નાંખવામાં આવ્યા. અને લોકોનું સર્વસ્વ લૂંટવા માંડયું. કોઈ રાજસત્તા કે સેના આ અત્યાચારીઓનો સામનો કરવા નગરમાં મોજૂદ ન હતી.

પરમ સૌન્દર્યવતી ઉમાનું ઘર લુંટાયું રંગરાયને જાણ થતાં તે દોડી આવ્યો પણ તેને મુશ્કેટાટ બાંધી તેની નજર સમક્ષ ઉમાના ઘરને આગ લગાડવામાં આવી. શીલરક્ષા માટે ઘરમાં સંતાયેલી ઉમા આગમાંથી બચવા બહાર નીકળી અને તે મુસલમાન સરદારની નજરે પડી. ઉમાનું પરમ લાવણ્ય જોઇ તે સરદાર સ્તંભિત થઇ ગયો. તેણે ઉમાને પકડીને છાવણીમાં લઇ જવા સીપાઇઓને હુકમ કર્યો.

હતભાગી રંગરાય ત્યાં હાજર જ હતો. પણ તેને મકાનના એક થાંભલા સાથે તેના પોતાના જ ફેંટા વડે બાંધવામાં આવ્યો હતો એટલે તે વચ્ચે કુદી પડવાની સ્થિતિમાં ન હતો. તેણે ઉમાને પકડાતી જોતાં જ ત્રાડ નાંખીઃ "અરે સરદાર, એને ન પકડશો, ન પકડશો. એને પકડનારનો હું જાન લઇશ તે યાદ રાખજો."

"લીધા લીધા હવે જાન!" સરદાર અવજ્ઞાથી હસ્યો અને તેણે ઉમાને પકડવા મથી રહેલા સીપાઇઓને કહ્યુંઃ "એ ખુબસુરતને મારા તંબુમાં જલદી લઇ જાઓ."

રંગરાય ઝાંખો થઈ ગયો પણ લાચાર હતો. તેણે છુટા થવા ઘણા પછાડા માર્યા, દાંતથી બંધ કાપવા માંડ્યા તથા ઘણી ખેંચતાણ સ્નાયુઓના બળથી કરવા માંડી. પણ તે છુટો થઈ શક્યો નહિ. નજીકમાં તેને છુટો થવામાં મદદ કરે તેવું બીજું કોઈ હતું પણ નહિ.

"સરદાર, હું આ નગરમાંથી તમને જોઈએ તેટલું ધન અપાવીશ. તમે ન જોયાં કે સાંભળ્યાં હોય તેવાં રત્નો લાવી આપીશ. પણ તમે આ મારી પત્નીને છોડી દો." રંગરાય છેવટે સરદારને સમજાવવા માંડ્યો.

"આ નગર હવે અમારૂં જ છે. તું શું અપાવવાનો હતો!" સીપાઈઓ હસ્યા.

પણ ઉમા તેજસ્વી યુવતી હતી. તેણે પહેલાં આજીજી કરી અને તે નિરર્થક જતાં પોતાની પાસેની છૂપી કટારી ખેંચી કાઢી. "હઠો, નહિ તો જાન લઈશ!" તેણે સિંહણની પેઠે ગર્જના કરી.

ઓચિંતી કટારી જોતાં સીપાઈઓ જરા પાછા પડ્યા. તે તકનો લાભ લઈને ઉમા દોડીને નજીકના ઊંચા ચોતરા ઉપર ચઢી ગઈ. રંગરાય હતાશ બની આ જોઈ રહ્યો હતો, યવનો પોતાને છેવટે ભ્રષ્ટ કર્યા વગર નહિ રહે એ વાત સમજી જઈને ઉમાએ પળમાં નિશ્ચય કરી લીધો. આર્યનારીને પરંપરાથી પ્રાપ્ત થયેલો શીલરક્ષાનો આખરી ઉપાય એકજ છે. મરણ! મરણને ભેટતા પહેલાં ઉમાએ રંગરાય તરફ નજર કરી બુમ પાડી: "પ્રિયતમ! હું તમારૂં મુખ જોતાં જોતાં જ શીલરક્ષા માટે પરલોકમાં જાઉં છું. તમારી પાસે છેલ્લી માગણી કરૂં છું કે, આ અત્યાચારીઓને આનો યોગ્ય બદલો ગમે તે ઉપાયે આપજો. ભૂલજો ના પ્રિયતમ! જય સોમનાથ!" આટલું બોલીને ઉમાએ પોતાની છાતીમાં પોતાની જ કટારી હુલાવી દીધી. પળમાં જ તે નિશ્ચેષ્ટ થઈને પડી.

સીપાઈઓ હતાશ થઈ ત્યાંથી બીજે ચાલતા થયા. રંગરાય બેભાનની જેમ ફાટી આંખે જોઈ રહ્યો, તે જોતો હતો છતાં તેને કાંઈ જ દેખાતું ન હતું. માત્ર ઉમાના છેલ્લા શબ્દો તેના કાનમાં રણકી રહ્યા હતા.

રંગરાય ઉમાની પાછળ પાગલ થઈ ગયો છે, એમ લોકો માનવા લાગ્યા. પણ તેના હૃદયમાં તો "વેર, વેર!" નો મંત્ર અગ્નિરૂપે વસી રહ્યો હતો. તે વેરની ધુનમાંજ તે જગતની બીજી બધી વાતો ભૂલી ગયો હતો.

(૩)

સોમનાથનું લિંગ ભાંગીને તથા અઢળક સંપત્તિ લુંટીને કેટલાક દિવસ બાદ સુલતાન મહમુદ સિંધને ટૂંકે રસ્તે ગિજની જવા નીકળ્યો. તેની વિજયી સેના પણ તેની સાથેજ હતી. ગુજરાતની સમૃદ્ધ ભૂમીની લુંટનો અંશ મળવાથી, સીપાઈઓ પણ આનંદમાં હતા. વિજયની ખુમારીનો નશો દરેકને ચઢી ગયો હતો.

સિંધને રસ્તે પાછા વળતાં ગુજરાતની સરહદ છોડતાંજ રણની શરુઆત થતી હતી

તે રસ્તે અજાણ્યો હતો, પણ ટૂંકો હોવાથી ઝટપટ લૂંટ સાથે ઘેર પહોંચી જવાના ઉત્સાહમાં મહમુદના સીપાઈઓએ તેજ માર્ગ પસંદ કર્યો. ગુજરાતમાંથી તળગુજરાતના થોડાક ભોમિયા માર્ગમાં મદદગાર થાય તે વાસ્તે સાથે લેવામાં આવ્યા હતા. ગિઝનીથી હિંદની ભૂમીની માહિતી ધરાવનાર ભોમિયા સાથે આવેલા તો હતાજ, પણ તે આ રણ-પ્રદેશના પૂરેપૂરા માહિતગાર ન હતા. છતાં એ મારગે પુરતાં અન્ન પાણી સાથે રાખીને જવાથી વાંધો નહિ આવે એવી એમની પણ માન્યતા હતી.

ગુજરાત–સોમનાથથી યવન સેના ઉપડી ત્યારેજ લોકોના જીવ કંઈક હેઠા બેઠા. મહમુદની વિજયી સેનાની પીઠ પકડી બા કરવાની કોઈની પણ હામ ન હતી. એટલે તે નિર્ભયપણે કુચ કરી રહી હતી.

રણપ્રદેશમાં રેતી ભર્યો પવન, લૂ અને તાપથી સીપાઈઓ જરા હેરાન તો થતા હતા. પણ સાથે ખાનપાનનાં સાધનોની પૂરતી સગવડ હોવાથી શરૂમાં કાંઈ હરકત પડી નહિ. પરંતુ સેના જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમ રણ વધુ રેતાળ, વેરાન આવવા લાગ્યું અને વંટોળાનાં તોફાન તથા અગારા જેવી સળગતી લૂના ઝપાટા વધુ ઉગ્ર બનવા લાગ્યા. ઘણીખરી મુસાફરી રાતેજ કરવાનું રાખ્યું તો પણ લૂનો ઝપાટો તો ચાલુજ રહ્યો.

"હવે આ રણ ક્યારે પુરૂં થશે ? તોબાહ આ ધગધગતા પવનથી તો" કંટાળેલા સુલતાને સેનાપતિને પૂછ્યું.

"જહાંપનાહ, હવે બે ત્રણ દિવસમાં રણપ્રદેશ પૂરો થશે એમ ભોમિયા જણાવે છે." સેનાનાયકે ખુલાસો કર્યો.

ગિઝનીના ભોમિયાઓની બુદ્ધિ આ રણમાં કાંઈ કામ કરતી નહતી. તેમણે જાણેલા તથા માનેલા રણ કરતાં આ રણપ્રદેશ વધુ ભયંકર અને આપત્તિજનક જણાતો હતો. બીજે ત્રીજે દિવસે ગુજરાતના મુખ્ય ભોમિયાને જાહેર કર્યું કે તેઓ માર્ગ ભૂલ્યા હતા. આથી પ્રવાસની દિશા બદલવાની તેણે સૂચના કરી અને તે સૌએ માન્ય કરી.

બીજા બે ત્રણ દિવસ પાછી રણની ભીષણતા વધવા માંડી. તંબુઓને ઉગાડી મૂકે એવા વાવાઝોડાં થવા લાગ્યાં અને તાપની જ્વાળ પણ વધુ ઉગ્ર બની સેનાની સાથેનો અન્ન–પાણીનો પુરવઠો પણ ઘટવા માંડયો હતો. સુલતાન અને આખી સેના ગભરાવા લાગી કે હવે શું થશે ! પણ ભોમિયો ઘણો ચાલાક હતો. તેણે પોતાના ભૌગોલિક જ્ઞાનની સુલતાનને ખાત્રી કરી આપી કે ત્રીજે દિવસે તેઓ બીનચૂક જળાશયવાળી સપાટ ભૂમિને કિનારે પહોંચી જશે. હવે તો બીજો ઉપાય પણ ન હતો, એટલે હિંમત રાખીને સૌ ભોમિયાની સૂચના પ્રમાણે માર્ગ કાપવા લાગ્યા.

પણ બે ત્રણ દિવસમાં તો સળગતા વંટોળ તથા લૂ અને પાણીની તંગીને લીધે તરસથી ઘણા સૈનિકો અને જાનવરો મરવા લાગ્યાં. ત્રીજે દિવસે ભયંકર કટોકટી આવી પડી. રણ હજીયે વધુ ભયંકર–દાવાનળ જેવું આવવા લાગ્યું. પાણીનો પુરવઠો હવે બહુજ કમી થઈ ગયો હતો. સેનાની સાથેનાં ઘણાં ઉંટ પણ પાણીને માટે રહેંસાઈ ચૂક્યાં હતાં.

સુલતાન અને તેના અંગરક્ષકોને માત્ર એક દિવસ ચાલે એટલું પાણી હવે રહ્યું હતું.

"ખુદા તાલા! આ તે કેવી આફત!" સુલતાન પોકારી ઉઠયો. "પાણી વગર મારી સેનાને અને મારો જીવ આ રણમાંજ નીકળી જશે કે શું?"

"ના નામવર, સોમિયો કહે છે કે કાલે સવારે તો પાણીવાળા સપાટ પ્રદેશમાં આપણે પહોંચી જઇશું." મુસ્લીમ સરદારે ખૂલાસો કર્યો.

"કાણ સોમિયો? કયો પેલો ગુજરાતી લાવ્યા છો તે! બોલાવો એને મારી પાસે" સુલતાન તપી ઉઠયો. કારણ તે રણમાં દશ બાર દહાડાથી ખૂબ સેકાઈ ગયો હતો. તાપ, રોષ, ચિંતા અને ઉજાગરાથી એનું બદન સળગી રહ્યું હતું.

સોમિયો કુરનીશ બજાવીને સુલતાન આગળ ઉભો હતો. તેને બારીકીથી તાકતો ને વીંધતો સુલતાન પૂછવા લાગ્યો: "અરે કમબખ્ત! હવે આ રણમાંજ સૌને રાખવા છે ને?"

"એવું તે હોય જહાંપનાહ! કાલેજ આપણે આ કમ્બખ્ત રણમાંથી સહીસલામત બહાર નીકળી જઇશું." સોમિયો નમ્રતાથી બોલ્યો.

"અને કાલે એમ ન બન્યું તો સૌથી પહેલાં મારી તરવારથીજ હું તારૂં માથું ઉડાવી દઇશ બચ્ચા!" સુલતાને ડારો દીધો.

"જરૂર નામવર! કાલે આપણે રણ ઓળંગી જશું. મને સંપૂર્ણ ખાત્રી છે. હું જાણું છું કે, મારૂં માથું સુલતાનની તરવાર ઉપર છે." સોમિયો કુરનીસ બજાવી ચાલ્યો ગયો.

પણ બીજે દિવસે મધ્યાન્હ સુધી રણનો અંત ન આવ્યો. પાણી લગભગ ખૂટવા આવ્યું. સુલતાન અને બીજા પાંચ પચીસ માણસોજ પાણી મેળવી શકતા હતા. બીજાઓ તરસ અને લૂથી મરવા લાગ્યા. સુલતાન મોટી સેના તરસ અને સળગતી લૂને લીધે નાશ પામી ગઈ. સારા સારા સરદારો પણ તરસથી મરી પરવાર્યા. સુલતાન હવે જરીયે ધીરજ રાખી શકે તેમ ન હતું.

આંખમાંથી આગના તણખા વેરતા સુલતાન આગળ પેલા સોમિયાને ખડો કરવામાં આવ્યો. તરવારની મૂઠ પર હાથ સરકાવતા સુલતાને દાંત પીસી કહ્યું: "નાપાક કુતરા! તેં મને દગો દીધો, ખરૂં ને?"

"હા નામવર! હવે આપે અને આપના સરદારોએ પાણી વગર રણમાંજ મરવાનું છે." સોમિયાએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

આ જવાબ સાંભળી સુલતાન અને બધા સરદારો ઠંડાગાર થઇ ગયા શું સોમિયાએ ખરેખર દગો-ફટકો કર્યો હતો! સૌના હોંશકોશ ઉડી ગયા.

"તારા હું રાઈ રાઈ જેવા ટુકડા કરી નાંખીશ પાજી કુતરા! બોલ, તેં શા માટે આ દગો કર્યો છે?" સુલતાન ફરી તપ્યો.

"મારા ધર્મના, મારી કોમના અને ભગવાન સોમનાથના શત્રુને બુરે મોતે મારવા માટે મેં આ પ્રપંચ કર્યો છે. અરે! મારી કોમને ખાતર, તેના પ્રાણ જીંદગી લેનાર આ

યવન સરદારને જુરે મોતે મારવા માટે મેં, ઉમાના પતિ રંગરાયે આ કપટકળા યોજી છે. હવે હું ને તમે બધા સાથે મરીશું." ભોમિયા વેશે આવેલો રંગરાય રૌદ્ર રૂપ બની જુસ્સાથી બોલતો હતો.

"પકડો, કેદ કરો એ નાપાકને! એ જીવતો ન જાય!" સુલતાને હૂકમ છોડયો.

"મારૂં કાર્ય હવે પૂરૂં થયું છે. ઉમાના વેરનો બદલો મેં લીધો છે. તેને તે સંદેશ પહોંચાડવા હું આ ચાલ્યો મારી મેળે" કહીને રંગરાય બે ચાર કદમો પાછો હઠી ગયો અને તેણે વીજળી વેગે પોતાની છાતીમાં કટાર ભોંકી દીધી.

"ઉમા, પ્રિયતમા! હું આવ્યો!" એ ભોમિયાના છેલ્લા શબ્દો હતા.

રણની લૂ અને વંટોળમાં સેકાતા, સુલતાન અને તેના સરદારો દિગ્મૂઢ બની જોઈ રહ્યા. ઉમાને છંછેડનાર સરદાર થોડી જ વારમાં તૃષા તથા લૂથી છેલ્લાં તરફડિયાં મારવા લાગ્યો. બીજા સૈનિકો પણ ટપોટપ મરવા લાગ્યા.

"સુઉઉ...સુઉઉ" કરતો રણનો ભીષણ વંટોળ ઉની રેતથી સુલતાનનાં આંખ કાન પૂરી તેની હાંસી કરવા લાગ્યો.

ઘણા ઓછા સૈનિકો સાથે સુલતાન એ રણમાંથી મહા મુશીબતે જીવતો નીકળ્યો. ગુજરાતના એ ભોમિયાને તે જીવનભર યાદ કરતો રહ્યો.

જેઠાલાલ ત્રિવેદી

# તમારા નશીબમાં શું છે?

| | | | |
|---|---|---|---|
| ૯ | ૭ | ૬ | ૮ |
| ૫ | ૧૨ | ૧૧ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૧૦ |

પુરૂષો માટે

જો તમે તમારા નશીબમાં શું છે તે જાણવા માગતા હો તો બન્ને આંક ચક્રો પર કંઈપણ વિચાર કર્યા સિવાય આંગળી મુકો જે આંકડા પર આપની આંગળી ફરે તેનું ફળ નીચે વાંચો

| | | | |
|---|---|---|---|
| ૧ | ૪ | ૬ | ૭ |
| ૫ | ૩ | ૧૧ | ૧૨ |
| ૧૦ | ૮ | ૨ | ૯ |

સ્ત્રીઓ માટે

૧. જેનું તમે ભલું કરવા ચાહો છો તે તમારું બુરૂં કરવા તૈયાર થાય છે.

૨ તમે શરમના માર્યા મિત્રોને ઉધાર રૂપીઆ આપો છો પરંતુ પાછળથી તમે હેરાન થાઓ છો.

૩ તમે મોટી મોટી આશાઓના મિનારા બાંધો છો પરંતુ કોઈ બાબતમાં પગલું ભરી શકતા નથી.

૪ ધીરજ રાખી મુશ્કેલીઓનો સામનો કરો

૫ લાંબી યાત્રા કરવા તૈયાર રહો.

૬ રસ્તે ચાલતાં તમારા પર કોઈ હુમલો કરે સાવધાન રહો.

૭ જ્યાં જશો ત્યાં તમારું સ્વાગત થશે. પણ દરેક જગ્યાએ એક બે વ્યક્તિ એવી મળશે જે તમારી ઈર્ષા કરશે તેમનાથી સાવધ રહો.

૮ બહાર મિત્રો સાથે તમે મીઠી મીઠી વાતો કરો છો પણ ઘેર આવતાં જ તમે કટુભાષી બની જાઓ છો આ આદત છોડી નહિ દો તો પરિણામ ખરાબ આવશે.

૯ તમારા પર આવનારી આફત આવી ગઈ હવે સુખમાં દિવસો જશે.

૧૦ તમે જેટલું સમજો છો એટલું નેતા બનવાનું સહેલું નથી.

૧૧ બાહુબળ પર ભરોસો રાખો બીજાઓની મદદની આશા ન રાખો.

૧૨ તમારા હાથે ઘણી ચીજો ખોવાઈ જાય છે આ સાલ કોઈ નવી કે કિંમતી વસ્તુ ખોવાઈ જવાનો સંભવ છે.

૧ જેની સાથે તમે પ્રેમ વધારો છો તે તમારાથી દૂર ભાગે છે.

૨ તમે 'ના' કહી શકતાં નથી એના લીધે તમારે બહુ દુઃખ વેઠવું પડે છે.

૩ તમે મોંએથી કડવી વાત ન નીકળે એમ હંમેશાં ઈચ્છો છો પણ એ નીકળી જાય છે.

૪ જે વાત તમે મનમાં વિચારો છો તે સાચી બની જાય એમ ઈચ્છો છો.

૫ તમારાં આભૂષણો સંભાળીને રાખો.

૬. તમે તમારા સ્વાસ્થ્યની અત્યાર સુધી પરવા કરી નથી. સાવધ રહો. બગડવા સંભવ છે.

૭. તમારા ઘર કામની સૌ પ્રશંસા કરે છે પરંતુ જેના મોંએ તમે ખાસ પ્રશંસા સાંભળવા માગો છો તે તમારા દોષ ખોળે છે.

૮. તમને શરીર સજાવટ કરવાનો શોખ છે પરંતુ ઘર ગંદુ રહે છે. ધ્યાનમાં રાખો.

૯. તમારા જીવનમાં બહુ મોટું પરિવર્તન થવાનું છે,

૧૦. તમારી આશા ફળશે. ધૈર્ય રાખો.

૧૧. બીજાઓની ચાડી-ચુગલીની બાબતમાં તમે રસ લો છો અને પરિણામે ધોખો મેળવો છો.

૧૨. તમારા હાથે આ સાલ કામની વસ્તુઓ તુટશે. સાવધાન રહો.

# ❀ તમે સન્નારી છો ? ❀

દરેક પ્રશ્ન વાંચો. જો તમે પ્રશ્નના ઉત્તરમાં 'હા' કહી શકો છો તે પ્રશ્નની સામે ૨ ગુણ આપો.

જો તમે જે પ્રશ્નનો બેધડક જવાબ ન આપી શકો છે પ્રશ્નની સામે ૧ ગુણ આપો. અને જો પ્રશ્નનો જવાબ તરત જ 'ના' માં આપી શકો તો તે પ્રશ્નની સામે ૦ લખો.

જ્યારે તમે બધા પ્રશ્નોના જવાબ આપી દો ત્યારે બધા જવાબના કુલ ગુણનો સરવાળો કરો.

જો તમારા જવાબના ગુણનો સરવાળો ૨૧ થી ૨૮ સુધી થાય તો તમે આદર્શ પત્ની છો. જો ૮ થી ૨૦ સુધી થાય તો તમે એવાં પત્ની છો કે તમારે તમારા પતિ સામે કોઇ જાતની ફરિયાદ નથી અને જો ૦ થી ૭ સુધીનો સરવાળો આવે તો તમારે તમારા અન્તઃકરણની પરીક્ષા કરવી જોઇએ અને તમારી રીતભાતને બદલવી જોઇએ નહિ તો તમારે અને તમારા ધરવાળા બન્નેને માટે અયોગ્ય થવાનો ભય છે.

૧. દર વર્ષે પતિની વર્ષગાંઠ ઉજવો છો ?
૨. નવાં વસ્ત્રો ખરીદવાનું પ્રલોભન રોકી રાખી જુનાં વસ્ત્રો વડે ચલાવી શકો છો ?
૩. જેટલો લગ્નની શરૂઆતમાં પતિ પર પ્રેમ હતો તેટલો જ પ્રેમ પતિ પર અત્યારે રાખો છો ?
૪. જે વસ્તુ તમે માગો છો અને પતિ કહે છે કે એ બહુ મોંઘી છે તો તમે એની એ વાત માની શકો છો ?
૫. જ્યારે તે તેના નિયમસર ઘેર આવે છે ત્યારે તમે રોજ ઘેર હો છો ? ભોજન તૈયાર રાખો છો ?
૬. શું તમે કૌટુંબિક ઝઘડાઓથી પર છો ? અને તમારી સાહેલીઓને ઘર કંકાસની વાતો કહેવાનું રોકી શકો છો ?
૭. શું તમે સરસ રસોઈ કરી જાણો છો ? અને તમારી કરેલી રસોઈ જમી તમારા પતિ ખુશ બને છે ?
૮. શું તમે તમારા પતિનાં કપડાંની દેખરેખ રાખો છો ? અને એ સારાં અને સ્વચ્છ રહે એ માટે પ્રયત્ન કરો છો ?
૯. જ્યારે તે ચિંતાતુર હોય છે અગર કોઈ વાત બગડી જાય છે ત્યારે તમે તેમને સાન્ત્વન અને સહાયતા આપો છો ?
૧૦. શું તમે બહાર જતાં જેવાં સાફ અને સ્વચ્છ રહો છો તેવાં ઘરમાં હો ત્યારે પણ રહો છો ?
૧૧. શું તમે તમારા પતિનાં પગરખાં, પહેરણ વિગેરેમાં જ્યાં ત્યાં અસ્તવ્યસ્ત પડી રહેવા દો છો ?
૧૨. જ્યારે તમારા પતિ શ્રમીત હોય છે ત્યારે શું તમે પ્રસન્નતા પૂર્વક બહાર જવાનું માંડી વાળો છો ?
૧૩. જે રીતે તે તેમના ટેબલ પર વસ્તુઓને રાખે છે, તેને શું તમે ખરાબ તો નથી સમજતાં અને એને જેમને તેમ રહેવા દો છો ?
૧૪. જ્યારે જ્યારે તમારા પતિ તમાકુ પીવાનું કહે છે ત્યારે ત્યારે શું તમે તેમને શું પીવા દો છો ?

"પારેવું"



અમદાવાદ:— કું. તનુમતી બ્હેન, રાજાભાઈ શેઠ. અત્રેની શ્રી જૈન વિદ્યાર્થીઓ વાળ જ્ઞાતિમાં પહેલાંજ એમ. બી. બી. એસ. ની ડોકટરની પરીક્ષામાં પાસ થઈ હાલ એમ. ડી. નો અભ્યાસ કરી રહ્યાં છે.

એલીસબ્રીજમાં રહેતી એક સગીર વિદ્યાર્થિની ઠાકર્સ હાઈસ્કુલમાં જાઉં છું. કહી ગઇ તે ગુમજ થઈ ગઇ.

શ્રી. ભારતી બ્હેન, અંબાલાલ સારાભાઈ ગુજરાત યુનિવર્સિટીના મંત્રી પદે નિમાયાં

મુંબઈ:—તા ૧૫-૧૨-૪૭ના રોજ સાંજે પા વાગે. ભગીની સમાજના કલબના સભ્યોનું એક સંમેલન નવા મકાનમાં યોજવામાં આવ્યું હતું જેમાં સંગીત વિગેરેનો કાર્યક્રમ રખાયો હતો.

તા. ૧૯-૧૨-૪૭ સાંજે છ વાગે સુંદરાબાઇ હોલમાં ભગિનિ સમાજ સેવા મંદીરના આશ્રયે એક "મનોરંજન કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. તેમાં નાટક, ગરબા, નૃત્ય, સંગીત, ભાષણો વિગેરે રાખવામાં આવેલાં તેમાં ફી રાખવામાં આવી હતી.

ભગીની સમાજ તરફથી તાલીમ કેન્દ્ર પણ ચાલી રહેલ છે.

આ રીતે મુંબઇમાં આ સંસ્થા સ્ત્રી જગત માટે સારી પ્રવૃતિ આદરી રહેલ છે તે માટે સંસ્થા સંચાલીકાઓને અભિનંદન.

**શ્રી. વંદિતાગૌરી દેસાઇનું અવસાન** "રસોઈનું રસાયણ"ના લેખીકા તા. ૨૯-૧૧-૪૭ના રોજ ટુંક માંદગી ભોગવી મુંબઈ મુકામે ગુજરી ગયાં છે.

આ બ્હેન સુરતની નાગર ગ જન્મેલાં. પોતાના સ્વાનુભવે ઉપરોક્ત પોતે તૈયાર કરી છપાવેલું જેની બે ગ ખપી છતાં હાલમાં ત્રીજી આવૃત્તિ રહી છે.

પ્રભુ સદ્‌ગતના આત્માને ચિર અર્પે એજ અભ્યર્થના.

**સુરત**—અંબાળા હરિપુરા ગર્લ્સ હ સ્કુલનો વાર્ષિક મેળાવડો શાળાના મ થયો હતો.

**કલકત્તા**—ઇમ્પીરીયલ બેંકમાંથી ૯૮૦૦ની લુંટ કરવા માટે એક બંગાળી ધરપકડ થઈ છે.

**વડોદરા**—નરસિંહજીની પોળમાં યુવાન સ્ત્રી એ કુવામાં પડી આપઘાત ક

**બોટાદ**—એક બાઇએ પોતાનો બેકાર હોઈ કાંઈ નકમાવાથી ત્રણ દિ અપવાસ કરી પોતાના નાના બાળક સા પડી આપઘાત કર્યાના સમાચાર મળે છે

**શ્રી. પં. વિજયાલક્ષ્મીની બદલ** મોસ્કો ખાતે નીમાયેલા એલચી શ્રી વિજયાલક્ષ્મીને મોસ્કોના હવાપાણી અનુ. આવવાથી તેમની નિમણુક લંડન વોશીંગ્ટન થવા સંભવ છે.

**પુના**:—સાધન સંપન્ન ગૃહસ્થના ણીએ ગૃહકલેશથી કંટાળી દોરડાથી ખાઈ આપઘાત કરવાનો બનાવ બન્યો

**રાજકુમારી શાહુણનું અવસાન** અફગાનીસ્તાનના રાજા ઝાહીરશાહની બ અને કાબુલના સ્વ. ગવર્નર સરદાર અલી

હરુજાનના પત્ની રાજકુમારી શાહણનુનું અવસાન થતાં તેમના શબને પુનાથી વિમાન માર્ગે લાહોર મોકલવામાં આવ્યું છે.

સુરત :—બેટી અને મેના નામની બે સ્ત્રીઓ દૂધમાં ભેળસેળ કરવા બદલે દંડાયા છે.

મહિલા આપદ નિવારણ સમિતી—શ્રી. માઉન્ટ બેટનને મળવા માટે ગયા અકગાંડીએ જે મહિલા આપદ નિવારણ સમીતિની એક મીટીંગ બોલાવાઇ હતી.

સ્ત્રીઓના અપહરણ :—લાંબા સમય થયાં આવા બનાવો બન્યા જ કરે છે. હમણાં જ સમાચાર મલે છે કે-મીરપુરમાંથી ૫૦૦૦ સ્ત્રીઓના અપહરણ થયાં છે. જ્યારે એક બાજુ અમદના સ્ત્રીઓ પાછી મેળવવા પ્રયાસ થઇ રહ્યા છે. અપહરણ થયેલી સ્ત્રીઓ પાછી મેળવવા શ્રી મૃદુલા બ્હેન સારાભાઇ ઠીકઠીક પ્રયાસ કરી રહેલ છે.

એક પ્રસંસનીય સગપણ—મજુર પ્રધાન ગુલઝારીલાલ નંદાના પુત્રી ડૉ. પુષ્પાબ્હેન L. C, P. &. S. નું સગપણ શ્રી. ડૉ. છોટુભાઇ નાયક M. B. B. S. M. R. C. P. સાથે થયું છે ડૉ. પુષ્પાબ્હેન પંજાબના ક્ષત્રીય છે. જ્યાં શ્રી. ડૉ. નાયક અનાવિલ છે.

ટ્રેનમાંથી ફેંકી દીધી—જબલપુરના સમાચાર મલે છે કે-પંજાબ મેલમાં મુસાફરી કરતી એક સ્ત્રીને ટ્રેનમાંથી ફેંકી દીધી હતી. અને તેણીને લુંટી લેવામાં આવી હતી. તે સ્ત્રીના શરીર ઉપર સંખ્યાબંધ ઘા પડેલા માલુમ પડયા હતા.

અપહરણ સ્ત્રીઓ :—એક પત્ર જણાવે છે ૨૫૦૦૦ હિન્દુ સ્ત્રીઓ અને ૧૨૦૦૦ મુસ્લીમ સ્ત્રીઓનાં અપહરણો થયા છે. આમ ૩૭૦૦૦ સ્ત્રીઓના અપહરણો થયાના આંકડા મલે છે, આ અપહૃતાઓ પાછી મેળવવા ઉભય સરકારોના ઉપરી અધિકારીઓની પરીષદો પર પરીષદો મલે છે પણ-કાંઇ આશાસ્પદ પરિણામ આવતું જણાતું નથી.

વડનગર ભગિની સમાજ—નો શરત્સવ સૌ ઇન્દીરા બ્હેન બીડેના પ્રમુખપદે ઉજવાયો છે.

અ. હિ. મહિલા પરીષદ શાખા પાટણ—સૌ. તારાબ્હેન મુલચંદ શાહના પ્રમુખપદે વાર્ષિક ઉત્સવ ઉજવાયો જેમ પ્રમુખે સંસ્થાને રૂા. ૨૦૦।નું દાન આપ્યું હતું. સૌ. લલિતાબ્હેન, સૌ. સ્નેહલતા દેશપાંડે તથા વસંતિકા દેસાઇએ સારો શ્રમ લીધો હતો.

( સ્ત્રીબોધ પ્રતિનિધિ મારફત પ્રાપ્ત )

નવી દીલ્હી—તા. ૭ મધ્યસ્થ સરકારની જાહેરાતમાં બતાવવામાં આવ્યું છે કે ડૉ. બી. સી. રોયને સંયુક્ત પ્રાંતના ગવર્નર પદ સ્વીકાર કરવાની અસમર્થતા પ્રગટ કરી છે. ગવર્નર જનરલને શ્રી, સરોજીની નાયડુને અહિંના ગવર્નર તરીકેનું કાયમી નીમણુંક કરી છે.

કાનપુર—અહિં તા. ૩૦ નવેમ્બરે આદર્શ સમીતિ મારફત ગૌડ બ્રાહ્મણની સભા થઇ હતી જેમાં લગભગ ઘણી વ્યક્તિઓ હાજર હતી, સભાએ વિધવા વિવાહના વિષય પર બહુ ભારી બહુમતિથી સ્વીકારી લીધું છે વિધવા વીવાહના સરવે ભાઇ બ્હેનને સમીતિ સહકાર આપશે.

અલ્હાબાદ—તા, ૭ સમાચાર છે કે કોથળામાંથી ૯ વર્ષની છોકરીની ચીસ (અવાજ) સાંભળતા કેટલાક લોકોએ રેલ્વે કવાટરની પાસે પહોંચીને બે વ્યક્તિઓને પકડવામાં આવી છે.

કહેવાય છે કે રેલ્વે કવાટરમાં રહેવા વાળા હૈસવારની દીકરી હતી. જ્યારે તેણી ઘરની

○ ○ ○ ❋ મોતીની [illegible] ○ ○ ○

卐 સંપાદક. 'તારક' 卐

## જાત જાતની બોલી

★

મ્યાઉ, મ્યાઉ બિલી કરતી,
ઉંદર કરતો ચુ ચુ,
વ્હાઉ, વ્હાઉ, કુતરો કરતો,
ખર ભૂંકે છે હેચૂ, હેચૂ
બૅાંય, બૅાંય ગાય ભણકતી,
ઘોડો કરતો હણહણાટ,
કુહૂ–કુહૂ કોયલ કરતી,
ને માખી કરતી ગણગણાટ
કા, કા કા કાગડો બોલે,
ભુ, ભુ, ભુ, ભમરો ગુંજે,
બે બે બકરી કરતી,
ને ચી' ચી કરતી ચકલી
કડકડ–ધડધડ મેઘ ગરજે
જાણે ગરજે જંગલ સિંહ
મારુ તને જો એક તમાચો,
રડી પડીશ તુ કહીશ કેવો ?

★

## જરા હસો

માસ્તર :–નિરુ ! મરભૂમિ કોને કહે ?

નિરુ :–સાહેબ, જ્યાં ઘાસ પાન ન થાય એને મરુભૂમિ કહે છે

માસ્તર :–ગિરિશ ! તુ કહે મરુભૂમિ કેવી હોય છે ?

ગિરિશ :–(માસ્તર સાહેબની માથાની ટાલ દેખી) સાહેબ, તમારા માથા જેવી

## બાળકોના શુભલક્ષણ

વિદ્યા હોંશે હોંશે ભણવી,
વડીલોની આજ્ઞા પાળવી
મોટાને માન આપવુ
સૌ સાથે સ્નેહ રાખવો
અસત્ય ન બોલવુ
ચોરી ન કરવી
સ્વચ્છતા રાખવી
સારા કામ કરવા,

★

## ઉખાણું

કમરી, ગકરી, લકડીમાં, મારુ નામ
લખાયના મુજ વિના કે, એવુ મારુ નામ

*

મોકલ નામ લખો બાળક ! પછી કાપો એનુંપૅંટ
પછી સુંદર બની જાય, ઉત્તર આપો નેટ.

★

## પ્રાર્થના

પ્રભુ ! આપજે બધાને બુદ્ધિ,
કરી શકુ ગાગ કામ
દુનિયા બધી રંગ બને ને,
થાયે સુખી લોક તમામ

★ દેશ પ્રેમ રગે રગમાં ભરતાં શીખો. ★

પ્રકાશક–ચંદ્રકાન્ત ડવનુલાલ મહેતા 'શ્રીબોધ' કાર્યાલય પીરમશા રોડ–અમદાવાદ
મુદ્રક–મણિલાલ છગનલાલ શાહ નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ–અમદાવાદ

મદ્દખાનના પત્ની રાજકુમારી શાહણુનું અવસાન થતાં તેમના શબને પુનાથી વિમાન માર્ગે કાબુલ મોકલવામાં આવ્યું છે.

સુરત :—બેટી અને મેના નામની બે સ્ત્રીઓ દૂધમાં ભેળસેળ કરવા બદલે દંડાયા છે.

**મહિલા આપદ નિવારણ સમિતી**—શ્રી. માઉન્ટ બેટનને મળવા માટે ગયા અઠવાડીએ જે મહિલા આપદ નિવારણ સમીતિની એક મીટીંગ બોલાવાઇ હતી.

**સ્ત્રીઓના અપહરણ** :—લાંબા સમય થયાં આવા બનાવો બન્યા જ કરે છે. હમણાં જ સમાચાર મલે છે કે-મીરપુરમાંથી ૫૦૦૦ સ્ત્રીઓના અપહરણ થયાં છે. જ્યારે એક બાજુ અમદના સ્ત્રીઓ પાછી મેળવવા પ્રયાસ થઇ રહ્યા છે. અપહરણ થયેલી સ્ત્રીઓ પાછી મેળવવા શ્રી મૃદુલા બ્હેન સારાભાઇ ઠીકઠીક પ્રયાસ કરી રહેલ છે.

**એક પ્રસંસનીય સગપણ**—મજુર પ્રધાન ગુલઝારીલાલ નંદાના પુત્રી ડૉ. પુષ્પાબ્હેન L. C, P. & S. નું સગપણ શ્રી. ડૉ. છોટુભાઇ નાયક M. B. B. S. M. R. C. P. સાથે થયું છે. ડૉ. પુષ્પાબ્હેન પંજાબના ક્ષત્રીય છે. જ્યાં શ્રી. ડૉ. નાયક અનાવિલ છે.

**ટ્રેનમાંથી ફેંકી દીધી**—જબલપુરના સમાચાર મલે છે કે-પંજાબ મેલમાં મુસાફરી કરતી એક સ્ત્રીને ટ્રેનમાંથી ફેંકી દીધી હતી. અને તેણીને લુંટી લેવામાં આવી હતી. તે સ્ત્રીના શરીર ઉપર સંખ્યાબંધ ઘા પડેલા માલુમ પડયા હતા.

**અપહરણ સ્ત્રીઓ** :—એક પત્ર જણાવે છે ૨૫૦૦૦ હિન્દુ સ્ત્રીઓ અને ૧૨૦૦૦ મુસ્લીમ સ્ત્રીઓનાં અપહરણો થયા છે. આમ ૩૭૦૦૦ સ્ત્રીઓના અપહરણો થયાના આંકડા મલે છે, આ અપહૃતાઓ પાછી મેળવવા ઉભય સરકારોના ઉપરી અધિકારીઓની પરીષદો પર પરીષદો મલે છે પણ-કાંઇ આશાસ્પદ પરિણામ આવતું જણાતું નથી.

**વડનગર ભગિની સમાજ**—નાં શરત્સવ સૌ ઇન્દીરા બ્હેન ભીડેના પ્રમુખપદે ઉજવાયો છે.

**અ. હિ. મહિલા પરીષદ શાખા પાટણ**—સૌ, તારાબ્હેન મુલચંદ શાહના પ્રમુખપદે વાર્ષિક ઉત્સવ ઉજવાયો જેમ પ્રમુખે સંસ્થાને રૂા. ૨૦૦)નું દાન આપ્યું હતું. સૌ. લલિતાબ્હેન, સૌ. સ્નેહલતા દેશપાંડે તથા વસંતિકા દેસાઇએ સારો શ્રમ લીધો હતો.

(સ્ત્રીબોધ પ્રતિનિધિ મારફત પ્રાપ્ત)

**નવી દીલ્હી**—તા. ૭ મધ્યસ્થ સરકારની જાહેરાતમાં બતાવવામાં આવ્યું છે કે ડૉ. બી. સી. રોયને સંયુક્ત પ્રાંતના ગવર્નર પદ સ્વીકાર કરવાની અસમર્થતા પ્રગટ કરી છે. ગવર્નર જનરલને શ્રી, સરોજીની નાયડુને અહિંના ગવર્નર તરીકેનું કાયમી નીમણુંક કરી છે,

કાનપુર—ગઇ તા. ૩૦ નવેમ્બરે આદર્શ સમીતિ મારફત ગૌડ બ્રાહ્મણની સભા થઇ હતી જેમાં લગભગ ઘણી વ્યક્તિઓ હાજર હતી, સભાએ વિધવા વિવાહના વિષય પર બહુ ભારી બહુમતિથી સ્વીકારી લીધું છે વિધવા વીવાહના સર્વે ભાઇ બ્હેનને સમીતિ સહકાર આપશે.

અલ્હાબાદ—તા, ૭ સમાચાર છે કે કાયળામાંથી ૯ વર્ષની છોકરીની ચીસ (અવાજ) સાંભળતા કેટલાક લોકોએ રેલ્વે ક્વાટરની પાસે પહોંચીને બે વ્યક્તિઓને પકડવામાં આવી છે.

કહેવાય છે કે રેલ્વે ક્વાટરમાં રહેવા વાળા ક્લેસવારની દીકરી હતી. જ્યારે તેણી ઘરની

બહાર નીકળી ત્યારે ઉપરની વ્યક્તિઓએ તેને પકડી લીધી અને " લોકો ટ્રાફિક ક્વોટરો " માં લઇ જઇ તેણીના હાથ પગ બાંધી લીધા. રક્ષાના માટે એને બુમાબુમ શરૂ કરી આ સાંભળીને લોક ભેગા થઇ ગયા અને બે માણસોને પકડી લેવામાં આવ્યા છે છોકરી જીવતી નીકળી અઇ પકડાએલી વ્યક્તિમાં ૧) મુસલમાન છે અને એક જૈસવાર છે. કૈથીગટન પોલીસ આ બાબત તપાસ કરી રહી છે.

×

આગ્રા—તા. ૭ શ્રીમતી સરોજીની નાયડુ મારફત અપીલ કરવાથી શ્રીમતી કૃષ્ણદત્ત પાલેવાલના પ્રમુખ પદે આગ્રા જીલ્લાના માટે એક સરણાથી સમિતિ નિર્માણ થઇ છે. સમિતિના સભ્યોને જીલ્લાના જુદા જુદા " સરણાથી શિબીર " ની નિરીક્ષણ કરી ૨૫૦ ગરમ ત્યા સુતરઉ કપડાંની વહેંચણી કરી અને દવા માટે પ્રબંધ કરેલ છે. અહીં પ્રયત્નો દ્વારા ૪૦ બાળકોને સ્કુલમાં દા કરવામાં આવ્યા છે. અને કેટલાક શર થીંઓને કામ પણ આપ્યું છે.

ગઇ તા. ૨૨ નવેમ્બરે એક રચના કાર્યક્રમ દ્વારા શરણાર્થીઓ માટે ૪૦ રૂા. એકઠા કરવામાં આવ્યા હતા.

×

અલ્હાબાદ—તા ૯ આગ્રા વિશ્વવિ લયની બેઠક પ્રયાગ મહિલા વિદ્યાપીઠની વિ અને વિદુષી વિશેષ પરિક્ષાઓની માન દેવાના ઉપર વિચાર કરી રહી છે. ક કેટલાક વિશ્વવિદ્યાલયોએ આ પરિક્ષાઓ પહેલેથી વિચાર કરી લીધો છે.

×

# સવાલ – જવાબ.

★

૧. સ :—એવું અન્ન કયું, કે જે ખરચતાં ખુટે નહિ.
   જ :—વિદ્યાધન.

૨. સ :—પંડિત થવાનો ઉપાય શો ?
   જ :—પોતે કંઈ સમજતો નથી, એમ સમજીને બીજાને પુછતો રહે, અભ્યાસ કરતો રહે તો પંડિત થવાય.

૩. સ :—અગ્નિ વગર માણસનું સોકી શાથી બળે ?
   જ :—ચિંતાથી.

૪. સ :—ગમે તેટલી મીઠાશ પાણીથી ઓલ-વવા જઈએ પણ કડવાશ ન મટે એવું શું છે ?
   જ :—કડવું વચન.

૫. સ :—કોને હમેશાં સુખ ?
   જ :—સંતોષીને.

૬. સ :—કોણ અમર છે ?
   જ :—કીર્તિ, આબરૂ.

૭. સ :—કયો દુશ્મન કોઈથી ન જીતાય ?
   જ :—મોત.

૮. સ :—શેનું ઓસડ નહિ ?
   જ :—સ્વભાવનું, વ્હેમનું.

૯. સ :—કોણ સૌથી વધારે બળવાન ?
   જ :—સમય.

૧૦ સ :—કળયુગ ક્યાં સમજવો ?
   જ :—કુસંપ હોય ત્યાં.

૧૧. સ :—સૌથી ઉત્તમ દૂધ કયું ?
   જ :—માનું.



" શ્રીબોધ "



તંત્રી : ચંદ્રકાન્ત છ. મહેતા
પીરમશાહ રોડ, અમદાવાદ.

વર્ષ ૨૭ ★ જાન્યુઆરી
અંક, ૧ ૧૯૪૮

## હિંદ

★

( ભાવના ગીત )

કરીશું હિંદ તણું ઉત્થાન
  હિંદ છે રે શાન અમારી,
  હિંદ છે રે પ્રાણ અમારી,
  હિંદ છે રે જાન અમારી.
    હિંદ છે રે માન.

પ્યારી જન્મ–ભોમ અમારી,
મન–ભાવન ઉદ્યાન અમારી;
મણિ–માણેકની ખાણ અનેરી
  છે એ સ્વર્ગ સમાન.

બુલબુલનો જેમ પ્યાર ચમન પર,
ભમરો જેમ બલિહાર સુમન પર,
અમે છીએ તૈયાર વતન પર.
  થવાને કુરબાન.

" તારક. "

★

# મારું આંગણું.



આ મારું ઘર છે. નાનું ઘર માટીનું ઘર છે. લીંપેલું-ગુંપેલું અને સાફસૂફ ૨ર છે. ઘર બહાર આંગણું છે લાંબુ પહોળું આંગણું છે. સાફસૂફ આંગણું છે. આંગણામાં તડકો છે ને છાંયડો છે.

આંગણા સાથે મારે ગાઢી દોસ્તી છે. આંગણામાં હું ખેલું છું. મારી બહેન ખેલે છે. મારો ભાઈ ખેલે છે, મારાં સાથીદાર ખેલે છે.

આંગણામાં બેસી હું ભણું છું. આંગણામાં હુ કસરત કરૂં છું. આંગણામાં હું કાંતવા બેસું છું. આંગણામા હું ગાઉં છું. અને રાતે આંગણામાંજ સુઉં છું.

આંગણુ સુશોભિત છે. આંગણું મન-ભાવતું છે અંધારી રાતે આંગણામાં અંધારું રહે છે. અજવાળી રાતે આંગણામાં અજવાળું રહે છે

અંધારાથી હું ડરતો નથી ખાટલો ઢાળું છુ દીવો સળગાવું છું સુઉં છું અને સુતાં સુતાં તારાઓનો ખેલ જોઉ છુ.

ઓહ ! કેટલા તારા છે ? અગણિત તારા છે નાના અને મોટા ટમટમતા અને ના ટમટમે એવા

જોઉં છુંને નવાઇ પામું. એમને કોણે બનાવ્યા ? ક્યારે બનાવ્યા ? શુ કામ બનાવ્યા ? વિચાર કરૂ છું બહુ વિચાર કરૂં છું અને વિચારતાં વિચારતાં થાકીને સુઈ જઉં છું.

વળી અજવાળી રાત આવે છે ચંદ્ર ચમકવા લાગે છે. ચાંદની રેલાય છે. જાણે ચાંદી વરસે છે ! બધુંએ ચાંદનીમા નહાતું હોય એમ નજરે પડે છે ઘર અને બહાર, ઝાડ અને ઝાંખરા, નદી કે પહાડ, હાટ અને વાટ સૌ ચાંદનીમાં નહાઇને નવાં બની જાય છે ચમચમ ચમકવા માંડે છે

આકાશમાં ચંદ્ર ખિલખિલાટ હસી પડે છે કોઇ કોઈ વાર તે સ્મિત કરે છે. કોઈ કોઈ વાર તે અડધા મોંએ હસે છે કોઇ કોઇ વાર પોણા મોંએ હસે છે.

હુંયે એના હસવા સાથે હસું છું. મારે એની સાથે હસવું પડે છે

આંગણામાં ખાટલો પાથરી દઉં છું. હસતા ચાંદાનું હસતુ મોં જોઉં છું. જોઈ-જોઇને ખુશ થઉં છુ. વિચારૂં છું, કેવો શીળો, કેવો ભલો, કેવો ભોળો અને કેવો સોહામણો એ ચાંદો છે.

લોક કહે છેઃ ચાંદામાં અમૃત છે. હું પણ કહું છુ ચાંદામાં અમૃત છે. હું એને જોઉં છું તે ગાંડો ઘેલો બની જઉં છુ

મારું આંગણું કેવું સરસ છે ? તાપ આવે છે,

# બકરીનાં બચ્ચાં

સરયુ નદીના કિનારે એક બકરી રહેતી હતી. તેને ત્રણ બચ્ચાં હતાં. બકરી રોજ ચારો ચરવા અને લેવા જાય. સાંજે ઘેર આવે.

કિનારા પાસે એક કુંડ હતો. એમાં એક મગર રહે. તેણે એક દિવસ પેલાં ત્રણ બચ્ચાંને જોયાં. તેમને દેખી એના મોંમાં પાણી આવી ગયું. તે ત્યારથી બકરીનાં બચ્ચાંને ખાઇ જવા લાગ શોધતો હતો.

એક સાંજે તે બકરીના ઘર પાસે સંતાઇ ગયો. એટલાં બકરી બહુ પાંદડાં અને ફળ લઇને આવી. તેણે એક બચ્ચાને બોલાવી કહ્યું.

"ખોલો કમાડ, મારા બચ્ચાં
લાવી છું હું ફળ-પાન કચ્ચાં,
ઉછળો, કુદો, એને ખાઓ,
પલંગ બીછાવી પછી સુઈ જાઓ."

ત્રણ બચ્ચાં દોડતાં આવ્યાં. કમાડ ખોલી નાખ્યાં. માની આસપાસ ફરી વળ્યાં. અને પાંદડાં અને ફળ ખાવા લાગ્યાં. થોડીવાર પછી ખેલી-કુદીને બકરીને તેનાં બચ્ચાં સુઇ ગયાં.

મગરે આ બધું જોયું. બીજે દિવસે બકરીને થોડીવાર આવવા પહેલાં તે જઇ બોલ્યો.

"ખોલો કમાડ, મારાં બચ્ચાં,
લાવી છું હું ફળ-પાન કચ્ચાં,
ઉછળો કુદો એને ખાઓ,
પલંગ બીછાવી પછી સુઇ જાઓ."

એક બચ્ચુ બહુ ચતુર હતું. તેને લાગ્યું કે આ માનો અવાજ ન હોય. તેણે અંદરથી જવાબ દીધો.

"માની બોલી હું જાણું,
નહી જરા હું તને પીછાણું;
જાડુ બોલે શાને કાજ
તારો નહિ ચાલે ઇલાજ."

આ સાંભળી મગર શરમાઈ ગયો. તે છાનો માનો નાસી ગયો. અને બકરીનાં બચ્ચાંને પકડવા નવો ઉપાય વિચારવા લાગ્યો.

દેવ યોગે થોડા દિવસ પછી બકરી મરી ગઇ. બચ્ચાં એકલાં પડયાં. હવે તે આમતેમ ફરવા-કુદવા લાગ્યાં. એક દિવસ એક બચ્ચુ નદી કિનારે ફરી રહ્યું હતું.

o o o ✲ શ્રી[illegible] o o o

卐 સંપાદક: 'તારક' 卐

## જાત જાતની બોલી

★

મ્યાઉં, મ્યાઉં બિલ્લી કરતી,
ઉંદર કરતો ચું ચું;
વ્હાઉં, વ્હાઉં, કુતરો કરતો,
ખર ભૂંકે છે હેચું, હેચું.
ભાંય, ભાંય ગાયે રણુકતી,
ઘોડો કરતો હણહણાટ;
કુહૂ-કુહૂ કોયલ કરતી,
ને માખી કરતી, ગણગણાટ
કા, કા, કા. કાગડો બોલે,
ગું, ગું, ગું, ભમરો ગુંજે;
બેં...બેં બકરી કરતી,
ને ચી". ચી...કરતી ચકલી
કડકડ-ધડધડ મેઘ ગરજે
જાણે ગરજે જંગલ સિંહ
મારું તને જો એક તમાચો,
રડી પડીશ તું કહીશ કેવો?

★

## જરા હસો.

માસ્તર :–નિરૂ! મરુભૂમિ કોને કહે!

નિરુ :–સાહેબ, જ્યાં ઘાસ પાન ન થાય એને મરુભૂમિ કહે છે.

માસ્તર :–ગિરિશ! તું કહે, મરુભૂમિ કેવી હોય છે?

ગિરિશ :–(માસ્તર સાહેબની માથાની ટાલ દેખી) સાહેબ, તમારા માથા જેવી.

## બાળકોનાં શુભલક્ષણો.

વિદ્યા હોંશે હોંશે ભણવી,
વડીલોની આજ્ઞા પાળવી.
મોટાંને માન આપવું.
સૌ સાથે સ્નેહ રાખવો.
અસત્ય ન બોલવું.
ચોરી ન કરવી.
સ્વચ્છતા રાખવી.
સારાં કામ કરવાં,

★

## ઉખાણાં

કકડી; મકડી, લકડીમાં, મારું નામ
લખાવના મુજ વિના કૈં, એવું મારું કામ

★

મોદર શબ્દ લખો બાળક! પછી કાપો એનું પેટ
પક્ષી સુંદર બની જશે, ઉત્તર આપો નેટ

★

## પ્રાર્થના.

પ્રભુ! આપજે બાળને બુદ્ધિ,
કરી શકું હું સારાં કામ.
દુનિયા બધી દંગ બને ને,
થાઓ સુખી લોક તમામ.

★ દેશ પ્રેમ રગે રગમાં ભરતાં શીખો. ★

પ્રકાશક–ચંદ્રકાન્ત છબનલાલ મહેતા : 'શ્રીબોધ' કાર્યાલય : પીરમશા રોડ–અમદાવાદ.
મુદ્રક–મણિલાલ છગનલાલ શાહ : નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ : ઘીકાંટા રોડ–અમદાવાદ.

# સૂર્યાસ્ત



ત્રીસમી જાન્યુઆરી ૧૯૪૮ અને શુક્રવારનો દીવસ હિંદ માટે અતિ કરુણ નિવડયો. સાંજે છ વાગ્યાની લગભગ લોક એક બીજાને પુછે:

"શું એ ખરી વાત છે?"

"ના, ના, એ બનેજ નહિ."

"એ વિભૂતીને તો ગોળીનો સ્પર્શ થાય જ નહિ"

"અરે! હું ચોક્કસ કહુંછું. વાત ખરીછે"

વાયુવેગે સમાચાર પ્રસરી ગયા. ન મનાય તેવી વાત સત્ય ઠરી. કોઈક અંધ, નાદાન, મૂર્ખના કૃત્યનું ભયંકર પરિણામ આવ્યું. અહિંસાના પયગંબર હિંસાના ભોગ બન્યા.

આપણા રાષ્ટ્રપિતા, આપણા બાપુ; મહાત્મા ગાંધી, ગયાં. રાષ્ટ્રજનોને પોતાનું અંતરનું માણસ ગયું હોય તેવું લાગ્યું. અને આખોએ દેશ ઉંડા શોકમાં ડુબ્યો. જાણે સૂર્યાસ્ત પછીની માઝમ રાત!

સત્ય, અહિંસા, ખાદી, અસ્પૃશ્યતા નિવારણ, અને હિંદુ મુસલમાન એકય, એ પંચવિધ રચનાત્મક કાર્યક્રમ માટે તેમના આગ્રહ હતા. આ આગ્રહને આપણે વળગી રહેવું જોઇયે

કેશવપ્રસાદ દેસાઈ

# 'હે રામ!'

મહાત્માજી પર ગોળીબાર કઈ રીતે ચલાવાયો તેનું બયાન આપતાં ગાંધીજીના પૌત્રી કુ. મનુ ગાંધીએ યુ. પી. એ. ના પ્રતિનિધિ સમક્ષ કહ્યું હતું; પ્રાર્થનાભેદકના પગથિયાં પર મહાત્માજીએ પગ મુક્યો કે બાજુ પર ઉભેલા લોકોના સમુહમાંથી અચાનક જ એ હુમલાખોર આગળ ધસી આવ્યો. આવીને તે બાપુજીનો ચરણસ્પર્શ લેવા નમ્યો. તેને ચરણ રજ લેતાં વારવાનો મેં પ્રયાસ કર્યો ગાંધીજી હજુ પણ ચાલી રહ્યા હતાં. મેં એ માણસનો ડાબો હાથ પકડી રાખ્યો હતો. પણ તેમણે મને ધક્કો મારી બાજુ પર ખેસવી દીધી અને પછી તરત જ ને ગોળીઓ છોડવા લાગ્યા.

પહેલી જ ગોળી મહાત્માજીના પેડુમાં વાગી મહાત્માજી "હે રામ...હે રામ...!" બોલી ઉઠયા, ત્યાર પછી ઉપરાઉપરી બે ગોળી મારવામાં આવી અને મહાત્માજી જમીન પર પીઠભર પડી ગયાં તેમના ચશ્મા ખસી ગયાં :અને પગના ચંપલો પણ દુર ઉડી પડયો.

પેડુ પરના ઘામાંથી ઢગલાબંધ લોહી વહી રહ્યું હતું. આ પછી તેમને તેમના ઓરડામાં લઈ જવામાં આવ્યા. ઓરડા સુધી પહોંચતા: પહેલા રસ્તામાં જ તેઓ બેશુધ્ધ બની ગયા હતાં. ત્યાર પછી વીસ મીનીટ બાદ તેમણે દેહ છોડયો.

કુ. મનુ ગાંધીએ વિશેષમાં ઉમેર્યું હતું કે, ગઈ કાલે રાત્રેજ મહાત્માજીને પોતાના મૃત્યુની આગાહી થએલી જણાતી હતી. રાત્રે સુવા જતાં પહેલાં તેમણે પોતાની પૌત્રીઓને નીચેના અર્થની એક ગુજરાતી કવિતાની પંક્તિ ગાઈ સંભળાવી હતી.

આશ્ચર્યભર્યું દિસે છે જગત આ! તેમાં હશે ક્યાં સુધી આ રમત રમવાની મારે?

આ પછી વહેલા પ્રાતઃકાળે સાડાત્રણ વાગ્યાની પ્રાર્થના પછી મહાત્માજીએ પોતાના અંતેવાસી શ્રી. બીશનને કહ્યું હતું. "આજે મહત્વના બધા જ પત્રો મને આપો. એ સર્વનો નિકાલ હું આજેજ કરી નાખીશ..."




વર્ષ ૯૬ ફેબ્રુઆરી ૧૯૪૮ અંક, ૨

## — પુજ્ય ગાંધીજી —





પૂજ્ય ગાંધીજી તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૮ ની સાંજે પાંચ વાગે એક પાગલ હિંદુ નવજવાનની ગોળીનો ભોગ બન્યા. જગતની રોશની બુઝાઈ ગઈ. એમના ગુણોનું વર્ણન કરવાને શબ્દો નથી. તેઓ જગતની એક મહાન વિભૂતિ હતા. હિંદને તો [illegible] એમની [illegible] હતી. એમના અવસાનથી હિંદમાં તેમજ જગતના માનવીઓના હૃદયમાં સખત આઘાત લાગ્યો છે.

પુજ્ય ગાંધીજી સુર્ય જેવા સત્ય, ચંદ્ર જેવા સ્નિગ્ધ અને ધ્રુવતારા સમ જગતના સાચા રાહબર હતા. ભૌક્તિકવાદને પથે વળેલી દુનિયાને આધ્યાત્મ શક્તિના શ્રેષ્ઠ માર્ગ-દર્શક હતા. માનવી લોકમાં તેઓ ખરેખર માનવ નહિ પરંતુ માનવ સ્વરૂપે દેવ હતા.

એમના સત્ય અને અહિંસાએ જગતને નવો પ્રકાશ આપ્યો છે. પ્રેમ અને સહિષ્ણુતા એમનો મંત્ર હતો. તેઓ જગતને યુગેયુગે સાંપડતી એક મહાન વિભુતી જેમ હતા. એ વિભુતીનો આપણા અને જગતના કમ નસીબે વહેલો અંત આવ્યો છે. જગતનાં હૈયાં અને લોક અખંડ ધારે રડી રહ્યાં છે.

પુજ્ય ગાંધીજીએ માટીમાંથી મર્દ સર્જ્યા છે, હિન્દને સ્વતંત્રતા અપાવી છે. એમનાં લખાણો અને આચરણે જગત પર જાદુઇ અસર કરી છે. ગાંધીજી જગતનું મધ્યબિંદુ બની ગયા હતા. જ્યારે માણસો ભાન ભુલી ભાઇ ભાઇ અને માણસ માણસનાં ગળાં કાપી રહ્યા હતા ત્યારે તેઓ એક અવધુતશા અજાત શત્રુ રહી જગતમાં પ્રકાશ ફેલાવી રહ્યા હતા.

પુજ્ય ગાંધીજી અમર થઇ ગયા. "શ્રી–ઓધ" પૂ. ગાંધીજીને અશ્રુભીની અંજલિ આપી એમના આત્માને શાન્તિ મળે એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે વિનમ્ર ભાવે પ્રાર્થના કરે છે અને આપણે સૌ એમના સાચા અનુયાયીઓ બનીએ એવી પ્રભુ આપણને શક્તિ આપે. —:□ જુગ જુગ જીવો ગાંધીજી. □:— 'મંત્રી'

# બાપુજીને અંજલી

(શાર્દૂલ વિક્રીડિત)—જાણે આભ તૂટી દિશા કડકડી દિગ્પાળ સૌ ડોલિયા,
ઉંચા શૃંગ હિમાદ્રિનાં ધણધણ્યાં, ઝંઝા પ્રયાતો છુટયા;
જાગ્યો કાલ કરાલ રૌદ્ર રૂપથી, અંધાર છાઈ રહ્યો,
આજે 'મોહન' વિશ્વનો વડ મહા રે હાય ભાંગી પડયો!
વિશ્વે માનવતા હણાઈ રહી ને ડુબ્યા પશુત્વે બધા,
એ જોઈ પશુતા હણી જગ વિષે સંસ્થાપવા શૌચને,
આવ્યા મોહન, મોહને પરહરી હિંસા નિષેધી તમે,
સ્થાપી આત્મસામ્યે જગ અને ભ્રાતૃત્વની આત્મા:
જ્યાં જ્યાં સંત તણા પડે શુચિ પદો શેતાન ભાગી જતો;
ને દુષ્ટો પણ દુષ્ટતા તજી નમે, એવો મહાત્મા હતો;
ભાગી ભારત વર્ષની ચિર ગુલામી ઉંઘ જે મોહને
તેનું સ્વર્ગપ્રયાણ હાય વિધિ! શેં સાધ્યું અકાળે કહે?

(મિશ્રજાતિ)— પ્રજાળવાને પશુતા જનોની
આવેલ ગાંધી જડલોકમાં આ,
અહો, અહિંસા જ્ઞાનની મશાલે
ઉજાળી એણે જગવાટ આખી

દરિદ્ર-દીનો પ્રતિ પ્રેમવાણી
ના માત્ર, આપ્યું નિજ સર્વ એણે;
તપોવને ભારતના તપીને
મહામખે આહુતિ દેહની દિધી.
ક્ષુધે જળેલા જગની સુ આશા,
હે વિશ્વપ્રેમી! નિરખી તને સૌ
શાતા લભે, તે રહી ના હવે તો,
અંધાર જાણે જગમાં છવાયો.
આશા તણો દીપક દીન કેરો
અંધારઘેર્યા જગમાં હતો તું!
સ્રષ્ટા અહો ભારત ભાગ્ય કેરા
સર્વસ્વ તું માનવનું હતો રે!

(અનુષ્ટુપ):— વિશ્વશાંતિ તણો પાયો, હિંદ દેશ તપોવને
નાખ્યો બાપુ તમે, દીધો મંત્ર અહિંસા મનુષ્યને.
દેશ ને દુનિયા આજે, નેતા આદર્શ શોધતી;
એવી વેળા તમે બાપુ, તજીને કેમ નિસર્યા?
પૂછું આ શે મુખે બાપુ? ભાન ભૂલા અમે બની
વળાવ્યા આપને, હાય! સંતહિણી કિધી ધરા.
આર્ય રીતિ નીતિ આજે, કલંકિતા કિધી અમે;
પિતાને પુત્ર સંહારે, પશુથી યે પડ્યા નીચે.
ભૂસાશે સૂર્યના ડાઘા, કાલિમા ચંદ્રની કદા,
પિતૃ હત્યા તણો ડાઘ, ભૂસાશે કિન્તુ આ નહિં.

(ઉપજાતિ):— પેગંબરોના શિરતાજ ગાંધી
જાંખો કિધો જીસસને અરે તેં,
નિવારવાને જડતા પશુત્વ
હોમી ગયો તું નિજ દેહ અંતે.

(અનુષ્ટુપ):— છેલ્લા શબ્દ 'ક્ષમા' બાપુ! તમારો મંત્ર માનશું,
અહિંસા સત્યને છોડી, અન્ય પંથે ન ચાલશું.
સંદેશો આપનો બાપુ, અમે સહુ ફેલાવશું;
વિશ્વબંધુત્વનું સ્વપ્ન કરીને સિદ્ધ જંપશું.



# નારી

૧, સુકું રણ સંસાર આ, ને સંતાપ અપાર,
ત્યાં શીતળ જળની સરિત વહે અનેરી નાર.

૨, છિન્નભિન્ન થઈ જાત સારો યે સંસાર જો,
હોત ન નારી જાત સ્નેહ તંતુથી સાંધતી

૩, માતા મંગળ મીઠડી, ભગિની ભાવ ભરેલ,
ગૃહલક્ષ્મી કોડામણી, નારી કલ્પતરૂ વેલ

૪, જેને પારણિયે ઝુલ્યા ભુવન વિજેતા વીર,
ધન્ય ધન્ય તે નારને, ધાવણ ધન્ય અમીર.

૫, જેનું પય પી ઉછર્યા સાધુ પુરૂષ ને સંત,
તે નારીને નમન હો ભક્તિભાવનાવંત.

૬. રામ, કૃષ્ણ ને બુદ્ધ સમ અવતારોની માત!
રત્નખાણ નારી! નમન, જગદંબા સાક્ષાત!

卐

પૂજાલાલ

સુખ થવાનું તેને ફક્ત એક જ કારણ હતું અને તે એની છોકરી વિણાનો જન્મ હ
વિણા દેખાવે સુંદર હતી આરાય જગતમાં તેની સુંદરતાની જોડ મળવી મુશ્કેલ હતી વિ
ગરીબ અવસ્થામાં જ ઉછરી હતી સવારના વહેલા ઉઠી, આખો દિવસ ખેતરે કામ
સાંજના થોડાક દાણા લઇ ઘેર પાછા આવવુ એજ તેનો કાર્યક્રમ હતો ઘેર આવી
પોતાના વૃદ્ધ પિતા સાથ જમતી અને વાળુ કર્યા બાદ તેઓ નિરાંતે ઉંઘી જતાં અ
વૈભવવિહોણું જીવન વિણા પસાર કરતી.

વિજય આપણા રાજવીનું નામ હતું શિકારેથી પાછાં ફરતાં રોજ વિણાને નિહાળ
અને તેને માટે તેનામાં પ્રેમની લાગણીએ સ્થાન કર્યું હતું. ખરેખર ગજપુરની રા
બનવાને કોઇ લાયક હોય તો આપણા રાજવીને મન તો વિણાજ હતી

લગ્નનો ઠરાવેલો દિવસ પાસે આવ્યો, લોકો માંહે માંહે વાત કરતા કે કદાચ આપ
રાજવી આપણુને છેતરે પણ ખરા જ્યારે બીજી બાજુ વિજય વિણાના ઉંમરની
છોકરીનું માપ લઇને ઘરેણાં તેમજ લુગડાં તૈયાર કરાવતો હતો.

લગ્નના દિવસની સવાર થઇ વિજય તેના અમીર વર્ગ તેમજ રસાલા સાથે રૂપ
ગામ તરફ જવા નિકળ્યો. વિણાને ભાગ્યે જ ખબર હતી કે ભવિષ્યના પડદા પાછળ
રાજપુરની રાણી થનાર છે

પોતાના રાજાને પરણવા જતો જોવાને તેને ઘણા જ કોડ હતા અને પોતાના ગામમાં
જ રાજા પસાર થાય છે જાણી ખુશી થતા કુવાપરથી જલ્દી પાણી ભરી લાવી ઘર ન
પાછી ફરી કેટલીક બેનપણીઓ સાથે તે રાજવીને નિહાળવા બારણામા ઉભી સ્વારી પ
આવી અને અચાનક વિણાની ઝુપડી પાસે જ રોભી

વિજય નીચે ઉતર્યો અને કહ્યું "તારા પિતા ક્યાં છે વિણા ?"

"ઝુપડીમાં છે! મારા રાજવી." કહી તે છોકરી વૃદ્ધ પિતાને હાથથી ઝાલી બહ
તેડી લાવી

વિજયે કહ્યું "રૂપા મારા અંતરની ઈચ્છા હું વધુ વખત રોકી સકતો નથી. જો ત
સંમતી હોય તો તારી વિણાને મારી રાણી બનાવવાની મારી ઇચ્છા છે. શું રાજપુર
ગજા તારો જમાઈ થાય તે તને ગમે છે રૂપા ?"

આમ અણધારેલ પ્રશ્નથી રૂપો થરથરતો ઉભો જ રહ્યો બેઘણ પછી સબળી દિ
એક કરી કહ્યું "તારી ઈચ્છા મારી છે મારા ધણી તને ફાવે તે કર"

આમ વૃદ્ધ માણસની સંમતી મેળવી વિજયે વિણા તેમજ તેના પિતાને આવ
વાત કરવા ઝુંપડીમાં પ્રવેશવા કહ્યુ વિણા હજુ ઉપલી વાતથી અજ્ઞાતજ હતી અ
પોતાના રાજવીની મહેમાનગીરી કરવાનો તેને આ પહેલોજ પ્રસંગ સાંપડ્યો હતો જે
આશ્ચર્યચકિત બની વિજયે વિણા અને તેના પિતા સાથ ઝુંપડીમા પ્રવેશ કર્યો.

"વિણા તને મારી રાણી બનાવવાની મારી અભિલાષ છે, તે માટે તારા પિતા
મેં સંમતી મેળવી છે હવે તારી ઇચ્છા જાણવા માંગુ છુ, તે રાજવીએ કહ્યું" તને મ
રાણી બનવાનું પસંદ છે? જવાબ આપતા પહેલાં મને કહેકે અમે તેના સંજોગોમાં ત

મારા સમે તેવા હુકમને માન આપવું પડશે. એ શરત જો તને કબુલ હોય તોજ તું પરણવાને માટે કહેજે.

વિણાએ ધ્રુજતાં ધ્રુજતાં પોતાને સોંપાતા બોજા બદલ પોતાની લાયકી બતલાવીને કહ્યું "વહાલા રાજવી તારે માટે મારો દેહ પડે ત્યાં પણ તારી એકેએક સેવા ઉઠાવવાનું તૈયાર છું અને રહીશ." આમ પ્રતિજ્ઞા લઈ તેઓએ લગ્ન વ્રતની મહા દિક્ષાનો પ્રકણ કર્યો.

પછી વિજય વિણાને લઈ બહાર આવ્યો અને કહ્યું "આ રહી મારી રાણી જે મને ચાહે છે તે એને ચાહશે અને માન આપશે."

આમ એક ખેડુતની છોકરીને તે રાજવીએ પોતાની પ્રિયતમા તરિકે પસંદ કરી તેને તેણે જોયાથી નવાજી તેના ચિંથરેહાલ કપડાં તેની ઝુંપડીમાં પાછા મુકી પોતે આણેલાં નવા કપડામાં તેને શણગારી અને ખરેખર વિણા આ સુંદર વસ્ત્રાલંકારોમાં સ્વર્ગની સુંદરી સમ શોભતી હતી.

રાજવી પોતાની પ્રિયતમાને લઈ રસાલા સાથે પાછો ફર્યો. લગ્નનો તે દિવસ આનંદથી ઉજવાયો. આ નવીન મળેલા હોદ્દાથી વિણાના સદ્‌ગુણોમાં ઓર વધારો થયો અને તેને જોવાને દેશદેશના લોક રાજપુરમાં આવતા તેણે સુખ શાંતિનું સામ્રાજ્ય સ્થાપ્યું. વર્ષોના વહેન સાથે તે વધારે સદ્‌ગુણોને સુંદર દીસવા લાગી અને થોડા વખતમાં તેને ત્યાં એક બાળકીનો જન્મ થયો.

૩

આમ દિવસ પસાર થતા હતા તેવામાં તે રાજવીને લગ્નને દિવસે આપેલા વિણાના કોલની પરિક્ષા કરવાનો વિચાર થયો.

એક રાત્રે વિણા એકલી બેઠી હતી રાજવી ખંડમાં આવ્યો વિણાને કહ્યું "તને તારા લગ્ન પ્રસંગે આપેલા કોલ યાદ છે? જવાબ હકારમાં આવ્યો અને ખરેખર વિણા પોતાની પાછલી સ્થિતિ ભુલી જાય એવી નગુણી તો નહોતી જ.

"મને તો તું બહુજ વહાલી છે પણ મારી રૈયત તને ચાહતી નથી" તે રાજાએ કહ્યું. તારી પુત્રી ના જન્મથી તો તે બહુજ નારાજ થઈ છે અને ખરેખર એક હલકા કુટુંબની છોકરીની બાળકીના પિતા થવામાં મને પણ તેઓ ધિક્કારે છે. મારી રૈયતને સુખી કરવાને કાજ તારી બાળકીને ખલાસ કરીએ તો કાંઈ અઘટતું છે! કસોટીનો પ્રથમ સપાટ શરૂ કરતાં તે રાજવીએ કહ્યું. તારી સંમતી વગર તો હું કશું કરી શકુંજ નહિં પણ લગ્ન દિવસે દીધેલા તારા કોલને સંભારીને તું સંમતી આપ.

વિણાએ આ શબ્દો સાંભળી દુઃખનું એક પણ ચિન્હ બતલાવ્યા વગર કહ્યું "હું અને મારી પુત્રી પણ તમારી છીએ નાથ તમને જે સુખ આપી શકે છે તે કદાપી મને દુઃખી કરી શકે જ નહિં" તમને ફાવે તે કરવા તમો છુટા છો.

રાજવી જવાબ સાંભળી ખુશ થયો અને દીલગીરી સાથ ખંડમાંથી બહાર નીકળ્યો. આ જવાબથી જ કંઈ સંતોષ નહિ પામતો તેણે કસોટી લંબાવવાનો વિચાર દ્રઢ કર્યો અને પોતાની યોજના પાર પાડવા એક વિશ્વાસુ માણસને વીણાના ખંડમાં મોકલ્યો. સંકેત મુજબ તે માણસે કહ્યું. "રાણી સાહેબ દીલગીર છું કે તમારી વહાલી બાળકીને મારે લઈ જવી પડે છે. પણ મારા રાજવીના હુકમને માન આપવાને માટે જ મારે આ

કામ કરવું પડે છે, કહી તે માણસે વિણાના હાથમાંથી તે બાળકીને નિર્દયતાથી ખેંચી, વિણા આ જોઈ જ રહી આખરે ખુદી પડની પુત્રીને આલીંગન કરી વહાલથી ચુંબન કર્યું. તેના પેટ પર ધાર્મિક નિશાની કરી પોતાના પ્રિયતમના હુકમને માન આપનાર તે ક્રુર માણસના હાથમાં પોતાની વ્હાલી બાળકીને જતી કરી. તેણે દુઃખની લાગણીનો આ વખતે એક પણ છાંટો બતાવ્યો નહોતો પણ આખરે તેણે કહ્યું. "તારા રાજવી હુકમ આપે ત્યાં સુધી વ્હાલી બાળકીને કોઈ હિંસક પ્રાણીનો ભક્ષ થતાં અટકાવજે ભલા સરદાર!"

જવાબ આપવાની દરકાર કર્યા વગર તે સરદાર બાળકીને લઈ રાજવીના ખંડમાં આવ્યો. અને રાણી જે જે શબ્દો બોલી હતી તે બધા રાજવીને કહી નવા હુકમની રાહ જોતો ઉભો રહ્યો.

ખરેખર વિજયના દયાળુ હૃદયમાં વિણાને માટે પ્રેમની લાગણી વધતી જ ગઈ. બે પળ વિચાર કરી તેણે પેલા વિશ્વાસુ માણસને પોતાની પુત્રીને પોતાની બ્હેનને ત્યાં લઈ જવા કહ્યું. અને બ્હેનને કહેજે કે આ છોકરીને તેના મોભા પ્રમાણે ઉછેરજે અને કોઈ પણ માણસ જાણે નહિ કે એનો પિતા કોણ છે

આમ છૂપો સંદેશ લઈ તે સરદાર તે નિર્દોષ બાળકીને તેની ફોઈબાને ત્યાં લઇ ગયો.

વિણાને ભાગ્યે જ ખબર હશે કે આમ પુત્રી છુપી રીતે નણંદને ત્યાં ઉછેરાશે અને રાજવી તેની કસોટી કરતો હતો, પણ તેના ચહેરા પર તે એક પણ દુઃખની નિશાની જોતો નહિ ખરેખર વિણા કોઈ દેવી છે તે વારંવાર બબડતો. વિણા પહેલાંના જેવી જ આનંદી અને આજ્ઞાંકિત હતી અને પોતાની પુત્રીના મૃત્યુને માટે તેણે વિજયને એક પણ શબ્દ કહ્યો નથી.

૪

આમ ચાર ચાર વર્ષનાં વહાણાં વાયાં અને યુવાન રાજવીને ત્યાં એક સુંદર પુત્ર રત્નના સાથીયા પુરાયા. બાળક બે વર્ષનોયે થયો નહિ હોય ને વિજયના મનમાં ફરી પોતાની પ્રિયતમાની કસોટી કરવાનો વિચાર સ્ફુર્યો.

તેણે કહ્યું. "વ્હાલી આપણા લગ્નથી લોકો નારાજ થયા છે, અને એક હલકા કુટુંબની છોકરીના પુત્રના રાજ્યમાં રહેવાનું તેઓ કબુલ કરતા નથી તો તેમના સુખને માટે તારા બાળકનાં તેની બ્હેનના જેવા જ હાલ થાય તો કોઈ વાંધો છે? તે કઠણ હૃદયના રાજવીએ કસોટીનો વધુ સ્ફોટ રજુ કર્યો

આ સાંભળી ભલી વિણા બોલી "મેં તો કહ્યું જ છે કે તમારી ઇચ્છા એ મારી ઇચ્છા, મારા નાથ! તમને ફાવે તે તમે કરી શકો છો. તમારા સુખને માટે મારા આ વ્હાલા બાળકને પણ મારી નાખવામાં આવે તો હું વાંધો લઈ શકું જ નહિ અને કદાચ તમારા સુખને માટે મારું પણ મૃત્યુ થાય તો મને દુઃખ નથી." તેણે નિડરતાથી કહ્યું.

રાજવી શરમભર્યો જતો રહ્યો પણ ફરી એકવાર પેલો સરદાર વિણાના ખંડમાં આવ્યો અને પહેલાં માફક તેના વ્હાલા બાળકને ઊંચકી લીધો. વિણા એક પણ શબ્દ બોલ્યા વગર પોતાની પુત્રી માફક તે બાળકના પેટ પર ધાર્મિક ચિન્હ કરી તેને આલીંગન

કર્યું અને વ્હાલ ભરી એક ચુંબનથી તેના ગુલાબી ગાલ ભીંજાવી દીધા અને તે સરદારને કહ્યું. "આ બાળકને પણ કોઈ હિંસક પ્રાણીના ભક્ષ થતાં બચાવજે! સરદાર પહેલાં જેવો જવાબ આપ્યા વગર જતો રહ્યો અને બાળકને લઈ એ રાજવીની બ્હેનના દેશ તરફ પ્રયાણ કરી ગયો.

આમ વિણાએ પોતાના પ્રિયતમને કાજે પોતાનાં બે વ્હાલાં બચ્ચાંનો ભોગ આપ્યો. વિણાની આ ધીરજ અને પ્રેમથી ખરેખર રાજવી આશ્ચર્ય થયો. વિણાનો પ્રેમ વિજયને માટે અગાધ હતો અને તે તેને પોતા કરતાં પણ શહેરમાં વાત ઉડી કે વિજયે તેનાં બે વહાલાં બચ્ચાંને છુપી રીતે મારી નંખાવ્યાં છે, કારણ કે તેમની મા એક હલકા કટુંબની છે. અને વિજયને ચાહતી પ્રજા હવે તેને ધિક્કારવા લાગી.

આટલાથી તે અટક્યો નહિ. તેણે તેની કસોટી લંબાવવા માંડી. અને હજુ વિણાને કસોટી પર ચઢાવવાનો તે વિચાર જ કર્યા કરે છે

પોતાની બ્હેનના ત્યાં મોકલેલી પુત્રી બાર વર્ષની થઈ. તેણે ફરી વાર પરણવાની પોતાના કુળગોરની પરવાનગી મેળવી, ખરેખર પરવાનગી તેણે કુળગોર પાસેથી લીધી નહોતી પણ બનાવટી જ હતી, અને આ તેની કસોટીનું એક સાધન હતું.

શહેરમાં વાત થઈ કે વિજય ફરીવાર લગ્ન કરે છે, અને કુળગોરની પરવાનગી પણ લીધી છે. વિણાને કાને આ ખબર પહોંચી પણ તે જરાક પણ દુઃખી થઈ નથી. પોતાના વ્હાલા વિજયના સુખ માટે આ બધું સહન કરવાનો તેણે નિશ્ચય કર્યો.

જ્યારે રાજવીએ પોતાની બ્હેનને ત્યાં પોતાનાં બાળકોને મોકલવાનો પત્ર લખ્યો. બનેવીને લખ્યું કે બાળકોને તેમના જન્મ સંબંધી હકીકતથી વાકેફ કરશો નહિ. અને જાહેર કરશો કે આ છોકરીને રાજપુરના યુવાન રાજવી સાથે પરણાવવા લઈ જાઉં છું.

બાર વર્ષની તે બાળકીને સાત વર્ષના તે સુંદર છોકરાને લઈ રાજવીનો બનેવી રાજપુરમાં આવવા નિકળ્યો.

૫

વિણાની આટઆટલી કસોટીથી સંતોષ નહિ પામતાં તે યુવાન રાજવીએ ભર દરબારમાં કહ્યું. "વિણા! તારા પ્રેમને માટે હું તને પરણ્યો હતો પણ તને મળેલા આ માનથી તું હવે ફુલાઈ ગઈ હોય એવું મને લાગે છે તેથી હવે હું એક ખેડુતની કન્યાને મારી સ્ત્રી તરીકે વધુ વખત રાખી શકીશ નહિ. કુળગોરની પરવાનગી મેં લીધી છે અને ફરીવાર લગ્ન કરવાની મારી ઇચ્છા છે.

વિણાએ પ્રત્યુત્તરમાં જરાક પણ દીલગીરી બતાવ્યા વગર કહ્યું. "મારા નાથ! ગરીબ ઝુંપડીમાંથી રાજાના મહેલમાં આવી હું મારી જાતને જરાક પણ સુખી લેખતી નથી. ત્યાં પણ હું તમારી દાસી તરીકે રહેતી હતી, અહિં પણ રહું છું અને રહીશ! પ્રભુનો આભાર માનું છું કે મને જે જગ્યાને માટે હું તદ્દન નાલાયક હતી તે એનાયત કરવામાં આવી હતી. મારી પાછળ આપની થનાર નવી રાણીને હું મારી જગ્યા ખુશીથી આપીશ.

મારા વ્હાલા રાજવીને આજે એટલી જ અંતરની શુભેચ્છા છે કે પ્રભુ તમને હંમેશાં સુખ શાંતિમાં રાખે!

આમ વિણાની પ્રાર્થના સાંભળ્યા છતાં પણ તે કઠણ કાળજાના માણસનું હૃદય પલળ્યું નહિ અને કહ્યું. "તું જા ત્યારે, લુગડાં અને દાગીના પાછા સોંપી દેજે."

વિણાએ કહ્યું. "ઓ પ્રભુ તેં સાબીત કર્યું છે કે Love grown old is Love grown Cold. પણ મારી પાસે મારાં જુનાં કપડાં તો નથી. હું તમને માગ સઘળા દાગીના તેમજ સઘળાં લુગડાં આપી દઉં છું. એક વખત પત્ની તરીકે સ્વિકારેલી યુવતી ને કોઇ પણ માણસ તેને નગ્ન જવા દેવાનું ભાગ્યે જ પસંદ કરશે તો ફક્ત આ એક લુગડાભેર આપને ત્યાંથી જવાની રજા આપશો તો આભાર."

"તારી પાસે પહેરેલું લુગડું રહેવા દે ત્યારે" તે રાજવીએ કહ્યું અને તે ચાલી નીકળી

તેના જવા બદલ લોકોએ આંસુ સાર્યાં પણ તેણે એક પણ આંસુ સાર્યું નથી.

વૃદ્ધ રૂપા રાજવીના આ વર્તનથી ખરેખર નારાજ થયો,

પોતાના પિતા સાથે થોડા વખત વિણાએ પહેલાંના જેવી સ્થિતિ પસાર કરી.

ધન્ય છે એની ધીરજને! ખરેખર રાજવીની કસોટીમાં તે પાર ઉતરી છે,

૬

બાર વર્ષની તે બાળકી અને સાત વર્ષનો તે બાળક બે ખૂબસુરત છોકરાં લઇ પોળપુરનો રાજા (તેમનો કુઓ) રાજપુર આવે છે એ વાત સારાય શહેરમાં ફેલાઈ ગઇ. અને આપણા રાજવી તે યુવતી સાથે લગ્ન કરવાના છે એમ પણ વાત થવા લાગી.

વિજયને ત્યાં નવા આવનાર મહેમાનોની મહેમાની કરવાને કોઇ સ્રી હતી નહિ તેથી તેણે વિણાને તેડવા મોકલ્યું. અને તેમાં પણ તેનો કાંઇ છૂપો ઇરાદો હતો.

આજ્ઞાંકિત વિણા તરત જ હાજર થઇ. તેણે કહ્યું. "વિણા આજ મારી નવી રાણીને લઇ પોળપુરનો રાજા આવે છે તો તેમનુ સ્વાગત સારી રીતે કરવા મેં તને બોલાવી છે."

પોતાને આટલું દુઃખ દેનાર માણસની દુષ્ટતા ભુલી જઇ તેણે કહ્યુ. "નાથ! આપના સુખને માટે જે કહેશો તે કરવા તૈયાર છું.

વિણાએ મહેલ શણગારવા માંડયો. પહેલાંના જેવું સઘળું વ્યવસ્થિત જ બનવી દીધું.

બીજે દિવસે પોળપુરનો રાજા બે ઉમદા બાળકોને લઇ શહેરમાં આવ્યો. લોકોએ બાર વર્ષની બાળકી નીહાળીને કહ્યું. ખરેખર આપણા રાજવીએ આ યુવતીની પસંદગી કરવામાં ઠીક કર્યું છે. કેટલી સુંદર યુવતી!

વિણા પોતાનાં જુનાં કપડાંમાં શરમાયા વગર મહેમાનોનું સ્વાગત કરવામાં મહેલ બહાર આવી.

વિણાના દેખાવથી સઘળાં આશ્ચર્યચકિત બન્યાં. પણ વિણા પોતાના મહેમાનોને ખરેખર શરમાયા વગર દરબારમાં તેડી ગઇ.

આટલીયે કસોટીથી સંતોષ નહિ થતાં રાજવીએ કહ્યું. "વિણા નવી રાણી તને ગમે છે કે !

ઘણું જ સુંદર છે; વિણાએ કહ્યું પણ તમારી પાસે એક વિનંતિ છે કે તમારી પાછલી સ્ત્રીના જેવી રખે એની સ્થિતિ કરતા. એ બિચારી ઘણીક નાજુક છે. પ્રભુ તમને સુખી રાખે એવી જ અભિલાષા !

વિણા ! આટલી ધીરજને સહનશીલતા જોઈ વિજયે કહ્યું વહાલી વિણા બસ થયું. વધુ વખત દુઃખી થઈશ નહીં. ખરેખર આ બધી તારી કસોટી મેં કરી છે અને તેમાં તું પાર ઉતરી છે. વિણા ! તેણે આલિંગન આપતાં કહ્યું, તું જ ફક્ત મારી સ્ત્રી છે. આ જે તું મારી નવી રાણી માને છે એતો તારીજ પુત્રી છે અને આ તારો બાળક છે.

જે મારા પછી ગાદી વારસ થશે. ખરેખર તારી કસોટી કરવાને ખાતર એમને છુપાં ઉછેરવામાં આવ્યાં હતાં.

આમ અણધારેલ સુખથી વિણા ખુશ થઈ. ફરી એકવાર વિણાના શિર પર રાજમુગટ મુકાયો અને તે દિવસ વિણાના લગ્ન દિવસ કરતાં પણ સારી રીતે ઉજવાયો.

પ્રભુ સારાય દેશમાં આમ વિણા જેવી યુવતીઓ જન્મે એ જ અભિલાષ !*

* અંગ્રેજીપરથી.

એક નાગકન્યાની વાર્તા

# જરત્કારુ

લે : " તારક "

જરત્કારુ એક ઋષિ હતા. એમનો જન્મ યાયાવર બ્રાહ્મણ કુળમા થયો હતો. તે મોટા તપસ્વી, બ્રહ્મચારી, બ્રહ્મવેત્તા, સ્વલ્પાહારી, ધર્માંધ, વ્રતશીલ અને પ્રજાપતિના જેવા શક્તિશાળી હતા. મહાભારતમાં એમની મનોહર કથા આ પ્રમાણે છેઃ–

જરત્કારુ એકવાર પૃથ્વી પ્રદક્ષિણાએ નીકળ્યા. જ્યાં સાયંકાળ થતો ત્યાં તે મુકામ કરતા. તે કોઈ કોઈવાર ફક્ત વાયુ સેવન કરીને રહેતા અને કંઈ પણ આહાર–ભોજન કરતા નહિ, તો પણ તપના પ્રભાવે તેમનું મુખ મંડલ અગ્નિની જેમ દીપ્તિમાન રહેતું હતું.

ફરતાં ફરતાં એક દિવસે જરત્કારુએ એક વિચિત્ર દૃશ્ય જોયું. રસ્તાના છેડે એક કુવો હતો. એમાં કેટલાક મનુષ્યો પગ ઉપર અને માથું નીચું રાખી એક વડવાઈને પકડી લટકી રહ્યા હતા. વડવાઈના મૂળને બે ઉંદર કાપી રહ્યા હતા. એક ઉંદર સફેદ હતો અને બીજો કાળો.

જરત્કારુએ નવાઈ પામી પૂછ્યું ! તમે લોકો કોણ છો ! અને આ કૂવામાં અધોમુખ કેમ લટકી રહ્યા છો ! આ વડવાઈ હવે તૂટી જઈ ખરી પડવાની છે.

લટકનારાઓએ કહ્યુ ' અમે યાયાવર બ્રાહ્મણ–કુળના પૂર્વજો છીએ. અમે પિતૃલોકથી અધોગતિ પામી મૃત્યુલોકમાં જઈ રહ્યા છીએ. આ બે ઉંદરો દિવસ અને રાત્રિ છે, જે અમારી આયુરૂપી જડને કાપી રહ્યા છે. જડ કપાઈ જતાં જ અમે પૃથ્વી પર ગબડી પડીશું.

જરત્કારુએ સાશ્ચર્ય પૂછ્યું. ' તમે પિતૃલોકથી કેમ અધોગતિ પામી રહ્યા છો ! '

પિતૃઓએ કહ્યું. ' સંતાનના અભાવથી અમારા વંશમાં ફક્ત જરત્કારુ નામનો એક મનુષ્ય શેષ રહ્યો છે, પરંતુ તે એવો મૂર્ખ છે કે સંતાન પ્રાપ્તિ માટે પણ એ સ્રીને પરણતો નથી અને ઋષિ બની જ્યાં ત્યાં ફર્યા કરે છે. એના હોવા છતાં અમે પાપીઓની જેમ અનાથ છીએ. પણ એ તો કહો કે તમે કોણ છો ! તમે દયાળુ જણાઓ છો આ રસ્તે જનારા કોઈએ પણ અમે દુઃખીઓની સાથે આવી સહાનુભૂતિ બતાવી નથી. જરત્કારુ તમને મળે તો અમારા દુઃખની વાત એને કહેજો.

જરત્કારુએ કંઈક દુઃખ અનુભવતા વિનમ્ર સ્વરમાં કહ્યું. ' એ જ જરત્કારુ હું છું. તમે સૌ મારા પિતૃઓ છો. બોલો હું શું કરું ? ' તમને દુઃખમાં પડેલા દેખી મને બહુ દુઃખ થાય છે.

પિતૃઓએ કહ્યું ' હે પુત્ર, તારા તથા અમારા ઉદ્ધારને માટે તથા વંશ વૃદ્ધિને માટે સંતાનવાળો બન. આ અમારો અનુરોધ છે.

મનુષ્ય કેટલું ધર્મ અને તપ વડે એ ઉત્તમ ગતિને પ્રાપ્ત કરી શકતો નથી, જેને સંતાન સહજમાં પ્રાપ્ત કરી શકે છે. અમારું હિત તું સ્ત્રી પરણી સંતાન પ્રાપ્તિનો પ્રયત્ન કર એમાં છે.

જરત્કારુએ કહ્યું. ' હે પિતૃઓ ! હું મારા જીવન માટે સ્ત્રી અને ધનસંચય કરી શકતો નથી પણ તમારા કલ્યાણને માટે જો મને પત્ની મારા નામની જ અને ભીક્ષાની જેમ કોઈ આપશે તો પરણીશ ! આમ કહી જરત્કારુ ચાલ્યા ગયા. તે પૃથ્વી ફરી આવ્યા પણ તેમની શર્તો અનુસાર તેમને કોઈ કન્યા ન મળી.

એક વનમાં થઈ તે જ્યારે ચાલ્યા જતા હતા ત્યારે તેમને નાગોનો રાજા વાસુકી મળ્યો. તેણે કહ્યું. ' મારી બેનનું નામ જરત્કારુ છે અને હું તેનો હાથ આપના હાથમાં સોંપું છું. આપ એનો વિધિપૂર્વક સ્વીકાર કરો.

જરત્કારુએ કહ્યું'. હું વિવાહ કરી લઉં પરંતુ એના ભરણ પોષણનો ભાર હું ઉઠાવીશ નહિ. વાસુકિએ શરત માન્ય કરી.

ત્યારપછી. વાસુકિએ જરત્કારુ કન્યાને વસ્ત્રાલંકારોથી વિભુષિત કરી જરત્કારુ ઋષિને અર્પણ કરી.

જરત્કારુ મોક્ષના અભિલાષી હતા. એટલે વિવાહથી તે વિચલિત બની ગયા હતા. વિવાહ સમયે તેમણે એક બીજી શરત પણ કરી હતી કે કન્યા મને અપ્રિય એવું કામ કરશે તો હું એનો ત્યાગ કરીશ.

નાગરાજ વાસુકિએ જરત્કારુને એક સુંદર નિવાસસ્થાન અને વસ્ત્રોથી શુશોભિત કર્યા ભેટ આપ્યાં.

ઘરમાં પ્રવેશ કરતી વખતે પણ જો કન્યા તેમને અપ્રિય કાર્ય કરશે તો તે એનો ત્યાગ કરશે એવો નિર્ણય જાહેર કર્યો.

સ્ત્રી જરત્કારુ સદા સાવધાન રહેતી. તે પતિની સાધારણમાં સાધારણ વાત પર પૂર્ણ ધ્યાન રાખતી એ પતિને સ્નાન કરવા માટે જે ઉષ્ણોદક રાખતી તે ક્વચિત વધારે ગરમ કે ઠંડુ ન રહે એની પણ ખાસ કાળજી રાખતી. કદાચ ભૂલ થાય ને એમને અપ્રિય લાગે તો !

તે રોજ ઘરને વાળી ઝુડી સાફ રાખતી. અને ક્યાંય જાળું પણ ન બાઝવા દેતી; કારણ કે ક્યાંય જાળું રહે અને કદાચ એમને અપ્રિય લાગી જાય તો !

અપ્રિયતાની કોઈ પરિભાષા ન હતી કે કોઈ રૂપ–રેખા ન હતી. સ્ત્રી બિચારીને સ્વયં અનુમાન કરીને સતર્ક રહેવું પડતું. તે કુતરા, હરણ અને કાગડાની જેમ ચમકતી રહેતી હતી.

એક દિવસ મહાત્મા જરત્કારુ સ્ત્રીના ખોળામાં માથું મુકી સુઈ ગયા હતા. સુર્યાસ્ત થવા આવ્યો. તો પણ તે જાગ્યા નહિ.

સંધ્યાવંદનનો સમય નજીક આવેલો જાણી પતિવ્રતા જરત્કારુ વિચારવા લાગી કે આ વખતે પતિને જગાડવા એ ધર્મ–ફરજ ખરી કે નહિ. જગાડું અને તેમને અપ્રિય લાગે તો પણ ભય હતો. અને ન જગાડું તો ધર્મનો નાશ થાય છે, એ પણ અપ્રિય લાગે. શું કરું ?

આખરે તપસ્વિની જરત્કારુએ નિશ્ચય કર્યો કે ભલે મારું સુખ નષ્ટ થાય પણ સ્વામીના ધર્મનો નાશ ન થવો જોઈએ. તેણે મધુર શબ્દો વડે કહ્યું. હે મહાભાગ ! સુર્યાસ્ત થવા

' જરત્કારુ જાગ્યા. તેમણે લાલ આંખો કરી સક્રોધ કહ્યું. ' હે નાગકન્યા, તેં મને અપ્રિય કાર્ય કર્યું છે. હવે હું તારી સાથે નહિ રહું. '

પતિના વચન સાંભળી નાગકન્યા કંપતી બોલી હે નાથ ! ધર્મનું પાલન તમને પ્રિય લાગશે એવું વિચારી મેં તમને જગાડયા છે.

ઋષિએ કહ્યું. હું મિથ્યા ભાષણ કદાપિ કરતો નથી. ઘર પ્રવેશ કરતાં મેં તારી સાથે શરત કરી હતી મારો નિશ્ચય અટલ છે.

ચિંતા અને શોક વડે ખિન્ન નાગકન્યા ધીરજ રાખી બોલી. ' હે ધર્માત્મા ! તમારા હિતકારી કાર્યોમાં સહયોગ કરવાવાળી નિરપરાધિની સ્ત્રીનો ત્યાગ ન કરો. મારા કુટુંબીઓ મને અપરાધિની માનશે. હું તેમને મારું મોં શી રીતે બતાવીશ ! તમે જાણો છો કે હું સગર્ભા છું આ સ્થિતિમાં તમે ધર્મતત્ત્વને જાણતા હોવા છતાં મારો ત્યાગ કરી શી રીતે જશો ?

ઋષિએ કહ્યું. તારા ગર્ભથી એક મહા તેજસ્વી પુત્ર પેદા થશે તે નાગકુળનો ઉદ્ધાર કરશે એમ કહી જરત્કારુ ઋષિ ચાલ્યા ગયા

સમય જતાં નાગકન્યાએ આસ્તીક નામના પુત્રનો જન્મ આપ્યો. આસ્તીકે ચ્યવન ઋષિના અંગો સહિત વેદનું અધ્યયન કર્યું હતું. તે મહાન તેજસ્વી અને તપોનિષ્ઠ થયા, જન્મેજયે જ્યારે નાગયજ્ઞ કર્યો ત્યારે આસ્તીકના કહેવાથી તેણે નાગયજ્ઞ સમાપ્ત કર્યા સિવાય અપૂર્ણ રહેવા દીધો હતો.

હવે પ્રશ્ન એ થાય છે કે જરત્કારુ ઋષિએ પોતાની પત્ની સાથે જે વ્યવહાર કર્યો એમાં ઔચિત્ય કેટલું છે. પત્ની તો નક્કી જ નિરપરાધિની જણાય છે. પતિને કયું કાર્ય પ્રિય લાગશે, કયું અપ્રિય લાગશે એનો નિર્ણય અનુમાનના આધાર પર કરવો એ એક સ્ત્રીને માટે ખરેખર કઠણ કાર્ય છે. અને એવી શરતની સાથે સ્ત્રીનો જીવ તો સદાય અજંપામાં પડી જાય. ઋષિને પણ દોષ શી રીતે દઈ શકાય ? તે સત્યવાદી હતા. એક એક શબ્દનો અર્થ સમજીને તે બોલતા હતા. અને એનું પાલન કરતા હતા. તેમણે પોતાની પ્રતિજ્ઞાનું અનુસરણ કર્યું તે અપરાધી કેમ કરી કહેવાય ?

બન્ને પક્ષ વજનદાર છે ' શ્રી બોધ 'ના વિચારવાન અને તર્કજીવી વાચક સ્ત્રી-પુરુષો પોત-પોતાના પક્ષનું સમર્થન કરી જુએ કે ન્યાય કયાં છે



તાસ-ચીંચ

સખી ચાલો જમુનાને તીરે જળ ભરવા,
ધરી ઉરમાં અનેરી આશ સ્નેહ સીંચવા;

કહાનો આવે (૨)
અલી સાન કાં ભુલા......વે...સખી૦

જાદુ ભરી મુરલીની તાનથી રીઝાવતો,
જળ થળ સહુ મુગ્ધ બનતાં જાદુ કાંનનાં;
સખી ચાલો૦

સ્નેહ સલીલ સીંચવા શ્યામ સુધા ઝીલવા,
પળ પળ છલકાયથી વારિ ઘેલી ગોપીકા,
સખી ચાલો૦

જોને શ્યામ સુંદરની મુર્તિ મોહની ભરી,
ગાય ધાય, પંછી જાય કુંજ વનમાં,
સખી ચાલો જમુનાને

લેખિકા, સૌ. હસુમતિ ધી. દેસાઈ.

તું જનેતા ભલે હો વિજેતા ન બનજે
તું માતા ભલે હો શાતારૂપ થઈ રહેજે,
તું ગૃહરાણી ભલે હો દિલરાણી બની રહેજો
તું અભિસારિકા ભલે હો દિલ-દાની થઈ રહેજે,
તું વિધવા ભલે હો વિધાતા રૂપ બની રહેજે,
તું અબળા ભલે હો સબળા થઈ રહેજે,
તું દુઃખી ભલે હો સુખી સંસારને કરજે,
તું સર્જક ભલે હો સંહારક ન બનજે,
તું પતિત ભલે હો પતિત કોઈને ન જોજે,
તું સ્ત્રી ભલે હો છબિ રૂપ ન હોજે,
તું નારી ભલે હો મહાકાળી ન બનજે,
તું જીંદા ભલે રહે કદિ નિંદા તું ન કરજે!

યશુ પટેલ ' સ્ત્રી. '

## ઉરને આંગણિયે

( રાસ )

દેવા આમંત્રણુ ઉરૌવને,
આજ હૈયે માંડયાં ઉફાનરે,
ઉરને આંગણિયે.
ઝુમણું આવે છે સ્નેહીનાં સામટાં,
ઘેલું હૈયું મચાવે તોફાનરે;
ઉરને આંગણિયે.
કોટી કોટી તે જન્મનાં વિજોગીઆં,
નડયા ક્યા જનમનાં પાપરે;
ઉરને આંગણિયે.
ભમરા હળાવું ફુલો બાજોઠા,
કરૂં પૂજા વિધિના ઠાઠરે;
ઉરને આંગણિયે.
રસિયા રીઝાવું રૂઠા માનતાનથી,
આને માને સુધારસ પાનરે;
ઉરને આંગણિયે.
આવ્યો હૈયાનો આધાર અલબેલડો,
એ તો અઢારે ભમનારરે;
ઉરને આંગણિયે.
બાંધુ બંધન પ્રિયતમ પ્રેમના,
નહિ હવે છટકવા દારરે,
ઉરને આંગણિયે.

મનોરમા મંગળજી શાસ્ત્રી.

વગોવાઇ રહેલું અને અનેક કલ્પનાઓને રંગે રંગાએલું

# કૉલેજનું શિક્ષણ

લેખક : અંબાલાલ નૃ. શાહ

**સ્થળ :** પ્રો. પરીખનો બંગલો

**સમય :** રવિવારે બપોરનો વખત

**પાત્રો :** પ્રો. પરીખ, ચંચળા અને પાછળથી કુમારી સુસ્મિતા.

[ બંગલાના આગળના ભાગનું દીવાનખાનું. આરામખુરશીમાં પ્રો. પરીખ સૂતા પડેલા છે. હાથમાં પુસ્તક છે. કંઇક ઊંડા વિચારમાં છે. એટલામાં પ્રો. નાં પત્ની ચંચલા અંદરના ઓરડામાંથી પાલવથી હાથ લૂછતાં અંદર આવે છે. ]

**ચંચલા**—આ તમારા નોકરોથી હું તો થાકી. બોલવામાં અને ઝગડવામાંય નથી કંઇ બાકી. બોલીને જીભ થાકી, મારી ઉમર પાકી, પણ તમે તો એના એ, હાય !

**પ્રો૦ પરીખ**—પણ છે શું ?

**ચંચલા**—તમને જ્યારે ને ત્યારે 'છે શું !' એટલું જ આવડે છે ને ? તમને ઘરની શી પડી છે ?

**પ્રો. પરીખ**—હું તારા ઘરના રાજ્યમાં ક્યારે માથું મારૂં છું. તેનું મારી બાબતમાં માથું મારે છે.

**ચંચલા**—શું કહ્યું તમે ? તમારો રામો આજે આવ્યો નથી તે વાત તમને ન કહું તો કોને કહું ?

**પ્રો૦ પરીખ**—કેમ, આજે પાછી એને શી ચૂંક આવી ?

**ચંચલા**—એને ચૂંક આવશે, માથું દુખશે અને બીજું ઘણું યશે. તમને રામાનો શોખ છે, પછી તમારા એ શોખનો લાભ એ રામાઓ શું કામ ન લે ? હું તો તમને હજી પણ કેહું છું કે એને હવે સકું નાળિયેર આપી દો એટલે પત્યું.

**પ્રો૦ પરીખ**—પછી રોજ રોજ નોકર લેવા કોણ જશે ? જેમ ચાલે છે, એમ ચાલવા દેને !

**ચંચલા**—(ધબ દઇને એક ખુરશીમાં બેસી જાય છે ) ઓ બાપરે, હું તો તમારાથી થાકી. રામો કામ ન કરે અને છતાં તેને મફતનો પગાર આપવો. આ કયનો ન્યાય ? એને રજા આપો. આપણે બીજો નોકર જ રાખવો નથી. હું બધું હાથે કરી લઇશ. હાય, હું તો તમને સમજાવી સમજાવીને થાકી.

**પ્રો૦ પારેખ**—એમ તે કંઇ થાય ? કોઈ આવે જાય તે વખતે તું હાથે કામ કરતી હોય એ કંઇ સારું લાગે ? મારી કિંમત થઇ જાય !

**ચંચલા**—કોઇ આવે તેમાં થઇ શું ગયું ? મને બેઠાં બેઠાં નથી ગોઠતું. મારે તો કંઇક કામ જોઇએ. એમ તો શરીર આળસુ બની જાય. મને કંઇ થાક લાગતો નથી. અને વળી એટલા રૂપિયા બચશે.

પ્રો૦ પરીખ—એ કરકસર નથી, પણ કંજુસાઈ કહેવાય. મારા મોભા પ્રમાણે મારે નોકરચાકર ન હોય એ કંઈ ચાલે!

ચંચલા—તમારા આ મોભાએ જ મહેરબાની કરી છે ને! રામાને ખાવુંપીવું ને દસ રૂપિયા. એટલે મહિને ખાસા રૂપિયા વીસ થયા. વર્ષે બસો રૂપિયા એને ખાતે મફતના કાઢવાના. એટલા રૂપિયા તમે મને જ આપજોને!

પ્રો૦ પરીખ—(હસીને) તારે રૂપિયાને શું કરવા છે?

ચંચલા—એવા ૨૦૦–૨૫૦ માં તો હીરાકંઠી થાય. મારે એવી એક હીરાકંઠી ઘડાવવી છે.

પ્રો. પરીખ—તારે હીરાકંઠી પહેરવી છે!

ચંચલા—એવી હીરાકંઠી હું પહેરું તો તેમાં ખોટું શું છે?

પ્રો૦ પરીખ—તને શોભશે!

ચંચલા—એવું એવું વસાવી મૂક્યું હોય તો આધી રાતે કામમાં આવે. તમે આ રેશમી પાટલુન ને ગળાની રેશમી ટાઈ લાવ્યા છો તે વેચવા જાઓ જોઈએ! એ ઓચ-ગંનો પૈસોય નહિ ઊપજે. માટે જ કહું છું કે દાગીનો ઘડાવવો સારો.

પ્રો૦ પરીખ—એમ! ત્યારે તું અમારી કૉલેજમાં કરકસરના પાઠ શીખવવા આવ! સાતસો આઠસો રૂપિયા સહેજે મળી જશે.

ચંચલા—પાછી મશ્કરી કરવા માંડી ખરી!

પ્રો૦ પરીખ—હું મશ્કરી નથી કરતો. કરકસર કેમ કરવી તેનું સારામાં સારું શિક્ષણ તું જ આપી શકે એમ છે.

ચંચલા—ભલેને તમે મશ્કરી કરો, પણ હું ખરું કહું છું કે કરકસર તો મારા બાપની જ. એમ ચોપડીઓ વાંચીને અને લાંબા ટીટીઆ કરીને કરકસર આવડવાની નથી.

પ્રો. પરીખ—(બારીમાં નજર કરી) જો ત્યારે, તું જા! તું ઝટ અંદર જા! વળી વળી બહાર આવતીના! અંદર તું ડોકાતી પણ નહિ! વારંવાર તું પૂછવા માટે અહીં આવતી જ નહિ. એ તો મારો આબરૂનો સવાલ છે. જો, એ આવે છે.

ચંચલા—ઓ તમારી આબરૂ! હું શું કંઈ પરાઈ છું કે મને તમારી પાસે આવતાં શરમ આવે! બળ્યા તમારા કૉલેજના આ ભવાડા!

[ સુસ્મિતા હસતી હસતી અંદર આવે છે. તેને સ્મિતથી સત્કારે છે. નજીકની ખુરશીમાં તેને બેસાડે છે. ]

સુસ્મિતા—આજે રજા હતી. કંઈ જ ગમતું નહોતું. તમે આજે ઘેર આવવાના પણ નહોતા. એટલે મને વિચાર થયો કે ચાલ હું તમારી પાસેથી એક વાંચવાની ચોપડી લઈ આવું!

પ્રો૦ પરીખ—ઘણી જ ખુશીથી. વાંચવાનું વ્યસન જેને પડે છે તેને ચોપડી વિના નથી જ ચાલતું.

સુસ્મિતા—તમે પણ કંઈક વાંચતા હતા કે શું!

પ્રો૦ પરીખ—હા, હું હમણાં અર્થશાસ્ત્ર ઉપર ગંભીર વિચાર કરી રહ્યો હતો!

સુસ્મિતા—તમે એકલા હતા કે બેકલા?

પ્રો૦ પરિખ—હું એકલો નહિ પણ બેકલો હતો!

સુસ્મિતા—તમારી સાથે એ વિચાર કરવામાં બીજું કોણ હતું?

પ્રો૦ પરીખ—તમે કલ્પો જોઉં! એ બીજું કોણ હશે?

સુસ્મિતા—તમારાં પત્ની!

પ્રો૦ પરીખ—તમારી ભૂલ છે. મારી આ ચોપડી!

સુસ્મિતા—એ કયી ચોપડી છે?

પ્રો૦ પરીખ—આજની સ્ત્રી ઉપર અનેક ચર્ચાઓથી ભર્યું ભર્યું પુસ્તક છે.

સુસ્મિતા—તો એ પુસ્તક મને વાંચવા ન આપો!

પ્રો૦ પરીખ—તમને એ વાંચવાની શી ઉતાવળ છે? તમે હજી વિદ્યાભ્યાસ કરો છો. તમારે માટે આ વિષય નકામો છે.

સુસ્મિતા—આપણે આ વિષય શાથી ન ચર્ચી શકીએ? વિદ્યાભ્યાસમાં આ વિદ્યાનો સમાવેશ ન થઈ શકે?

પ્રો૦ પરીખ—તમને જેતી મના કરવામાં આવે તેજ વસ્તુનો આગ્રહ વિશેષ હોય એ બનવા જેમ છે.

સુસ્મિતા—તો હું આ પુસ્તક લઈ જાઉં?

પ્રો૦ પરીખ—ભલે.

સુસ્મિતા—હવે હું રજા લઉં!

પ્રો૦ પરીખ—તો આવજો હોં! [સુસ્મિતાની જવાની રીત પ્રો. બારીકાઈથી નીહાળી રહે છે. ]

(અંદરથી ચંચળા આવે છે.)

ચંચલા—આ આવી હતી તે કોણ હતી?

પ્રો૦ પરીખ—હું ભણાવવા જઉં છું તે.

ચંચલા—હાય હાય! આવડી મોટી બાયડી ભણે છે? તમારી કોલેજમાં આવડી મોટી બાયડીઓ ભણવા આવે છે? એમના ધણી તે મૂઆ કેવા હશે?

પ્રો૦ પરીખ—પણ આ તો હજી કુંવારી છે.

ચંચલા—કુંવારી! છે તો મોટી ગોધા જેવડી. બહુ ભણી ભણીને તે શા પાટલા કાઢવાના હતા? બળ્યું આ ભણતર!

પ્રો૦ પરીખ—અને અમારે ફક્ત તે બધું નભાવી લેવાનું!

ચંચલા—ભોગવો તમારે! હું તો હવે આ ચાલી! રામો આવ્યો નથી, એટલે કપડાં ધોવાં છે, વાસણ માંજવાં છે. અને બીજું ઘણુંક છે!

પ્રો૦ પરીખ—પધારો. (ચંચળા જાય છે.)

નવા શિક્ષણની આવી અનેક મૂંઝવણો છે. સ્ત્રી નવી અને જૂની વચ્ચે આસમાન જમીનનો ફેર રહેવાનો: સાચું શું એ નક્કી કરવું મુશ્કેલ છે! અધ્યાપકો ઉપર મોટો આધાર છે.

સ્થળ: મિસ સુસ્મિતાનો રૂમ

સમય: સવારના નવ વાગ્યાનો

પાત્રો: પ્રો. પરીખ અને મિસ સુસ્મિતા

( પ્રો. પરીખ મિસ સુસ્મિતાને અભ્યાસમાં મદદ કરી રહ્યા છે. પૂછાતા પ્રશ્નોના જવાબ આપે છે. )

સુસ્મિતા—મને આવા શુષ્ક અભ્યાસ કરતાં નવાં નવાં પુસ્તકો વાંચવા કાંથી ગમતાં હશે ?

પ્રો૦ પરીખ—એ તો માનવ સ્વભાવ ગણાય. જેને જે ગમે તે તે વાંચે. પરીક્ષાની નજરે જે વાંચવાનું હોય છે તે વાંચવું ઓછું ગમે છે.

સુસ્મિતા—આ બધી પરીક્ષાઓ ન હોય તો કેવું સારું !

પ્રો૦ પરીખ—તમને પરીક્ષાથી આટલો બધો કંટાળો આવે છે ? તમને બીજાં પુસ્તકો વાંચવાં ગમે છે તેવો રસ પાઠ્ય પુસ્તકોમાં તો તેની જ વિશિષ્ટતા છે.

સુસ્મિતા—પણ આટલાં બધાં બંધન જ શા માટે ? એવું ન હોય તો જીવન કેટલું પ્રિય બને !

પ્રો૦ પરીખ—બંધન છે એથી જ આનંદ છે. બંધન નથી ત્યાં સ્વેચ્છાચાર છે. સ્વેચ્છાચાર સર્વથા ત્યાજ્ય છે.

સુસ્મિતા—લગ્નમાં પણ ? એ તો હમો સૌને ગમે તેમ થવા લાગ્યા છે. હું તો એ વાત નથી સ્વીકારતી.

પ્રો૦ પરીખ—અને આ નવી દુનિયા એવાં બંધન નહિ સ્વીકારે ત્યાં સુધી દુઃખી થવા જ કરશે.

સુસ્મિતા—હું તો તમને નવા વિચારની ધારતી હતી. તમે આવા ઉંડ જૂનવાણી ક્યાંથી ?

પ્રો૦ પરીખ—હું તો એક મારો અભિપ્રાય આપું છું. તમને શું રુચશે તે હું આ રીતે નક્કી કરતો હતો.

થાય તેટલે દરજ્જે ઉડ્ડયન જ કર્યા કરું, એમ જ મને થયા કરે છે. તમને મારી આ કલ્પના કેવી લાગે છે?

પ્રો૦ પરીખ—કલ્પના એટલે કલ્પના; વાસ્તવિકતા નહિ.

[ એટલામાં સુસ્મિતાની માતા આવે છે અને તેના અભ્યાસ માટે પ્રો૦ પરીખને પૂછે છે. ]

(સ્વગત) બન્ને વચ્ચે આભ જમીનનો ફેર છે, એ તરત જ કલ્પનામાં બેસી જાય છે, માતા ઇચ્છે છે કે, પુત્રી ભણે ભલે; પણ સંસારના બંધનમાં જકડાય અને જીવનને આદર્શમય રાખે.

સુસ્મિતાની માતા—અભ્યાસ બરાબર થાય છે ને!

પ્રો૦ પરીખ—હમણાં તેજ વાત ચાલી રહી છે,

સુસ્મિતા—મેં એમ કહ્યું કે આટલી બધી પરીક્ષાઓ તો મારું માથું ખાઇ જાય છે,

સુ. માતા—હા પ્રોફેસર, આ પરીક્ષાઓ જાય એમ નથી!

સુસ્મિતા—અને હશે તોય છોકરીઓને શું! કેમ બા, તમે તો એમજ કહેશો ને!

સુ. માતા—છોકરીઓ ભણશે કે નહિ ભણે તેમાં આટલી બધી ચિંતા આપણે શું કામ કરીએ! એમને ક્યાં નોકરી કરવી છે? ધણી રળશે. અને પગ ઉપર પગ ચઢાવી ઓઓ વાતો કરશે

સુસ્મિતા—મારે તો પરણવું યે નથી અને પગ ઉપર પગ ચઢાવી વાતો યે નથી કરવી. બોલ, હવે તારે શું કહેવું છે!

પ્રો૦ પરીખ—નવા જમાનામાં હવે આવુંજ સાંભળવા મળશે. ગમે કે ન ગમે, પણ એ બધું આપણે નભાવી લેવું રહ્યું.

સુ૦ માતા—હું તો એના બાપને કહું છું કે, આટલું બધું ભણાવીને કરશો શું!

સુસ્મિતા—હવેની દુનિયા અમારી છે. સ્ત્રીઓ રળશે અને પુરુષો રાંધશે.

પ્રો૦ પરીખ—તેમાં પુરુષો રંધે શા માટે?

સુસ્મિતા—એમની સ્ત્રી પરની જોહુકમી ગુમાવવા માટે. અંગ્રેજો હિંદને ગુમાવીને આજે રડે છે તેમ.

પ્રો૦ પરીખ—ઓહો, તમે તો ઘણું કહી નાખ્યું. એક કાંકરે બે પક્ષી માર્યાં!

સુસ્મિતા—એ જે હોય તે. કેમ બા, હું તો મૂંગી મંતર જ બની ગઇ કે શું?

સુ. માતા—હા, છે તો એવું જ. મને તો તું સાતમા આસમાને પહોંચી ગઇ લાગે છે.

સુસ્મિતા—તો એમાં શોક શાને? એ તો હર્ષનો વિષય ગણાય. તને એથી સહેજે આનંદ થતો નથી!

સુ. માતા—ના.

પ્રો૦ પરીખ—એ વાત આજે કરવાથી શો ફાયદો! એ દિવસ આવવા તો દો!

સુસ્મિતા—કહો તો કાલે લાવું.

સુ. માતા—એ કેવી રીતે!

સુસ્મિતા—લગ્ન કરીને અને લગ્ન ના કરીને

પ્રો૦ પરીખ—આ વાક્ય જરાય સમજાયું નહિ.

સુસ્મિતા—લગ્ન વ્યવહાર આચરવું, પણ લગ્ન ન કરું એ રીતે.

સુ. માતા—મારે આ બધું નથી સાંભળવું. આતો નફટાઈ કહેવાય હું તારાથી થાકી, હું તો આ ચાલી !

[ સુસ્મિતાની માતા કંટાળી ચાલવા માંડે છે.] કેવી મેં એને અહીંથી ભણાવી ! એ નવા જમાનામાં શું સમજે ! આપણી વાતમાં એ શું સમજે ?

કહો, આપણે શી વાત કરતા હતા ? વારુ તમે મારું કહેવાનું સમજ્યા ખરા ?

પ્રો૦ પરીખ—હા અને ના.

સુસ્મિતા—એ વાક્યનો મર્મ તમે નથી સમજ્યા એમ તો હું નજ માનું હમણાંજ આપણા આ નગરમાં આવું લગ્ન શું થયું નથી!

પ્રો૦ પરીખ—આ અધૂરી વાત આપણે કાલે પૂરી કરીશું. મારો વખત થયો અને હવે હું જઈશ. મને તમારી વાતમાં ખૂબ રસ પડ્યો છે; પરંતુ મારે બીજે જવું છે એટલે આ કિંમતી વાતની ચર્ચા આપણે આવતી કાલે નિરાંતે કરીશું. છતાં એટલું યાદ રાખજો કે, પૂર્વની સંસ્કૃતિ સાથે પશ્ચિમની સંસ્કૃતિ ધૂળ છે !

[ સુસ્મિતા તેને રોકે તે પહેલાં તે બહાર ધસી આવે છે અને ઝડપથી ચાલવા માંડે છે.] [ રસ્તામાં ]

નુતન શિક્ષણ જો આવું જ હોય તો આ શિક્ષણ અહીંથી વહેલું ભાગવા માંડે એમાંજ હિંદીઓનું કલ્યાણ છે. અને મારે મારું શિક્ષણકાર્ય પણ ખૂબ સંભાળથી કરવું રહેશે. આ સુસ્મિતાને મારે આર્યદેશની સુસ્મિતા મહિલા બનાવવાના પ્રયત્નો આવતી કાલથી કરવાજ રહ્યા. પ્રભુ મને એમાં જરૂર સાથ આપશે.

---

## નિમંત્રણ

'સ્ત્રી-બોધ' સ્ત્રીઓનું જુનામાં જુનું માસિક છે. સ્ત્રીઓની ઉન્નતિ અને તેમના જીવનમાં સાંપડતી મુશ્કેલીઓમાં માર્ગદર્શન કરે એવું સાહિત્ય પીરસવાની એની ધગશ છે. આ તજાતથી શરૂ કરવામાં આવેલ. સ્ત્રી અને તંદુરસ્તી, મનની સુઝવણ, રસોઈ ઘર વિ. વિષયો સતત આપવામાં આવશે. દરેક બહેનો એનો લાભ ઉઠાવશે અને સાથે સાથે યોગ્ય લેખન સહકાર પણ આપશે.

'સ્ત્રી-બોધમાં હવે સ્ત્રીઓના પ્રશ્નને છણાવટ કરતી નવલિકાઓ નાટિકાઓ, નિબંધો ગીતો તથા તેમના રોજંદા જીવનમાં ઉપયોગી થાય તેવી સામગ્રી પીરસવામાં આવશે. સૌ લેખકોને એવું લખાણ લખવા વિનંતિ.

# મનની મુઝવણ.

" क "

[આપના મનની મુઝવણ રજુ કરો. યોગ્ય જવાબ આપવામાં આવશે. આ જાતનો પત્રવ્યવહાર ખાનગી રખાય છે. તાત્કાલિક જવાબ જોઈતો હોય તો ટીકીટ બીડવી. સવાલ લખીને મોકલેલા કવર પર "ખાનગી" લખવું]

સવાલઃ—મારી નાની બેનના માથામાં જુ બહુ પડે છે. એના ત્રાસથી બચવાનો કોઈ ઉપાય બતાવશો ?

જવાબઃ—માથાના વાળ બે કે ત્રણ દિવસે છાસ કે અરીઠા વડે ધોઈ સાફ રાખવા. માથું સ્વચ્છ રાખવાથી જૂ તેમજ ફોતરી વગેરે થતાં નથી. તેમ છતાં માથામાં જુ પડતી હોય તો એક છટાંક શુદ્ધ કોપરેલમાં બે ત્રણ ફીનાઈલની ગોળી (નેપથેલિન પીલ્સ) અગર કાપરની ગોળીને વાટી તેનો બારીક ભુકો નાખવો ત્યાર પછી એ મિશ્રણ પારદર્શક કાચની શીશીમાં ભરી લઈ સખત બુચ મારવો અને પછી એ બાટલી તડકામાં એક દિવસ મુકી રાખવી. જેથી તાપના લીધે એ મિશ્રણ એકરૂપ બનશે.

આ તેલનું મિશ્રણ રાત્રે સુતી વખતે માથાના વાળમાં ઘસવું અને પછી માથા પર કપડું વીંટાળી રાખવું જેથી ચાદર તથા બિછાનું બગડે નહિ. આ તેલથી જુ મરી જશે

સવાલઃ—મારે કેટલાક સંતાન થઈ ગુજરી ગયાં છે લોકો કહે છે, ભૂતપ્રેતનું નડતર છે. મારે શું કરવું ?

જવાબઃ—ભૂતપ્રેત મનની નબળાઈ છે. જો તમને પરમાત્મા પર વિશ્વાસ હોય તો ભૂતપ્રેત જેવી કોઈ ચીજ નથી, પ્રેત હોય તો પણ તે પરમાત્માથી તો મોટું ન હોય એટલે તમે પરમાત્મા પર વિશ્વાસ રાખો અને તમારાં જે બાળકો મરી ગયાં છે તેમના મૃત્યુનાં કારણો શોધી કાઢો અને પછી એ કારણોનું નિવારણ કરો. સગર્ભાવસ્થામાં સંયમ અત્યંત જરૂરી છે. ખાવા પીવામાં નિયમિતતા અને શુદ્ધતા તથા સગર્ભાવસ્થામાં આનંદી સ્વભાવ મહત્વનો ભાગ ભજવે છે.

સવાલઃ—મારી ચામડી બહુ બરછટ થઈ ગઈ છે, શું કરૂં ?

જવાબઃ—સાબુનો ઉપયોગ ઓછો કરો અને બીજે ત્રીજે દિવસે તેલની માલીસ કરો. મોં પરની ચામડીને ગુણકારી હોય એવો 'ક્રીમ' લગાવો 'મરકો લાઈક વેક્સ' ઠીક પડશે.

સવાલઃ—હું બહુજ જાડી છું જાંઘોનો ભાગ તો બહુ જાડો છે. કોઈ ઉપાય સુચવશો ?

જવાબઃ—તમારા માટે કસરત આવશ્યક છે અને ભોજનમાં પણ ફેરફાર કરવાની જરૂર છે. મેદવર્ધક પદાર્થોનું બહુ સેવન ન કરવુ જોઈએ ફરવા જવાની કસરત અને ઉત્તમ ભોજન જરૂરી છે. શાક અને ફળોનું સેવન વધારે પ્રમાણમાં કરવું.

માલીસ કરવાથી પણ ઘણો લાભ થાય છે. કટીપ્રદેશ અને જાંઘો પર ખૂબ જોરથી માલીસ કરવાનું રાખો-તમને જરૂર સારો ફાયદો થશે.

જગતની એક મહાન સન્નારી

# મૈડમ ચ્યાંગ કાઇ શેક



વર્ષો પહેલાંની વાત છે. નિર્દોષ ગોળ મુખડું, કાળી ચમકતી આંખો અને કાળા વાળવાળી એક ચીની છોકરીને એક સજ્જને પૂછ્યું કે તું મોટી થઇ શું કરવા ઇચ્છે છે ? વિના સંકોચ અને ક્ષણભર અટક્યા સિવાય છોકરીએ જવાબ આપ્યો 'હું દાક્તર બનવા ઇચ્છું છું.' છોકરીના કંઠ સ્વરમાં નિશ્ચયની દૃઢતા હતી. પ્રશ્ન પુછનાર ચકિત બની ગયા કારણ કે એ વખતે નિંદિત ચીની જાતિની નાની શી છોકરી પાસેથી તેમણે આવા ઉત્તરની આશા રાખી ન હતી. છોકરી મોટી થતાં દાકતર તો તો ન બની પરંતુ લોકસેવા અને દેશપ્રેમની જે ભાવના વડે પ્રેરીત બની એણે દાકતર બનવાની ઇચ્છા પ્રગટ કરી હતી એ એનામાં એટલી બધી પ્રબળ જાગી ગઈ કે આજ તે કરોડો ચીની હૃદયો પર રાજ્ય કરી રહી છે. તેની એ ભાવનાઓએ તેને આજ એ પદ પર સ્થાન આપ્યું છે: કે જ્યાંથી તે સારાયે જગતના દલિતોમાં સહાનુભૂતિ અને પ્રેમનો પ્રકાશ ફેલાવી રહી છે. તે છોકરી આજે મૈડમ ચ્યાંગ કાઈ શેકના નામે જગતમાં પ્રખ્યાત છે. તે જગતની એક મહાન સ્ત્રી છે. અને પોતાના પતિ જનરલ ચ્યાંગ કાઈ શેકનો જમણો હાથ છે.

વિવાહ પહેલાં મૈડમ ચ્યાંગ કાઈ શેકનું નામ મેલિંગ સુંગ હતું. તે ચીનના વિખ્યાત સુંગ કુટુંબની પુત્રી છે. તેના પિતાનું નામ ચાર્લ્સ જોન્સ સુંગ હતું. તે ખૂબ પૈસાદાર હતા. તેમણે સનયાત સેન. (જે આધુનિક ચીનના પિતા કહેવાય છે) ને ચીની પ્રજાતંત્રની સ્થાપના કરવા અને પેકીંગના માંચુવંશનો અંત લાવવામાં પૈસાની ખૂબ મદદ કરી હતી. ચાર્લ્સ જોન્સ સુંગ નાનપણમાંથી પોતાના ઘેરથી ભાગી ગયા હતા. અમેરિકા જઇ પોતાના જ પરિશ્રમે શિક્ષણ મેળવ્યું અને સ્વદેશ પાછા આવી પોતાની બુદ્ધિ શક્તિથી ચીનના એક શક્તિશાળી પુરૂષ બની ગયા. તેમની પુત્રીઓ અમેરિકામાં જ શિક્ષણ મેળવે તેવી તેમની ઇચ્છા હતી. તેમની ત્રણે પુત્રીઓએ અમેરિકામાં જ શિક્ષણ મેળવ્યું. ત્યાં તેમણે 'મેકન હાઈસ્કુલ' અને 'વેલેસ્લી કોલેજ'માં શિક્ષણ મેળવ્યું. પોતાના દેશથી દૂર રહેવા છતાં તેમનામાં દેશપ્રેમની ભાવના સહેજ પણ ઓછી થઇ ન હતી. પરંતુ ઉન્નત અને જાગૃત અમેરિકામાં તેઓ જે કંઇ શીખ્યાં તેનો ઉપયોગ પોતાના દેશમાં આવીને કર્યો.

ઈ. સ. ૧૯૧૭માં તે ચીન પાછી ફરી. અને શાંઘાઈમાં સાર્વજનિક કામ કરવા લાગી. ત્યાં તે ફીલ્મ સેન્સર બોર્ડની સભ્ય પણ બની ગઈ. ત્યાં તેને જનરલ ચ્યાંગ સાથે મુલાકાત થઇ ગઇ અને તેઓએ પરસ્પર લગ્ન વિધિથી જોડાવાનો નિશ્ચય કરી નાખ્યો. મૈડમ ક્રિશ્ચન હતી જ્યારે ચ્યાંગ કાઈ શેક બૌદ્ધ હતા. આના લીધે મૈડમની માતાએ તેમના

લગ્ન કરવામાં અસંમતિ ન આપી ચ્યાંગ કાઈ શેકે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાનો ઇન્કાર કર્યો તેમણે કહ્યું કે જ્યાં સુધી ખ્રિસ્તી ધર્મ પણ તેમના વિચારોને અનુકૂળ છે એવો વિશ્વાસ ન લાગે ત્યાં સુધી તે તેનો સ્વીકાર નહિ કરે. છેવટે દસ વર્ષની લાંબી પ્રતીક્ષા પછી ઈ. સ. ૧૯૨૭માં તેઓ લગ્નગ્રંથીથી જોડાયાં લગ્ન પછીનાં ત્રણ વર્ષ બાદ ચ્યાંગ કાઈ શેકે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો, ત્યારબાદ મૈડમ સુખ-દુઃખ, યુદ્ધ અને શાન્તિ, ઘર અને બહાર આમ સર્વત્ર અને સઘળી પરિસ્થિતિમાં તે તેની સાચી સહધર્મિણી રહી છે. આ પતિ-પત્ની દુઃખી, દરિદ્ર અને નશામાં ચકચુર ચીનને જાગૃતિ દ્વારા એક નૂતન દેશનો સ્વાંગ સજાવવાના કાર્યમાં લાગી ગયાં છે દેશની નશાખોરી, અસભ્ય અને સારોએ અંધકાર મિટાવી જે જાગૃતિ, કાર્યકુશળ અને સભ્ય ચીનનું નિર્માણ થશે એમાં સૌથી મહાન ફાળો આ દંપતિનો હશે.

મૈડમ પોતાના પતિના જીવનમાં કયું સ્થાન ભોગવે છે એનો ખ્યાલ તમને આ ઘટના માંથી મળશે સિયાનના તોફાનીઓને દબાવવા માટે ચ્યાંગ કાઈ શેક ગયા હતા. મૈડમ એ વખતે નાનકીંગમાં હતી. માર્શલ ચાંગ જેને વિદ્રોહને દબાવવા મોકલેલો હતો તે વિદ્રોહીઓ સાથે ભળી ગયો અને તેણે ચ્યાંગ કાઈ શેકને પકડી લીધા. જનરલ ચ્યાંગ કાઈ શેકે પોતાના દુશ્મનને એક વાત કહી જો તું મારો સમોવડિયો હોય તો મારી આજ્ઞાનું પાલન કરવો એ તારો ધર્મ છે અને જો તું મારો દુશ્મન હોય તો મારી હત્યા કર. હું કેદી બની જીવવા માગતો નથી. હું કલુષિત આત્માને લઈને મારાં પૂજ્ય માતા-પિતાની પાસે પાછો જવા માગતો નથી. વિદ્રોહીઓના નેતાએ વારંવાર કહ્યું કે તે આવી મહાન વ્યક્તિના જીવનનો અંત લાવવા ઇચ્છતો નથી. પરંતુ કંઈક સમજુતી કરીએ. ' પણ ચ્યાંગ કાઈ શેકે કહ્યું કે જો તમારી વાત માની લઈ હું સનયાત સેનનો ઉત્તરાધિકારી બનું તો મારા માતા-પિતાનો પુત્ર કહેવડાવવામાં યોગ્ય રહું નહિ !

તેમણે જેલખાનામાંથી મૈડમને લખ્યું કે ' હું એવું કાંઈ કાર્ય નહિ કરું કે જેથી મારી પ્રિય પર્લને શરમાવું પડે.' આ પત્ર વાંચી મૈડમ પોતાના ઓસ્ટ્રેલીઅન સલાહકાર ડાનલ્ડની સાથે હવાઈ જહાજમાં સિયાન પહોંચી ગઈ તેણે ડાનલ્ડની હાથમાં પિસ્તોલ આપતાં કહ્યુ, ' હું વિદ્રોહીઓની વચ્ચે જઈ રહી છું ' જો તેઓ મને ગીરફતાર કરી લે તો મને ત્યાંજ ગોળીથી વીંધી નાખજો.' આખરે તે તેના પતિને છોડાવી લાવી. તેની વીરતા અને પ્રેમ દેખી સાતી આંખો ઉભરાઈ આવી.

આવા કેટલાએ અવસરોમાં મૈડમે પોતાની વીરતા, સાહસ અને તીવ્ર બુદ્ધિનો પરિચય આપ્યો છે. એક વખતે તેને મોટરમાંથી નીચે નાખી દેવામાં આવી કેટલીએ વાર તે બેહોશ પડી રહી તેની પાંસળીનું એક હાડકું તુટી ગયું હતું. પણ હિંમત અને સ્મિતને તે કદાપિ છોડતી નથી. એ એનાં સાથી છે આ કષ્ટકાળમાં પણ એને વિશ્વાસ છે કે ચીન વિજયી બનશે. મૈડમનું કહેવું છે કે આપત્તિના સમયમાં આત્મ વિશ્વાસ અમોને સહાય કરે છે.

સાત વર્ષના ચીન-જાપાન સંઘર્ષમાં તેણે એક દિવસ માટે પોતાના પતિનો સાથ છોડયો નથી. તેની પ્રેરણાના લીધે આજ અસંખ્ય ચીની સ્ત્રીઓ શાળાઓમાં કારખાનાં, અનાથાશ્રમોમાં, દવાખાનાં, હવાઈ મથકો, કારખાનાં અને ખેતરોમાં જીવ દઈને કામ કરે છે. તેના અધ્યક્ષપણા નીચે પચાર લેતી ૭૦૦૦ સ્ત્રીઓ અને ૨૦,૦૦૦ સ્વયંસેવિકાઓ કામ કરી રહી છે. યુદ્ધમાં જે સ્ત્રીઓ અને બચ્ચાંઓ અનાથ બની ગયાં છે તેમની દેખભાળ

લેનારી જેટલી સંસ્થાઓ છે તે બધી મૈડમના અધ્યક્ષ પણા હેઠળ કામ કરી રહી છે. આ દંપતિએ એક નવું કામ પણ શરૂ કર્યું છે. એ છે ' ન્યુ લાઈફ મુવમેન્ટ ' એનો ઉદ્દેશ એ છે કે પ્રાચીન અને નવીન પશ્ચિમી અને પૂર્વીય સભ્યતા અને સંસ્કૃતિનું નિર્માણ કરાય આ બાબતમાં તે હજારો બાલિકાઓ અને યુવતીઓને ભણવા-લખવાનું અને રમત-ગમત શિક્ષા આપી રહી છે, મૈડમ ચ્યાંગ કાઇ શેકમાં અસાધારણ આકર્ષણ અને શક્તિ છે. આ તે ચીનની નારીઓનો આત્મા જ નથી પણ તે આખાએ પૂર્વ દેશોની નારી જાતિમાં આશા અને ઉત્સાહનો સંચાર કરવા વાળી છે.

થોડા વખત પહેલાં અમેરિકાવાસીઓએ તેને ચીનના માટે લશ્કર એકઠું કરવા બોલાવી હતી. તેમણે તાર કરી જણાવ્યું કે ' તમે ચીનીઓના માટે દસ લશ્કરી ટુકડીએ જેટલી તાકાત ધરાવો છો. ' ચ્યાંગે તેને કહ્યું કે હું ઉત્તર આપું કે તે પોતાના પતિનાં મા વીસ લશ્કરી ટુકડીઓની બરાબર છે; એટલે તે આવી શકતી નથી.

જનરલ ચ્યાંગકાઇશેકને ચીની અને જાપાની ભાષા સિવાય બીજી કોઇ ભાષા આવડત નથી, એટલે મૈડમ એના દુભાષિયા તરીકે કામ કરે છે. મૈડમે વિદેશીઓ અને ચીનાઓ વચ્ચે અનેકવાર સમજુતી કરી સંબંધ સ્થાપિત કરવા મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો છે. એક વખ તેણે અમેરિકન રાજદૂતને પોતાના પાક-જ્ઞાનની વાત કહી. રાજદૂતને વિશ્વાસ ન પડ્યો રાજનૈતિક, સાર્વજનિક અને અન્ય કાર્યોમાં રાતદિવસ મશગુલ રહેનારી સ્ત્રી ગૃહકાર્યને પણ જાણતી હશે. તેણે પોતાની શંકા રજુ કરી. મૈડમ એ વખતે ઉભી થઇ અને એની ખાત્રી કરાવા રસોઇગૃહમાં પહોંચી ગઇ. શાંગે ચ્યાંગ એક સભામાંથી પાછા આવ્યા ત્યારે તેમણે જોયું કે મૈડમ અને અમેરિકન રાજદૂત ' એપ્રન ' ( રસોડામાં પહેરવાનું સફેદ કપડું ) બાંધ ' કેક ' બનાવી રહ્યાં હતાં.

તે કહે છે કે વર્તમાન યુગે સાબીત કર્યું છે કે સ્ત્રીઓમાં પણ વખત આવ્યે પુરૂષોની જેમ કષ્ટ વેઠવાની અને જવાબદારી ઉઠાવવાની યોગ્યતા અને શક્તિ છે, એટલે સ્ત્રીઓને જીવનમાં પુરુષો જેટલા જ અધિકાર મળવા જોઇએ. તે એકવાર જે કોઇ કામ કરવાનો નિર્ણય કરી લે પછી દુનિયાની કોઇ શક્તિ તેને અટકાવી શકતી નથી. તે કહે છે કે સત્યમ્, શિવમ્ અને સુંદરમ્ જીવન અને સંસારને માટે એ સૌથી પહેલું જરૂરી છે સ્ત્રીઓમાંથી નિરક્ષરતાનો અંધકાર દૂર કરી, એમનાં બંધનોમાં મુક્ત કરી તેમને સ્વતંત્રતાનો શ્વાસ લેવા દેવાય.

તે જગતની સૌ સ્ત્રીઓને કહે છે કે સૌ દેશની સ્ત્રીઓ સંગઠિત બની એક એવ સંસ્થા બનાવો કે જેનો ઉદ્દેશ સંસારમાં શાન્તિ સ્થાપવાનો હોય અને આપણાં ભાવિ સંતાનોને યુદ્ધની પાશવતા, નિર્દયતાથી બચવાનો હોય.

આપણા સૌનો ધર્મ છે કે આ શાન્તિ, પ્રેમ અને મુક્તિ સંદેશને અપનાવીએ.

નિર્દોષ મુખડું, ચમકતી આંખો અને કાળા વાળ વાળી જે ચીની છોકરી ડાકતર બનવા ઇચ્છતી હતી તે વાસ્તવિક રીતે આજ પોતાના દેશના ઘાયલ હૃદય પર સહાનુભૂતિ અને પ્રેમનો મલમ લગાવી રહી છે. શું એની અભિલાષા પૂરી ન બની ?

# સ્ત્રી અને તંદુરસ્તી

## પેટ અને તેની રક્ષા.

સ્ત્રીઓનું પેટ નાનું, કંઈક ગોળ અને મુલાયમ હોવું જોઈએ. એટલા માટે સંસ્કૃત કવિઓએ સ્ત્રીને 'કૃશોદરી' કહી છે સ્ત્રીઓનું પેટ છાતીથી મોટું હોવું ન જોઈએ. નાભિ ગોળ, ઉંડી, નાની અને જમણી તરફ વળેલી સુંદર મનાય છે.

જાડું પેટ યા ફાંદ સ્ત્રી-પુરૂષ બધાંને અમળખ લાગે છે, સાચું કહીએ તો એ એક પ્રકારની ભારે કુરૂપતા છે સ્ત્રીઓ ને માટે તો નિઃસંદેહ એ બહુ ખરાબ છે. શ્રીમંત મહિલાઓ ઉત્તમ માલમલીદાઓ ખાય છે અને જે શારીરિક શ્રમ કરતી નથી તેમની ફાંદ પુરૂષોની જેમ વધી જાય છે. શરીરના સર્વ અંગો હાડકાના આધારે ઠીક સ્થિતિમાં રહે છે. પરંતુ પેટને પોતાની માંસપેશીઓનો આધાર હોય છે. જો માંસપેશીઓ દૃઢ હોય તો પેટ નિરોગી રહે છે નહિ તો ફાંદ નીકળે છે. જો તમે ઝટઝટ ભોજન કરતાં હશો. એક જગાએ વગર કામે વધારે વખત બેસી કે પડી રહેતાં હશો અને ફરતાં હરતાં નહિ હો તો તમને ફાંદ નીકળશે અને પાચનશક્તિ નબળી પડી જશે. એટલે ભોજનમાં સાવધાની રાખો, રોજ થોડુંક ફરવાનું રાખો. તદુપરાંત આવી સ્ત્રીઓને માટે ઉત્તમ દવા મગદળ ફેરવવાનો વ્યાયામ છે. અને વધારામાં પ્રતિદિન સૌચાદિથી પરવારી થોડીક વાર પછી થોડુ ઠંડુ પાણી પી પગ લાંબા કરી સીધાં સુઈ જવું ધીરે ધીરે પેટ ને સંકોચવુ અને પછી ધીરધીરે ઢીલું કરવુ. આ પ્રમાણે થોડો વખત દરરોજ પ્રયોગ કરવો.

ફાંદવાળી સ્ત્રીઓએ જમતી વખતે પલાંઠીવાળીને બેસવું નહિ પરંતુ પગ થોડા થોડા પહોળા રાખી બેસવુ જેથી પેટ પર વજન રહેશે અને ફાંદ વધશે નહિ શરૂઆતમાં આમ બેસતાં તકલીફ પડશે પરંતુ ધીમે ધીમે ટેવ પાડવી પછી જેમ જેમ પેટ હલકું થતું જાય તેમ તેમ પલાંઠી વાળતાં જવુ

સૌંદર્યની પ્રતિયોગિતામાં ભાગ લેનારી એક વ્યાયામ પ્રેમી યુવતિનું કહેવુ છે કે શરીરને સુંદર અને સુડોલ બનાવવા માટે કસરત જેવો એકે ઉપાય નથી. બ્રહ્મચર્ય અને સંયમની સાથે કોઈપણ-વ્યાયમ દ્વારા શરીર સુંદર અને સુડોળ બનાવી શકાય છે.

ફાંદથી બનેલ બેડોળ શરીરને સુડોળ અને સુંદર બનાવવા વ્યાયામની-નીચેની રીતો ઘણીજ ફાયદા કારક છે.

રીત નં ૧. જમીન પર ચિત્તાં સવળાં, સુઈ જાઓ બે હાથ ઉંચા કરી માથા તરફ સીધા લઈ જાઓ. શ્વાસને ધીરેધીરે અંદર ખેંચતાં બન્ને હાથને બહુ મંદગતિએ ઉંચા ઉઠાવવાનો પ્રયત્ન કરો. સાથે સાથે માથું અને છાતીને પણ ઉંચા કરો પરંતુ હાથ પ્રત્યેક બાજુએ સીધા રહે. આ રીતે ધીરે ધીરે ઉઠીને બેસો અને બન્ને હાથ વડે પગના બન્ને અંગુઠા પકડો. આ વખતે શ્વાસને ખૂબ જોરથી અંદર ખેંચવો જોઈએ પછી હાથ અને પગને

અંગૂઠા પકડેલા હોય એ દશામાં ટટ્ટાર રાખો અને પેટ જેટલું અંદર જઈ શકે તેટલું જવાદો અને શ્વાસને અંદર ઘુંટી રાખો. યથાશક્તિ આ સ્થિતિમાં રહી ધીરે ધીરે શ્વાસ બહાર કાઢતાં પૂર્વવત્ સ્થિતિમાં સુઈ જાઓ. આ રીતે ઓછામાં ઓછા પાંચ-સાત વખત નિત્ય નિયમસર કરવું જોઈએ.

રીત ૨: જમીન પર સીધાં સુઈ જાઓ. શરીર ઢીલું કરી દો અને પછી બન્ને પગોને ધીરે ધીરે ઉંચા કરી માથા તરફ લઈ જાઓ. પગ ઝડપથી ઉંચા કરી લઈ જઈ શકાય પરંતુ ધીરે ધીરે ઉંચા કરવાથી લાભ વધારે થાય છે. જ્યારે જમીનથી એકાદ હાથ જેટલા પગ ઉંચા રહે ત્યારે તેમને સ્થિર કરો. જેટલો વખત આ સ્થિતિમાં રહેવાય તેટલો વખત રહો પછી ધીરે ધીરે પગ હતા તેમ નીચે લઈ જાઓ,

રીત ૩: સીધા ઉભા રહો. બન્ને હાથ માથાની પછવાડે આંગળીમાં આંગળી પરોવી રાખો અને પછી કમરને જમણી અને ડાબી તરફ મરોડો.

રીત ૪: એક ટેબલના છેડે બેસો. પગ સામેની બાજુએ જમીન પર મુકો. પાછળની બાજુએ વળો. માથું ટેબલના બીજા છેડેથી આગળ નમતું રહે તેમ પાછળ લઈ જાઓ. પછી ધીરે ધીરે ઉઠવાની કોશિશ કરો અને હતાં તેવી પહેલાની સ્થિતિમાં આવી જાઓ. આ કસરત દરરોજ ઓછામાં ઓછી પાંચ મિનિટ સુધી કરો.

આ રીતે કસરત કરવાથી તમે થોડાક સમયમાં સંપૂર્ણ સ્વસ્થ બની જશો. જો તમને સંતાન ન થતાં હોય યા ગર્ભ ન રહેતો હોય તો આવા પ્રકારની કસરત રસ લઈને અવશ્ય કરો. આનાથી સ્ત્રીઓને ગર્ભધારણની શક્તિ પણ વધે છે. જે ડોક્ટરો નથી કરી શક્તા તે વ્યાયામ કરી શકે છે.

છેવટે વધારામાં એટલું કહી લઉં કે પાણીમાં તરવાની કસરત કરવાથી પેટની ફાંદ બંધ પડી જાય છે. ફાંદવાળી વ્યક્તિ એ તાજાં ફળ અને કાચી ભાજીનો ખાવામાં ઉપયોગ કરવો અને કોઈ કોઈ વાર પેટને આરામ પણ આપવો. પેટને આરામ આપવો એટલે ભોજન ન કરવું અગરતો ફક્ત પેય પદાર્થનું સેવન કરી ચલાવવું અથવા અઠવાડિયે એક ઉપવાસ કરવો.

# મૂળરાજ સોલંકી તેજ

# કર્મયોગી રાજેશ્વર

જે નવલકથાથી શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે અપૂર્વ કીર્તિસ્થાન પ્રાપ્ત કર્યું તે ગુજરાતના ઇતિહાસની આ નવલકથા માટે શ્રી. વિજયરાય કલ્યાણરાય વૈદ્યે પોતાના માનસી પત્રમાં અભિપ્રાય લખેલો તે અત્રે ઉતાર્યો છે.

ઇતિહાસની પાતળી શી પોથી દ્વારા એ નાના હાકડાં ત્રીશેક વર્ષ પર માસ્તરે રજૂ કરેલા યાદ આવે છે. તૈલંગણના, રાજાના સેનાપતિ બારપે મૂળરાજ સોલંકીને કાણો હાથી ભેટ મોકલી તેનું અપમાન કરવાથી મૂળરાજ અને એના કુંવર ચામુંડે લાટ પર ચઢાઈ લઈ જઈ બારપને હરાવ્યો અને માર્યો હતો; આજના અવદીચ બ્રાહ્મણો એટલે મૂળરાજે ઉત્તરમાંથી બોલાવી ગુજરાતમાં વસાવેલા સેંકડો બ્રાહ્મણોના વંશજ...આજે પ્રાગૈતિહાસિક લાગતા એ હાડાજીવનના અવશેષોમાં આ રસવંતી નવલનું વાચન માંસરુધિર પૂરી એને સોનલવર્ણી ચર્મ મઢે છે—બારપની હાર અને વધ પછી તુર્ત શરૂ થતી 'કર્મયોગી રાજેશ્વર' ઉત્તરાપથની સહસ્રાધિક સંસ્કાર મૂર્તિઓ ગુજરાતમાં પદ-ધારવા સાથે આચિત્યપૂર્વક સંકલન પામતી જાય છે. એ બે છેડાની વચ્ચે તથા ઔદિચ્યાગમન પછીનાં દશ પ્રકરણમાં શું શું છે એનો સારાંશ પણ અહીં આપવો નથી; કેમકે નવલ તમે વાંચી હશે તો સારની જરૂર નથી; નહિ વાંચી હોય, તો તમારી પાસે એ વંચાવવી છે માટે, ને વાંચો ત્યારે એની લિજ્જત પૂરેપૂરી માણો માટે એ સાર નથી આપ્યો.

સાર-બારને માટે આટલું જ. વાર્તા પૂરી કર્યા પછીનો દિવસો ને દિવસો લગી એનાં પાત્રોએ મારો કેડો મૂક્યો નહોતો. આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ જ થયા કરતો હતો એ ચામુંડ-પલ્લવી અને લલ્લ-કેતકીનાં યુગલોનો. એ પરમાર્થપથી યુવરાજ અને સ્થિતપ્રજ્ઞ કંગનનો એ વિચક્ષણ જંબકદેવ અને અદ્ભુત વિલાસીયોગી વલ્લભજલ્લવદેવનો, એ લઘુ ચાલુક્ય વિષ્ણુપદમનો. એ તેજસ્વિની છતાં પતિપરાયણા ચૌલાદેવી અને રમતિયાળ વાવિણીનો. વાચકની ચિત્તભૂમિમાં આમ જીવતાં બની જતાં સંખ્યાબંધ પાત્રો પ્રસંગાનુકૂળ ઘટતા રસને-અભક્તિ હોય ત્યાં અનુમિત છે. શૃંગાર હોય ત્યાં પણ મર્યાદિત છે. અણછતી ચોટ કલાથી જમાવતી ઘટનાઓ, તટસ્થભાવી રહીને, એમાં ગયા વિના અપાયલો ખટપટો અને કાવતરાંનો વાસ્તવિક ચિતાર, મધ્યકાલીન ગુજરાતને ખડું કરી દેતાં નકશીદાર વર્ણનો, સ્થળો, સમારંભો, વગેરેનાં ચાતુર્યમય છતાં વાક્ચાપલરહિત, દ્યુતિમય છતાં અંજામણી રહિત સંભાષણો, યથાસ્થાન મર્મગ્રાહી ધર્મતત્વચર્ચા, ખોટી ચમકધમક વિનાની અને તેથી સમતોલપણે વહેતી રસાળ લેખનશૈલી: આવાં મુખ્ય મુખ્ય લક્ષણોવાળી આ ઐતિહાસિક (એનાં વીસ બાવીસ મુખ્ય પાત્રોમાંના સોળ પાત્ર તો શુદ્ધ ઐતિહાસિક અને ઇતિહાસને વફાદાર રહીને સર્જાયેલાં છે.) નવલકથા દરેક સામાન્ય તેમજ અસામાન્ય નવલવાચકનું પ્રતિભાજન થવાને યોગ્ય છે.

* આ નવલકથા નવી, સુધારેલી, ગુજરાતના તે વેળાના નકશાવાળી આવૃત્તિ હમણાં જ પ્રકટ થઈ છે ને તેની કિંમત રૂ. ૪।। છે. સુરતના 'ગાંડિવ સાહિત્ય મંદિર' માંથી અગર કોઈ પણ ચોપડીવાળાને ત્યાંથી એ મળશે.



[ લેખિકાઃ—શ્રીમતી જયાવતી પ્રાણલાલ પૃષ્ઠ ૨૨૨. મૂલ્ય રૂ. ૪–૦:]

શ્રેયસીઃ—

શ્રેયસી એ માનવસમાજના કલ્યાણની, ઉદ્ધારની ભાવનાને સમતોલપણે આલેખતી સુંદર સળંગ વાર્તા છે. એક બહુશ્રુત લેખિકાની કલમ સંપૂર્ણ સમભાવથી આપણા ગૃહજીવનનાં સાચાં ચિત્રો ઉપસાવી, આપણને વિચાર કરતાં કરી મૂકે છે. સ્ત્રીઓની આર્થિક અને બૌદ્ધિક ઉન્નતિ, સામાજિક વિકાસ વગેરે પુરુષોથી કોઈ કોઈવાર રૂંધાય છે, તે સત્ય આ પુસ્તકમાં કલાત્મક રીતે રજૂ કરવામાં આવ્યું છે. અલબત્ત, એમ કરવા જતાં સૌ. જયાવતી બહેને પુરુષોની વ્યાજબી ટીકા કરી છે પણ તે પૂરા સમભાવથી ભરેલી છે. એમાં કડવાશ કે દ્વેષનો અંશ જરાયે રહેલો નથી. એ સ્પષ્ટ જોઈ શકાય છે.

સ્ત્રીઓને સહન કરવા પડતા સામાજિક અન્યાયો અને પુરુષોની મોટા ભાગના ઘરોમાં વ્યાપી રહેલી જોહુકમી સૌ. જયાવતી બહેને તો બહુ મૃદુ સ્વરૂપે આલેખી છે. પણ તેમની એ મૃદુ રજુઆત જ તેમના દર્શનને વધુ સચોટ, વધુ હૃદયસ્પર્શી અને વધુ ઉત્કટ બનાવ્યું છે. પુરુષો સામે આક્ષેપ કરતી, કહેવાતી બંડખોર સ્ત્રીને આ વાર્તાનો આદર્શ ન બનાવતાં વીણા જેવી તેજસ્વી છતાં ગંભીર, વિચારશીલ નારીને વાર્તાના મધ્યબિંદુએ સ્થાપીને લેખિકાએ પોતાની કલમને રસમય બનાવી છે.

વીણા સ્ટોરની યોજના દ્વારા લેખિકા બહેને સ્ત્રીઓની ઉન્નતિ અને વિકાસની એક સુંદર કલ્પના રજૂ કરેલી છે. સરસ્વતીચંદ્રના સુપ્રસિદ્ધ લેખક સ્વ. ગોવર્ધનરામભાઈની કલ્યાણગ્રામની યોજનાનું આ વાંચીને સહજે સ્મરણ થાય છે. અલબત્ત, સરસ્વતીચંદ્રકારની યોજના વધુ વ્યાપક અને ગગનગામી છે, પણ બન્નેની ભાવના લગભગ સરખી જણાય છે. સૌ. જયાવતીબહેન તો સ્ત્રીસમાજના પ્રશ્નોનો તોડ પદ્યમય આદર્શોની વાતથી નહિ પણ વહેવારું પ્રયોગોની રચનાત્મક ભૂમિકા પર ઊભો કરવા માગે છે.

મુક્તાનંદદાસ શેઠના પશ્ચાત્તાપનો પ્રસંગ કોઈ પણ સમજુ પુરુષને જાગૃત બનાવે તેમ છે. પણ તે પ્રસંગના અંતે વીણાને જે વિજય મળે છે તે ભલે તે સ્ત્રીને ઈર્ષ્યા પેદા કરાવે તેવો છે. તેવા વિજય માટે સુશીલ સ્ત્રીઓએ વીણાની ધૃતિ પ્રાપ્ત કરવી જોઈએ, એવો ધ્વનિ પણ સાથોસાથ જ પ્રગટ થાય છે.

જૂદી જૂદી પ્રકૃતિની સ્ત્રીઓનાં પાત્રો દ્વારા જયાબહેને સ્ત્રીઓની કાર્યશક્તિનો સરસ ખ્યાલ આપેલો છે. વિદ્યાબહેન, મેના, વીણા વગેરે પાત્રોની કાર્યશક્તિ અને નૈતિક બળ ખરેખર પ્રશંસનીય છે. એવી નારીઓ ખરેખર, આપણા સમાજનું સાચું શ્રેય સાધનારી નીવડશે. પણ એ સૌમાં શ્રેયસી વીણાનું તપ વધી જાય છે. એના દૃઢ સંકલ્પ અને મનોબળથી મુક્તાનંદદાસ પણ બદલાઈ જાય છે અને સ્ત્રીઉન્નતિના કાર્ય [...] છે.

લેખિકા બહેનનું મુખ્ય ધ્યેય સ્ત્રીઓને થતા અન્યાયો અને તેમનાં દુઃખની વાત રજૂ કરવાનું જ જણાય છે. પણ તેમ કરવા માટે તેમને કોઈ જાતનાં આંધળિયાં નથી કરવાં પડતાં–પુરૂષ સામે બળવો પોકારીને તેમને વિકૃત સ્વરૂપે ચિતરવાની પણ તેમને જરૂર જણાતી નથી. એ તો સ્ત્રી અને પુરૂષ બેઉને જેવાં છે તેવાં ચિતરી બતાવી કોઈ અકલ્પ્ય રીતે પોતાની રજુઆત સિદ્ધ કરે છે.

આથી જ તો તેમણે પોતાની વાતમાં પુરૂષોને પણ સ્ત્રીઓની વિરૂદ્ધ બોલવા દીધા છે. તેમણે કે તેમનાં સ્ત્રી પાત્રોએ પુરૂષોના કથનમાં પણ સત્યાંશ રહેલો હોવાનું સ્વીકાર્યું છે. એટલે આ સમભાવશીલ લેખિકાની 'સમય વાર્તા સ્ત્રીઓ' અને પુરૂષો બધાને સરખી આદરણીય થઈ પડશે, એમાં શંકા નથી.

વાર્તામાં આદિથી અંત સુધી એક સરખો રસ જળવાઈ રહેલો છે. છેવટના ભાગમાં ઘણી આડકથાઓ એકી સાથે ખડકાઈ છે તે વાર્તાના કથાનકને સહજ મંદ કરતી જણાય છે, છતાં તે કથાઓ વગર સ્ત્રી અને પુરૂષના ગુણદોષની ચર્ચા કદાચ અધુરી રહી જાત એમ પણ કહેવું જોઈએ.

મિથ્યા પ્રેમાલાપોથી રહિત, આડંબરમુક્ત, સરળ શૈલીનું આવું સુંદર સુરૂચિપૂર્ણ પુસ્તક આપવા માટે સૌ જયાવતીબહેનને ખરેખર અભિનંદન ઘટે છે. તેઓ આવાં વધુ પુસ્તકો લખી પોતાની લેખિનીને હજુ વધુ કીર્તિદા બનાવે એવી શુભેચ્છા છે.

જેઠાલાલ ત્રિવેદી બી એ. (સાહિત્યમાર્તંડ).

પહેલું પારણું:—

[ લેખક : એક અનુભવી ડૉકટર અને મધુકર શહેરીઆ એમ. એ.
પ્રકાશક : એન. એમ. ઠક્કરની કુંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ. કિંમત રૂ-૧૨ ]

લગ્ન જીવનમાં પગલાં માંડયા પછી 'પહેલું પારણું' એ સ્ત્રીજીવનનો એક ધન્ય પ્રસંગ છે. એ પ્રસંગની પૂર્વે સીમંતનો સંસ્કાર આર્યભાવના અનુસાર યોજાયેલો છે તે ઉચિત જ છે. સૌભાગ્યવતી સ્ત્રીને 'ધન' (ધન્યા=ભાગ્યશાળી નારી) કહેવામાં આવે છે તે ઉપરથી પણ આ મંગલ પ્રસંગની મહત્તા કલ્પી શકાય તેમ છે. પણ આવા મહત્ત્વપૂર્ણ પ્રસંગના કેન્દ્રરૂપ નારીને આજે પોતાના જીવનને ધન્ય બનાવનાર માતૃપદની જવાબદારીનું સંપૂર્ણ ભાન કે જ્ઞાન મળતું નથી એને માતૃપદ પ્રાપ્ત કરતા પહેલાં અને પછીની જવાબદારીઓની સુવ્યવસ્થિત માહિતી મળવી જ જોઈએ.

આવી માહિતી નારી વર્ગને આપવાના શુભ આશયથી "પહેલું પારણું" એ પુસ્તક લખાયું છે અને પ્રગટ થયું છે. સગર્ભાવસ્થાથી લઈને બાલકના લાલનપાલન સુધીની મહત્ત્વની સૂચનાઓ સરળ ભાષામાં અને સુવાચ્ય રીતે આ પુસ્તકમાં ગુંથવામાં આવી છે, તે દરેક માતાએ અને કન્યાએ પણ અવલોકવા જેવી છે. આવાં પુસ્તકો દરેક ઘરમાં રહે અને તે સ્ત્રીવર્ગના વાંચનનો વિષય બને એ ઈચ્છવા યોગ્ય છે.

પુસ્તકને બે વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું છે. ભાગ ૧ લામાં બાળકનું મહત્ત્વ, તેનું લાલનપાલન, વિકાસ, માવજત વગેરે બાબતો ચર્ચેલી છે. બીજા ભાગમાં સગર્ભાની માવજત અને પ્રસવને લગતી હકીકત તથા બાળકનાં ઔષધોનો વિષય આવે છે. બીજા ભાગની હકીકતો બે સ્ત્રીઓના સંવાદરૂપે ગોઠવી તેને વધુ રસમય બનાવવા પ્રયાસ

કરેલો છે. સમજુ અને માલુકનો એ સંવાદ સુવાચ્ય બનેલો છે, એમ જરૂર કહી શકાય.

મોટા ટાઇપમાં સુઘડ રીતે છાપેલું અને અનેક ચિત્રો તથા સુશોભનોવાળું આ દળદાર પુસ્તક ખરેખર દરેક ગૃહસ્થે ઘરમાં વસાવવા જેવું છે.

પુસ્તકના પહેલા ભાગમાં કેટલોક વધારે પડતો વિસ્તાર થયેલો જણાય છે. તેને બદલે સંક્ષેપ કરીને પુસ્તકને થોડું વધુ સરલ બનાવી શક્યા હોત. છતાં જે સ્વરૂપે આ સુંદર ગ્રંથ પ્રગટ થયો છે તે જોતાં તેની કિંમત જરાય વધુ પડતી લાગે તેમ નથી. હાથમાં લેતાં જ વાંચવાનું ગમી જાય એવું આ પુસ્તક અવલોકવા દરેક બહેનને ભલામણ કરીએ છીએ.

જેઠાલાલ ત્રિવેદી

卐

---

## પ્રકાશકોને

તમારા પુસ્તકો અભીપ્રાય માટે અવશ્ય મોકલતા રહો. તેની સમાલોચના અનુક્રમે આપતા રહીશું.

સ્ત્રીબોધ ઓફિસ : અમદાવાદ

---

હૈદ્રાબાદ ખાતેના એજન્ટ જનરલ શ્રી કે એમ. મુન્શી તેમનાં પત્નિ લીલાવતી બેન સાથે ૫ મી જાન્યુઆરિએ ખાસ વિમાનમાં હૈદ્રાબાદ ઉપડી ગયા હતા.

અમદાવાદ શ્રી કેશવલાલ ચાંપશીભાઈ નામના એક વણીકે તેમની પત્ની કાન્તા પાસેથી છુટાછેડા લેવા માટે અદાલતમાં અરજી કરી હતી. આ પછી અદાલતે છુટાછેડાના કાયદા-પ્રમાણે કેશવલાલને છુટાછેડા લેવાની મંજુરી આપી હતી.

આજ પ્રમાણે બાઇ સરસ્વતીએ તેના પતિ વૃંદાવન દુર્લભજી પાસે છુટાછેડાની માગણી કરી હતી જે કોર્ટે માન્ય કરી છે.

×

અમદાવાદ, કાળુપુર પાંચપટ્ટીમા મોચીના ખાંચામાં રહેતી બાઇ નર્મદા તેના ધણીને સાંજના ૬—૭ વાગે ઓરડામાં ખાવાનું આપવા ગઇ ત્યારે તેના ધણી જયંતિલાલે ખુલ્લા ચાકુ સાથે તેના પર હુમલો કરી ચાકુના ઘા કર્યા હતા. અને પછી નાસી ગયો હતો બાઇને દવાખાનામાં મોકલાવી હતી ત્યાં તેનું ડાઇંગ ડેકલેરેશન લેવામાં આવ્યું હતું. પોલીસ તપાસ ચાલુ છે.

×

ઇંગ્લેન્ડથી એક મહિલા ક્રિકેટટીમ ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડ ગઇ હતી. તેનાં સોળ સભ્યો હતાં. ટીમનાં કેપ્ટન તરીકે મીસ ઇ. એલ. પેરીશ હતાં. તે મહિલા ક્રિકેટ ટીમનાં સને ૧૯૩૮ થી ઓ. સેક્રેટરી છે આ ક્રિકેટ ટીમની બહેનોની ઉમ્મર ૨૫—૨૬ વર્ષથી વધારે નથી. અને બધી કુંવારી છે ટીમના પોશાકમાં ઘુંટણ સુધીમા મોજાં, સૈનિક જેવો પેટીકોટ, ખુલ્લા ગળાનું ખમીશ તથા હેટ હતો ઇંગ્લેન્ડમાં મહિલા ક્રિકેટ ટીમની પ્રવૃતિ સારી ચાલે છે અને સદર મહિલા ટીમ સરસ રમી જાણે છે.

'તરુમતી રાવળ'

અમદાવાદના આંબીયા મીલવાળા સ્વ. શેઠ હરીવલ્લભદાસનાં પત્ની મહાલક્ષ્મીબેન દેવલોક પામ્યાં છે.

×

એલીસબ્રીજ મહિલા સમાજ આ વર્ષની ક્લાસ ગરબા હરિફાઇમાં વિજેતા નીવડવાથી સમાજના મકાનમાં એક મેળાવડો યોજવામાં આવ્યો હતો. નર્મદા બહેન જીવણલાલ પરેખ તરફથી ગરબામા ભાગ લેનારી બહેનોને લહાણી આપવામાં આવી હતી.

સમાચાર છે કે જમ્મુ અને કાશ્મીરની રાષ્ટ્રિય મહિલા સંમેલનના અધ્યક્ષતા શ્રીમતી શાન્તા કુમારીએ પોતાના વ્યકતત્વ મારફતે રાજ્યની સ્ત્રીઓ અને દીકરીઓ ઉપર પાકીસ્તાનના હુમલાખોરો મ રફતે જે અમાનુષિક બીભત્સ એવા ભયંકર અત્યાચારો ધીક્કાર પાત્ર છે.

શ્રીમતી શાન્તા કુમારીએ જણાવ્યું કે તે વખતે અમારી આંખોમા લોહિ અને આંસુ હતાં. જ્યારે જે વખતે કાશ્મીર અને જમ્મુની સ્ત્રી, દીકરીઓ ઉપર અતાચારો દેખ્યા અને સાંભળ્યાં ઉપરાંત જણાયું કે ભીમ્બાર તાલુકાની સેંકડો જુવાન યુવતિઓએ પોતાના સતીત્વ અને માનની રક્ષાને માટે હુમલામા વખતે ઝેર ખાઇને પોતાની કુરબાની કરી દીધી. કેટલીક સ્ત્રીઓએ તો તે વખતે સગ સબંધી ઓળખીતાના હાથે મરવાનું પ્રસંન કર્યું. કેટલીક ઠેકાણે તો માબાપોએ હુમલાખોરોના હાથમાં જાય તે પહેલા પોતાની ખુબ સુરત છોકરીઓને મારી નાખી.

શ્રીમતી શાન્તાએ એ પણ લખ્યું છે કે દીકરીઓ અને જુવાન સ્ત્રીઓને હુમલાખોરો પકડી ગયાં છે. પેશાવર અને બન્નુના બજારોમાં લઈ જઈ અને રસ્તા ઉપર બીલકુલ નાગી કરી અને ઉભી રાખી. એવી રીતે પઠાણોને કાશ્મીર પર હુમલો કરવા માટે ઉત્સાહીત કર્યાં. આ અપહૃત દીકરીઓની સાથે જેજે પ્રકારના અત્યાચારો કર્યાં છે. તેનું વર્ણન કરી શકાતું નથી. છેવટમાં શેખ અબદુલ્લા અને ભારતીય સરકારની મદદ ન હોતી તો કાશ્મીર જમ્મુનું અસ્તીત્વ પણ ન હોત. (મળેલા સમાચાર) લખનૌ જાન્યુઆરી ૨ જી અમારા મહાન નેતા મહાત્માગાંધીજીએ અહિંસાની શિક્ષા દીધી છે એ પણ ચોક્કસ છે કે અમે અહિંસક રહીશું પણ એનો અર્થ એવો નથી કે દેશના હિતમાં પણ અમે હથિયારોનો ત્યાગ હોય. જરૂરત ઉપર દેશના દરેક સ્ત્રી અને પુરૂષ પોતાનું લોહી વહેવડાવશે."

ઉપરના શબ્દો ( અમારા ) યુકત પ્રાંતના ગર્વનર શ્રીમતિ સરોજીની નાયડુએ ભૂત પૂર્વ સૈનિકોની સમક્ષ, સ્વતંત્ર ભારતના નાગરીકોની રાષ્ટ્રિય કર્તવ્ય ઉપર ઝાંખી દીધી.

લખનૌ તા. ૧૪ એક ૭ વર્ષની છોકરીએ એક હવાઈ ડ્રાઈવરને, જે બીમારીથી અંધા થઈ ગયા હતા, પોતાની એક આંખનું દાન તે છોકરીએ આપ્યું છે. ડોકટરનું કહેવું એવું છે કે હવે તે ડ્રાઈવરની આંખનું તેજ આવી જશે, જે. ઇ. એફ. રાઈટ, જે હવાઇ, સેનાના અમલદાર હતા અને કેટલોક સાલથી ઇસ્પીતાલમાં હતા. પ્રસિદ્ધ આંખના ડોકટર બી. કમલ્યુ. રાઈ ફાફ્ટે આંખનું ઓપરેશન કરીને તે છોકરીની આંખ લગાડી છે. ઓપરેશનની સફળતા અને તેજ બાબત જ્યારે પટ્ટી ખોલશે તે વખતે જણાશે.

કાનપુર તા. ૬૬ ડૉ. સેન બાલિકા વિદ્યાલયની આશરે ૧૧૦૦ વિદ્યાર્થીનીઓ પોતાની શિક્ષિકાઓ સહીત મહાત્માજીના જીવન માટે પાર્થના કરી અને એમના આદર્શો ઉપર ચાલવાની પ્રતિજ્ઞા કરી છોકરીઓએ મહાત્મા ગાંધીને ઉપવાસ છોડવા વિનંતી તારથી કરી હતી.

ગોરખપુર તા. ૨૪ સિસવા બજારના પ્રમુખ મારવાડી કોંગ્રેસ કાર્યકર્તા શ્રી રામપ્રસાદ ભલોટીયાના સારા પ્રયત્નથી સિસવા બજારમાં અગરવાલ મારવાડી સમાજમાં એક વિધવા વિવાહ તા. ૨૨ જાન્યુઆરી એ થયું. એવી રીતે તેમના પ્રયત્નથી બીજા પણ વિધવા વિવાહ ભવિષ્યમાં થવા સંભવ છે.

પટણા તા. ૨૪ મહાત્માગાંધી પંડિત નહેરૂ અને ડૉ. શ્યામા પ્રસાદ મુકરજી તથા અહિંના બીજા આર્યસમાજના નેતાઓ મારફતે જે અપીલ કરી કે અપહૃત છોકરીઓને અપનાવે, અહિંઆ લગભગ એક ડઝન અવિવાહીત યુવકો આવી છોકરીઓ સાથે લગ્ન કરવા તૈયાર છે.

તા ૨૬ કાનપુર તા. ૨૪ મીએ નેતાજીના જન્મ દિવસે પોલીસોએ જનતાઓ ઉપર લાઠી અને ગોળીબાર કર્યો. તેમાં કેટલીક છોકરીઓને તેમજ સ્ત્રીઓને પણ ઇજા થયાનું જાણવામાં આવ્યું છે.

તરૂમતી રાવળ

## સવાલ — જવાબ

★

૧ સ:—પવનથી વધારે વેગવાન કોણ ?

જ:—મન

૨ સ:—કઈ સ્ત્રી સ્થિર નથી

જ:—લક્ષ્મી (ધન)

૩ સ:—સૌથી પહેલું સુખ કયું ?

જ:—શરીરની સુખાકારી

૪ સ:—કરજના ખાડામાંથી કોણ બચાવે

જ:—કરકસર

૫ સ:—ઉત્તમ હથિયાર કયું ?

જ:—અક્કલ, બુદ્ધિ.

૬ સ:—વેઠ કોણ કરાવે !

જ:—પેટ

૭ સ:—વશ કરવાના રસ્તા કયા !

જ:—શામ, દામ, દંડ અને ભેદ.

૮ સ:—મોટું પુણ્ય કયું !

જ:—પરોપકાર.

૯ સ:—આખરે જીત કોની થાય !

જ:—સાચાની.

૧૦ સ:—સૌ પ્રાણી શાથી વશ થાય !

જ:—પ્રેમની લાકડીથી.

૧૧ સ:—માણસનો મોટો દુશ્મન કોણ !

જ:—આળસ.



"શ્રીબોધ"




મંત્રી : ચંદ્રકાન્ત છો. મહેતા
પીરમશાહ રોડ, અમદાવાદ.
વર્ષ ૨૭ ★ ફેબ્રુઆરી
અંક ૨ ૧૯૪૮


## સ ર દા ર

★

સૌનો બનીશ હું સરદાર
સૌનો બનીશ હું સરદાર
હિંમત મારું, હથિયાર મોટું
શ્રદ્ધા કેરી ઢાલ;
સાચા પંથે આગે આગે
આગે હું વધનાર. સૌનો.
નિડર, નિર્મળ, ધીરજ જેવા,
સાથી મારી પાસ.
પ્રેમ તણા રે જાદુઈ શસ્ત્રે
જગને હું જીતનાર. સૌનો.
સ્વાર્થતણો હું દુશ્મન મોટો,
પરમાર્થે તૈયાર.
લોકહિતે હું લડતાં લડતાં
પાડીશ મારા પ્રાણ.
સહુનો બનીશ હું સરદાર
"તારક."

★

# તંદુરસ્તી



જીવનમાં ઘણા જરૂરી કામ છે. એમાં સૌથી પહેલું જરૂરી કામ, પોતાની તંદુરસ્તીનું છે. વખતસર રમવું, ખાવું અને સુવું એ તંદુરસ્તીની ચાવી છે. નિયમિત આચાર–વિચાર અને આહાર–વિહાર એનો આધાર છે

તમારી બુદ્ધિ સારી હોય, તમારે ભણવાનાં સઘળાં સાધન હોય, પણ તમે નિરોગી ન હો તો બધું નકામું છે થોડા બોલવામાં કે લખવામાં તમોને ચક્કર આવતાં હોય તો ભણાય શી રીતે? તમારા ઘેર કુબેરના ધનભંડાર હોય, પણ તમે નિરોગી ન હો તમે ગરીબ મજુર કે જે દિવસભર મહેનત કરી, ચાર છ આના કમાઈ, સાંજે રોટી ખાઇ નિરાંતે ઘસઘસાટ સુઈ જાય છે તેનાથી પણ ગયા. તમારા નસીબમાં માલપુઆ, મોહનથાર અને બદામનો હલવો હોય પણ તમે નિરોગી ન હો તો ખાવાનું ના પચે, ઘડી ઘડીમાં પેટ ભારે થઇ જાય અને બેચેન રહો. પછી બધું ધન શા કામનું? ધનનો ઉપભોગ કરવા નિરોગી રહેવું જરૂરી છે.

એટલે વહાલાં બાળકો તંદુરસ્તી ન બગડે એની ખાસ દરકાર રાખજો. ભણવું, દિલથી ભણવું પણ તંદુરસ્તી બગાડીને ભણવું મહા પાપ છે. તમે ધારો કે માતા પિતા પૈસા ખરચી ભણાવે છે તો જીવની પણ પરવાહ ન કરી ભણવામાં મશગુલ રહેવું પણ તમારી એ ધારણા ખોટી છે. જે દિવસે તમે ભણી રહી ઘેર બેસશો ત્યારે તમારી તંદુરસ્તી સારી નહિ હોય તો તમને નોકરી નહિ મળે, તમે શારીરિક મહેનત કરવાને લાયક નહિ બનો ત્યારે શું? ત્યારે માતા પિતાની આશાઓ પર પાણી ફરી વળશે તમારી આશાના મિનારા તૂટી પડશે

તમારી નજરમાં અસભ્ય જણાતા એક અભણ ગામડિયો મહેનત મજુરી કરી ચાર છ આના કમાઇ તેના પરિવારનું ગુજરાન ચલાવી શકે છે પણ તમે બી. એ. પાસ હોવા છતાં જો રોગી હશો તો નકામા યુવક બની જશો! જેને ભણાવવા માતા–પિતા ખુવાર થઇ જાય એ ઘરને તમે દવાખાનું બનાવી દેશો સ્કુલ–કોલેજનાં યુવાનો પાન–બીડી, સિગારેટ અને સીનેમામાં પૈસા ખર્ચી બિમારીને ખરીદે છે ખોટો ખરચ કરે છે, નકામી ટેવો પાડે છે

અને મહેનત કરવામાં નાનમ અનુભવે છે અને આખરે માત–પિતાને આફતમાં મુકી દે છે એટલા માટે તમારી વિદ્યા ત્યારેજ સફળ બનશે કે જ્યારે તમે તમારી તંદુરસ્તીને સૌથી પહેલાં જરૂરી સમજશો

ચંદ્રકાન્ત મહેતા.

# કાજીના પાજી ને પાજીના કાજી

એક રાજા હતો. એની રાજધાની પાસે એક જંગલ હતું. એમાં એક રાક્ષસ રહેતો હતો. તે જંગલનાં બધાં જાનવર ખાઈ ગયો જંગલમાં ખાવાનું ખુટયું એટલે આસપાસનાં ગામોમાં જઇ લોકોને ખાવા માંડયો. એમ કરતાં કરતાં રાજધાનીનાં લોકોને કનડવા લાગ્યો તે શહેરમાંના હાથી, ઘોડા, બળદ, ગાય વગેરે જાનવરો ખાઇ ગયો પછી લોકોને ખાવા લાગ્યો. હવે રાજા બહુ ગભરાયો. તેણે રાક્ષસને તેની પાસે બોલાવ્યો અને કહ્યું. તું લોકોને શા માટે ખાય છે? ભગવાનનો તને ડર નથી?

રાક્ષસે વિચાર કરી કહ્યું. તું મારા ત્રણ સવાલનો જવાબ આપે તો હું કોઇને ખાઈશ નહિ. રાજાએ કહ્યું: તારા સવાલ શું છે? રાક્ષસે કહ્યું. ભગવાનનું રૂપ કેવું છે? તે કોને જુએ છે? તે શું કામ કરે છે?

રાજાએ કહ્યું. હું તારા સવાલોનો જવાબ એક મહિનામાં આપીશ. ત્યાં સુધી તું કોઇને કનડીશ નહિ. રાક્ષસ 'વારુ' કહી ચાલ્યો ગયો. રાજાએ તેના કાજીને સવાલના જવાબ પુછયા. તેને જવાબ ન આવડયા. રાજા રોજ સભા ભરે નવા નવા વિદ્વાન તેડાવે અને સવાલો પુછે પણ કોઈ સાચો જવાબ આપી શકે નહિ.

મહિનો થવા આવ્યો રાજાની ગભરામણ વધી. એવામાં એ શહેરમાં એક રખડતો છોકરો આવી ચડયો. એનું નામ પાજી હતું. તેણે લોકોને દિલગીર દેખી પૂછયું. 'ભાઇ, આમ નિરાશ કેમ થઈ ગયા છો? એવી તે કઈ ચિન્તા છે?

લોકોએ બધી વાત તેને કહી. પછી પાજી બોલ્યો. હું સવાલોના જવાબ આપીશ.' આ વાત રાજાના કાને ગઈ. તેણે પાજીને તેડાવી અને પૂછયું. તું જવાબ આપી શકીશ? પાજીએ કહ્યું. હા. પહેલાં મોટી આગ લગાડાવો. મોટી આગ લગાડાઈ. એમાંથી મોટી મોટી જ્વાળાઓ નીકળવા લાગી. તે દેખી પાજીએ કહ્યું. ભગવાન આવા તેજરૂપ છે, જે ભગવાનને દેખે છે તેને ભગવાન દેખે છે.'

બે સવાલના જવાબ સાંભળી રાજા પાજી પર ખુશ થયો. તેણે પાજીને કાજીની જગાએ નીમ્યો અને જુના કાજીને રજા આપી. પછી રાજાએ તેને ત્રીજા સવાલનો જવાબ પૂછયો ત્યારે તેણે તરતજ કહ્યું, કે ભગવાન કાજીને પાજી બનાવે છે અને પાજીને કાજી બનાવે છે.

મહિનો પુરો થતાં રાક્ષસ આવ્યો. તેણે રાજા પાસે તેના સવાલના જવાબ માગ્યા. રાજાએ પાજીના જણાવેલ જવાબ દીધા. રાક્ષસને સંતોષ થયો. તેણે પૂછયું. મારા સવાલના જવાબ કોણે દીધા?

રાજાએ પાજીનું નામ દીધું. રાક્ષસ પાજી પર ખુબ ખુશ થયો અને કહ્યું. માગ, માગે તે આપું.

પાજીએ કહ્યું. મારે તો કંઇ ન જોઇએ. પણ તું મારા રાજ્યની હદમાંથી જતો રહે.

રાક્ષસ 'વારુ' કહી ચાલી ગયો.

## મોતીની માળા

૧.

હળીમળીને ચાલવું, સંપી કરવા કામ;
સંપે નાની કીડીઓ, હરતી પન્નગ પ્રાણ.

૨.

ક્રોધ મહા અવગુણ છે, ક્રોધે હરકત, હાણ,
ક્રોધ કરે લોહી બળે, ઘટે બળ બુદ્ધિને પ્રાણ.

૩.

લોભ કરે લોભ વધે, લોભને થોભ ન હોય,
અંતે આફત આવતી, ગાંઠ તણું ગર્થ ખોય.

૪.

મૂરખ કહિના રૂપમાં, ચોપાસ ઉડાડે ધૂળ;
સાચ સદા સૂરજ સમું, ફતેહતણું એ મૂળ.

૫.

પ્રેમ પ્રભુનો અંશ છે, પ્રેમે પ્રભુ પરખાય,
પ્રેમની લાકડી ઝાલતાં, સૌ પ્રાણી વશ થાય.

—રાજિયો.

## બે ભાઇ

નિરૂ, ગિરિશ બે ભાઈ ભાઈ,
રમતાં રમતાં કરી લડાઈ;
લડતાં થયો શોર બકોર,
ખીજવે બેઉ બની નઠોર. ૧
ઘરમાંથી માતા આવી ધાઇ.
પૂછે છે કેમ કરી લડાઇ!
ગિરિશ જૈ મા પાસે લપાઇ,
બોલે: કે' ગધેડો નિરૂ ભાઇ. ૨
સાંભળી માતા કહે છે પછી,
કરતુ એને લાતમ લાત;
એટલે નિરૂ કહે છે હસી,
સાંભળ માતા તું મારી વાત. ૩
ગિરિશ કહે મને કુંભાર,
મા કે' તું એને ડફણાં માર;
સુણી ખડખડ એ તો હસ્યા,
ને બન્ને હરખે કૂદી પડ્યા. ૪

—ભોજિયો.

## આંકડા બોધ

એક, બે:
આગળ વધજે
ત્રણ, ચાર.
હિંમત ધાર
પાંચ, છઃ
ભીડો કચ્છ
સાત આઠ;
અવગુણ કાઢ.
નવ, દસ;
મળશે યશ

—ટીલડી

## જુદા જુદા અવાજ

ડમ ડમ ડમ ડમ ડમરૂ બાજે.
કડ–ધડ, કડ–ધડ મેઘજ ગાજે;
ઢમ ઢમ ઢમ ઢમ ઢોલક વાગે,
નાના.ધીનધીન, નાના, તબલાં વાગે
ભો ભો ભપ્‌ પું ... ભોં . મોટર બોલે,
પીહુંહુ ...: પીપ ...: ગાડી બોલે
છનનન્ છન ઝાંઝર ઝમકે,
ખનનન્ ખન ખંજરી ખણકે,
માણસ મુખડે હસે, રડે ને બોલે,
પણ આગળી દબાવો: ટચાક બોલે

—ટચાક

# મારો દેશ

હિંદ મારો દેશ છે. ફળફુલથી ઓપતો, પશુપંખીઓથી ગુંજતો, નદીનાળાં અને પહાડોથી શોભતો હિંદ મારો દેશ છે. એ રૂડો અને રળિયામણો છે. એનાં રસ–કસ વડે મારો દેહ ઘડાયો છે. હિંદ મારી માતા છે. હું એનું સંતાન છું.

અમે સૌ હિંદનાં સંતાન–હિંદીઓ છીએ. એક માનાં સંતાન જેમ ભાઈ-બહેન છે તેમ અમે હિંદીઓ એકબીજાનાં ભાઈબહેન છીએ. ભાઈબહેન જેમ સંપ અને સ્નેહથી રહે છે, એકબીજાને સુખદુખના સમયે સહાયરૂપ બને છે, તેમ અમે સૌ હિંદીઓ સંપ અને સ્નેહથી રહીશું. ભીડ સમયે એકબીજાને મદદ કરીશું.

હિંદમાં જન્મે તે હિંદી. પછી ભલે તે હિંદુ હોય, મુસલમાન હોય, પારસી હોય કે ઇસાઇ હોય. સૌ સૌના ધર્મ પાળે, સલાહસંપથી રહે અને મોટાં થઈ હિંદમાતાની સેવા કરે માતૃદ્રોહ કરનાર મહાપાપી છે. તેને ભગવાન કે ખુદા કદાપિ માફી આપતો નથી.

હિંદની આબાદી એ મારી આબાદી છે, હિંદનો વિજય એ મારો વિજય છે, હિંદનું ગૌરવ એ મારૂં ગૌરવ છે. હિંદને ડાઘ લાગે ,એવું કામ હું કદાપિ કરીશ નહિ.

હિંદમાતાની સેવા એ મારી પહેલી ફરજ છે. હું એના સુખે સુખી અને દુઃખે દુઃખી થઈશ. હું એનાં દુઃખ મટાડવા હંમેશાં કેડ બાંધીશ. હિંદમાતા જગતમાં અજોડ બને અને સૌ દેશોની સરદાર બને એવા ઉજળાં કામ હું કરીશ.

હું સ્વદેશપ્રેમ રગેરગમાં ભરીશ. અને દેશસેવા કરતાં નાત–જાતનાં ભેદ નડશે નહિ. હિંદનો દ્રોહ કરનારને મારો દુશ્મન ગણીશ. હિંદ મારૂં સર્વસ્વ છે.

હું હિંદમાતાનું લુણ ખાઇ એક પળ પણ લુણહરામી નહિ બનું હું હિંદના રક્ષણ માટે, હિંદનાં હિત માટે, હિંદને અણનમ રાખવા મારો પ્રાણ આપતાં અચકાઈ નહિ.

મારા મન, વચન અને કર્મમાં સદાયે "જયહિંદ" રહેશે. હિંદ આબાદ રહો. હિંદ આબાદ બનો.

કેશવલાલ પટેલ



ગયા અંકનાં ઉખાણાંનાં જવાબ:–(૧) કલમ, (૨) મોર. જવાબ આપનારાઓમાં સૌથી નાની ઉમ્મરનાં બેન–રંજન પરાગજી દેસાઈ છે.

卐 સંપાદક 'તારક' 卐

## સારા બાળકો કોણ ?

જે સદાચારી હોય તે
જે પરોપકારી હોય તે
જે દયાવાન હોય તે
જે સૌની સેવા કરે તે
જે સારા કામ કરે તે
જે સ્વચ્છ રહે તે
જે દેશદાઝ ધરે તે.
જે ભગવાનને ભજે તે

## અભિલાષા

હું યુવાન, હું યુવાન,
હિંદનો છું હું યુવાન
હું ઉજળું ઉજાળું સૌને
વળી ઉજાળું સૌને
કરણી એવી; ઉજ્વળ કરતા
પાડું પાછા સૂરજ-સોમ
હું યુવાન, હું યુવાન
હિંદનો છું હું યુવાન

છગનલાલ પટેલ

★ દેશનું ગૌરવ વધે એવાં કામ કરો. ★




પ્રકાશક ચંદ્રકાન્ત છગનલાલ મહેતા 'બાળબોધ' કાર્યાલય પીરમશા રોડ અમદાવાદ
મુદ્રક મણિલાલ છગનલાલ શાહ નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ અમદાવાદ.



# સુધાંશુ કેશવર્ધન તેલ

સ્નાન અને શણગાર માટે સુધાંશુ કેશવર્ધન તેલ ઉચ્ચ વૈદકીય પદ્ધતિથી બનાવેલું હોવાથી લાંબો સુંદર કેશકલાપ ઉગાડવામાં મદદ કરે છે. એ હેર ટૉનિક હોવાથી તુરતજ ખરતા વાળને અટકાવે છે, મગજ અને આંખોને ઠંડક આપે છે, માથાનો દુખાવો મટે છે, સ્મરણ શક્તિ વધે છે.

મોટી બાટલી કીં. રૂ. ૩—૮—૦

નાની બાટલી કીં. રૂ. ૧—૪—૦




**સુધા ફાર્માસ્યુટીકલ વર્કસ**

ઘીશા પોળ રીલીફ રોડ

**અમદાવાદ**

પ્રકાશક ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા 'શ્રીમોધ' કાર્યાલય પીરમશા રોડ અમદાવાદ

મુદ્રક મણિલાલ છગનલાલ શાહ નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રો. અમદાવાદ




વર્ષ ૨૨ 卐 અંક ૩
માર્ચ ૧૯૪૮


# બાપુનું

પરમપ્રિય ભજન

વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઈ જાણે રે !

★

પરદુઃખે ઉપકાર કરે તો યે
મન અભિમાન ન આણે રે !

★

સકલ લોકમાં સહુને વંદે
નિંદા ન કરે કેની રે !

★

વાચ કાછ મન નિશ્ચળ રાખે
ધન ધન જનની તેની રે !

★

મોહ માયા વ્યાપે નહિ જેને
પરસ્ત્રી જેને માત રે !

★

જિહ્વા થકી અસત્ય ન બોલે
પરધન નવ ઝાલે હાથ રે !
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે !

★

રામ નામ શું તાળી રે લાગી
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી
કામ ક્રોધ નિવાર્યાં રે !

★

ભણે નરસૈયો તેનું દર્શન કરતાં
કુલ એકોતેર તાર્યાં રે !

રઘુપતિ રાઘવ રાજારામ
પતિત પાવન સીતારામ



ઈશ્વર અલ્લાહ એક હિ નામ
સબકો સન્મતિ દે ભગવાન

# અપને હી હાથોં સે હમંને અપના બાપું ખોયા....

આજ અહિંસા કી દીવારે ડોલ રહી: આજ  શાન્તિ મરણશ્રાગમેં બોલ રહી !
આજ ભારતી વ્યાકુલ હો હો કર ચહુ ઓર ટટોલ રહી
કિન્તુ દેશ કા મહાસારથી નયન મૂંદ કર સોયા
અપને હી હાથોં સે હમને અપના બાપુ ખોયા:
કહાં જન્મ લિયા કહાં તપે
ઓર કહાં લગાઈ ધુની–બાપુ, કહાં લગાઈ ધુની !
રુદન કરે ગુજરાત આજ
હુઇ સાબરમતી હૈ સૂની-તુમ બિન સાબરમતી હૈ સૂની !
ઓ બરન જમના ક્યુ તૂને જીવનધન પ્યારા છીન લીયા !
દિયા હમેં વૈધવ્ય દુઃખ ઔર તૂને અમર સુહાગ લિયા
આજ દિલ્લી કા લાલ કિલ્લા ભી ભર ભર હિચકી રોયા
અપને હી હાથોં મે હમને અપના બાપુ ખોયા
દુબલી પતલી કાયાવાલા દિલ્લી કે દુર્ગ કો હિલા ગયા
આઝાદીકા વ્રતધારી થા આઝાદી હમ કો દિલા ગયા :
ખુદ કિયા હલાહલ પાન ઔર દુનિયા કો અમૃત પિલા ગયા
અપને પ્રાણોં કી દે કે આહુતિ પ્રેમ કા દીપક જલા દિયા
ઊઠ જાગ હે નૌજવાન ભી તૂ કમોં હય સોયા
અપને હી હાથોં મે તૂને અપના કુછ ખોયા:
અબ કૌન હમેં પગદન્ડી કહો દિખાયેગા !
ઉપદેશ કૌન પ્રાર્થના મે હમેં સુનાયેગા !
હમ હિન્દુ–મુસ્લિમ ગેર નહીં યે ભેદ કૌન સમજાયેગા !
હરિજનકી ઝોપડીઓ મેં બાપુ, દીપક કૌન જલાયેગા ?
પૂછ રહી હય સાબરમતી કબ અપના વચન નિભાઓગે
આઝાદી મિલ ગઈ તુમ્હે અબ: મોહન કબ ઘર આઓગે ?
આજ ભારતી ચીખ ચીખ કર રોતી, ઉઠ લાલ મેરે ક્યોં સોયા,
આઝાદી કી આંખોમે ભી બિખર રહે હૈ મોતીકર ચલે પ્રભુ ક્યોં
હમ મે કહો બીછાયા
અપને હી હાથો સે હમને યે બીજ દુઃખકા બાયા
અપને હી હાથોં મે હમને અપના બાપુ ખોયા
દીન દેશકી દીન પ્રાર્થના દીનાનાથ સુન લેના
આજ શાન્તિ કે ચાહક કો પ્રભુ શાન્તિ દેના
આજ બાપુ કે વિરહ સે મેરા યહ વ્યાકુલ મનરોયા
અપને હી હાથોં મે હમને અપના બાપુ ખોયા ... ...

(પ્રવાસી) —રમેશ ગુપ્તા

ઉંગાલ શરીરવાળા આ નાનકડા પુરૂષમાં કંઈક એવું વજ્ર જેવું હતું, કંઈક એવું ખડકનું તત્વ હતું કે જે ચાહે એટલી જબરી સ્થુલ શક્તિઓને વશ થતું ન હોતું અને પ્રભાવશાળી ન ગણી શકાય એવું એનું મુખ એનો કચ્છ અને એનું ઉઘાડું ડીલ હોવા છતાં એ માણસમાં એક એવું રાજત્વ અને પાદશાહત હતાં કે જેના પ્રભાવ આગળ લોકો સ્વેચ્છાપૂર્વક નમી પડતા: પ્રયત્નપુર્વક ઇચ્છાપુર્વક વિનમ્ર અને અભિમાન વિહોણો હોવા છતાં આ પુરૂષ શક્તિ અને સત્તાથી ભરપુર હતો, એનું એને ભાન હતું અને કેટલીક વખતે એ સત્તાવાહી આજ્ઞાઓ કરતો કે જેનું પાલન કરવું જ પડતું. એની શાંત ઉંડી આંખો માણસનું વશીકરણ કરતી અને એના આત્માના ઊંડાણ સુધી હળવેથી પહોંચી જતી, ખોજ કરતી.

એનો સ્પષ્ટ અને સચોટ સ્વર માણસના હૈયાની અંદર પેસી જતો અને ઉર્મિનું સવેંદન જગાડતો. એની સામે એક માણસ હોય કે એક હજાર પણ એ માણસના 'જાદુ' અને પ્રભાવ સામા ઉપર પડતો જ અને દરેકને એમ લાગતું કે બોલનાર સાથે પોતે એક રસ છે: ગાંધીજી વિષે સૌથી ધ્યાન ખેંચે એવી એ વાત તો એ છે કે એમના વિરોધીઓને જીતી લેવાની અને કંઈ નહી તો એમને નિઃશસ્ત્ર કરી નાખવાની શક્તિ એમનામાં હતી, અને છે.

## બખ્તરની ભીતરમાં અગ્નિ

અહિંસાનો, શાંતિમય અસહકારનો માર્ગ અખત્યાર કરવા માટે ગાંધીજીએ એમની સર્વ વાક્શક્તિ અને સમજાવટ માટેની તાકાત (જે એમનામાં ખૂબ છે) વડે આગ્રહ કર્યો હતો—એમની ભાષા સાદી અને અલંકાર રહિત હતી, એમનો અવાજ અને દેખાવ શાંત સ્વસ્થ અને સર્વ લાગણીઓથી રહિત હતો પરંતુ બખ્તરના એ બાહ્ય પડની ભીતરમાં ધગધગતા અગ્નિની અને તીવ્ર આવેશની ગરમી હતી. એમણે ઉચ્ચારેલા શબ્દો પાંખો ધારણ કરીને અમારાં ચિત્ત ને હૃદયના આંતરભાગોમાં પહોંચી ગયા અને ત્યાં એક પ્રકારનો વિલક્ષણ સક્ષોભ જન્માવ્યો. એમણે દર્શાવેલો માર્ગ વીરતાનો હતો અને એ માર્ગ મુક્તિના મંગળ ધામ તરફ જતો દેખાયો.

## જનતા ઉપર પ્રભાવ

આશ્ચર્યજનક અને લગભગ લાજવાબ કહી શકાય એવો પ્રભાવ તથા જનતા પરનો રહસ્યમય કાબુ ધરાવતા ગાંધીજી કેવા અદ્ભૂત પુરૂષ હતા! એમનાં લખાણો અને ભાષણો એની પાછળ રહેલા વ્યક્તિત્વનો બહુ મામુલી ખ્યાલ આપતા એ શબ્દોથી દેખાય છે એ કરતાં એમનું વ્યક્તિત્વ ઘણુ વધુ મહાન હતું અને હીંદની એમણે કરેલી સેવાઓ કેટલી વિરાટ હતી! એમણે હિંદની પ્રજામાં બહાદુરી અને મર્દાનગી શીસ્ત અને સહનશીલતા અને આદર્શ માટે હસતે મ્હોએ બલિદાન આપવાની તાકાત તથા પૂર્ણ નમ્રતા સાથે સ્વાભિમાનનું સિંચન કર્યું. એમણે કહ્યું કે નિર્ભયતા ચારિત્ર્યનો એક માત્ર સુદ્રઢ પાયો છે અને નિર્ભયતા વિના ચારિત્ર્ય ધર્મ કે અહિંસા કંઈ પણ શક્ય નથી. જ્યાં સુધી માણસને ભય છે ત્યાં સુધી એ સત્ય કે અહિંસાનું અનુસરણ કરી શકે નહિ. હિંસા પ્રત્યેના એમના અણગમા છતાં એમણે અમને એમ કહ્યું હતું કે કાયરતા તો હિંસા કરતાં પણ વધુ તીરસ્કારવા...

**એમનું હાસ્ય વાતાવરણને પલટાવી નાખે છે**

ગાંધીજીને જેઓ અંગત રીતે ઓળખતા નથી અને જેમણે એમના લખાણો જ માત્ર વાંચ્યાં છે, તેઓ કદાચ એમ માનવાને પ્રેરાય કે એ તો વૈરાગીઓ જેવા શુષ્ક, સોગીઆ અને આનંદ વિહોણા હશે પણ એમનાં લખાણો એમને અન્યાય કરે છે. એમનાં લખાણો કરતાં એ ઘણા વધુ મહાન છે અને એમણે જે લખ્યુ છે એને ઉઠાવી લઇ એના ઉપરથી એમની ટીકા કરવી એ બરાબર નથી. એતો શુષ્ક અને આનંદવિહોણા વૈરાગી કરતા તદ્દન ઉલ્ટા પ્રકારનાજ છે. એમનુ સ્મિત આનંદ ભરપૂર છે અને ત્યા એ પ્રસન્નતા વેરે છે. એમનામા બાળક જેવુ કંઇક તત્વ છે અને તે પણ ખુબ મજેનુ છે. ત્યારે એ ઓરડામા પ્રવેશે છે ત્યારે એ પોતાની તાજી હવાનો પ્રાણ લઇ આવે અને વાતાવરણ એથી પુલકિત બની ઉઠે.

**પ્રતિનિધિ કરતાં વિશેષ**

એ હિંદની ખેડૂત જનતાના પ્રતિનિધિ છે. કરોડોના જાગૃત અને અર્ધજાગૃત માણસના એ અર્કસમા છે એમા પ્રતિનિધિત્વ કરતાં પણ કંઇ વિશેષ રહેલું છે. કારણકે એ વિરાટ સમુહના પોતે સામાન્ય ખેડુત નથી અત્યંત કુશાગ્ર બુદ્ધિ સંસ્કારી અને સુક્ષ્મ સુરૂચિ તથા સંવેદન અને વિશાળ દષ્ટિવાળા એ છે; ખુબ માનવતાભર્યા છે. પ્રેમપૂર્ણ છે. છતા પોતાની વાસનાઓ અને વૃત્તિઓને સંયમિત કરી તેમનું ઉર્ધ્વગમન સાધી તેમને આધ્યાત્મિક માર્ગે વહેવડાનાર સાધુ છે. વિરાટ અને પ્રચંડ વ્યક્તિવાળા છે. પોતાના તરફ માણસોને લોહચુંબકની જેમ આકર્ષે છે. અને તેમની પાસેથી ઉત્રમાં ઉચ્ચ સેવાઓ અને વફાદારીઓ મેળવે છે—આ બધુ ખેડુતમા ન હોય તેવું અને ખેડુતથી અશક્ય એવુ છે. અને તેમ છતાં એ એક મહાન ખેડુત છે, બનાવો અને વસ્તુસ્થિતિ વિષેનુ એમનું દષ્ટિબિંદુ ખેડુતનું છે અને જીવનનાં કેટલાંક અંગો વિષેનું એમનું અજ્ઞાન પણ ખેડુતનું છે. પણ હિંદ એ ખેડુતનું છે અને તેથી એ હિંદને સારી રીતે ઓળખે છે અને દરેક પરિસ્થિતિને ચોકસાઇથી લગભગ સ્વયંપ્રજ્ઞાથી માપે છે તથા બરાબર, યોગ્ય ક્ષણે કામ કરવાની આવડત ધરાવે છે.

—જવાહરલાલ નહેરૂ







'પણ આ સદ્વિચારોનું એક માઠું પરિણામ આવ્યું જો મારે એક પત્નીવ્રત પાળવું જોઈએ તો પત્નીએ એક પતિવ્રત પાળવું જોઈએ. આ વિચારથી હું અદેખો ધણી બન્યો "પાળવું જોઈએ." માંથી "પળાવવું જોઈએ" એ વિચાર પર આવ્યો અને જો પળાવવું જોઈએ તો મારે ચોકી રાખવી જોઈએ મને કાંઈ પત્નીની પવિત્રતા વિષે શંકા લાવવાનું કારણ ન હોતું. પણ અદેખાઈ કારણ જોવા ક્યાં બેસે છે ? મારી સ્ત્રી હમેશાં ક્યાં જાય છે? એ મારે જાણવું જોઈએ. તેથી મારી રજા વિના ક્યાંયે જવાય જ નહિ, આ વસ્તુ અમારી વચ્ચે દુઃખદ ઝઘડાનું મૂળ થઈ પડી. રજા વિના ક્યાંય ન જવાય એ તો એક જાતની કેદ જ થઈ પણ કસ્તુરબાઈ એવી કેદ સહન કરે એવી હતી જ નહિ ઇચ્છામાં આવે ત્યાં જરૂર મને પૂછ્યા વગર જાય; જેમ હું દાબ મૂકું તેમ તે વધારે છુટ લે અને તેમ હું વધારે ચિડાઉં, આથી અમે બાળકો વચ્ચે અબોલા એ સામાન્ય વસ્તુ થઈ પડી કસ્તુરબાએ જે છુટ લીધી તેને હું નિર્દોષ માનું છું. એક બાળા જેના મનમાં પાપ નથી, એ દેવદર્શને જવા ઉપર કે કોઈને મળવા જવા ઉપર દાબ કેમ સહન કરે ? જો હું તેના ઉપર દાબ મૂકું તો તે મારા ઉપર કાં ન મૂકે ! આતો હવે સમજાય છે, ત્યારે તો મારે ધણીપણું સિદ્ધ કરવું હતું." .

"પણ વાંચનાર એમ ન માને કે અમારા આ ઘર સંસારમાં ક્યાંયે મીઠાશ નહોતી. મારી વક્રતાનું મૂળ પ્રેમમાં હતું. મારે મારી પત્નીને આદર્શ સ્ત્રી બનાવવી હતી એ સ્વચ્છ થાય, સ્વચ્છ રહે, હું શીખવું તે શીખે, હું ભણું તે ભણે, અને અમે બંન્ને એક બીજામાં ઓતપ્રોત રહીએ એ ભાવના હતી."

"કસ્તુરબાઈને એ ભાવના હતી એવું મને ભાન નથી. તે નિરક્ષર હતી. સ્વભાવે સીધી, સ્વતંત્ર, મહેનતુ અને મારી સાથે તો ઓછુ બોલનારી હતી. તેને પોતાના અજ્ઞાન અને અસંતોષ ન હતો. હું ભણું છું ને પોતે પણ ભણે તો સારૂં એવી એની ઇચ્છા મેં કદી મારા બાળપણમાં અનુભવી નથી. એથી હું માનું છું કે મારી ભાવના એક પક્ષી હતી મારૂં વિષય સુખ એક સ્ત્રી ઉપરજ નિર્ભર હતું અને હું તે સુખનો પ્રતિઘોષ ઇચ્છતો હતો. જ્યાં એક પક્ષ તરફથી પણ હોય ત્યાં સર્વાંશે દુઃખતો નજ હોય."

## ગાંધીજી હાઈસ્કુલમાં

ગાંધીજી રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં ભણ્યા હતા. ઠોઠ નહિ તેમજ અસાધારણ તેજસ્વી નહિ એવો એમનો અભ્યાસ હતો અભ્યાસ કરતાં તેમનું વર્તન સારૂં રાખવા તે હમેશાં કાળજી રાખતા હતા પરિણામે નિશાળમાંના શિક્ષકોનો એમના પર સારો સદ્ભાવ હતો હાઈસ્કૂલમાં બીજા ધોરણ પછી ગાંધીજીએ ઇનામો મેળવ્યાં હતાં પાંચમા અને છઠ્ઠા ધોરણમાં અનુક્રમે માસિક ચાર અને દશ રૂપિયાની શિષ્ય વૃત્તિઓ મેળવી હતી. એક વખત રાજકોટની હાઈસ્કુલની એ વખતના પ્રાધ્યાપક દોરાબજી એદલજી ગીમીએ શાળા છૂટયા પછી ક્રિકેટની રમતમાંથી ગેરહાજર રહેવાથી ગાંધીજીનો દંડ કર્યો હતો એ શિક્ષા ગાંધીજીને બહુ સાલી હતી. કિશોરવયમાં તેમને તથા તેમના વચેટ ભાઈને ચોરી છૂપીથી બીડીનાં ઠુંઠાં ભેગાં કરી બીડી પીવાની ટેવ પડી હતી. અને બજારમાંથી બીડીઓ ખરીદવા માટે નોકરોના ખીસાનાં છેડે બાંધેલા પૈસાની ચોરી કરતા, અને ગાંધીજીને એ વયમાં એક

દુષ્ટ મિત્રની સોબત થતાં અંગ્રેજો માંસ ખાય છે એટલે જેટલા બળવાન અને બહાદુર છે એટલાજ જો હિંદુઓ માંસ ભક્ષણ કરતા થાય તો બળવાન અને બહાદુર બને એવા ભ્રામક ખ્યાલો થએલા, પરિણામે એ વયમાં ગાંધીજીએ અસ્પષ્ટ ખ્યાલે માંસ ખાધેલું તદુપરાંત પેલો દુષ્ટ મિત્ર ગાંધીજીને એકાદ વખત વેશ્યાને ત્યાં પણ લઈ ગયો હતો. પણ ગાંધીજીની એ વખતની અતિ શરમાળ વૃત્તિએ એમને અનિતિના પંથમાં સપડાતાં બચાવી લીધા હતા. ગાંધીજી વેશ્યાના ખાટલા પર બેઠા, પણ કંઈ બોલી ન શકવાથી પેલી વેશ્યાએ એમને બે ચાર ગાળો આપી ગળચી પકડી કાઢી મૂક્યા હતા. અને એજ દુષ્ટ મિત્રની સોબતથી ગાંધીજીએ પોતાના હાથે પહેરવાના કડામાંથી સોનુ ચોરી વેચ્યું હતું. આ બધી વાતોનો તેમને ખુબ ખુબ પસ્તાવો થયો હતો અને પેલી ચોરીની વાત તો પિતાજીને ચિઠ્ઠી લખી તેમને જણાવી ખરા અંતઃકરણથી પ્રાયશ્ચિત કર્યું હતું.

## વિલાયતની સફર

રાજકોટની હાઈસ્કુલમાંથી ૧૮૮૭ની સાલમાં ગાંધીજી મેટ્રીક થયા અને એકાદ વર્ષ ભાવનગરની શામળદાસ કોલેજમાં ભણ્યા. ત્યાં એમના પિતાના એક મિત્રે એમને વિલાયત મોકલી બેરીસ્ટર બનાવવાની સલાહ ગાંધીજીના વડીલ બંધુ અને તેમની માતાને આપી. એમની દલીલ હતી કે જમાનો બદલાતો જાય છે. કુટુંબનો એક છોકરો બેરીસ્ટર થશે તો કબા ગાંધીને પગલે ચાલી રાજકોટ કે પોરબંદરનું કારભારૂં સંભાળી શકશે. એ જમાનામાં વિલાયત જવામાં પાપ મનાતું હતું અને યુવાન છોકરાઓ ઈંગ્લેંડ જઈ વંઠી જાય છે. એવો લોકોમાં વહેમ હતો એ ઉપરાંત એવી પણ માન્યતા હતી કે ત્યાં ઈંગ્લાંડમાં માંસ મદીરા વગર ચાલે નહિ. યુવાન મોહનદાસને વિલાયત મોકલવા સંબંધમાં કુટુંબમાં ખુબ ખુબ વિચારણા અને ચર્ચાઓ ચાલી. ગાંધીજીના કાકાશ્રીની સલાહ લેવામાં આવી. મુંબઈની મોઢ વણીક નાતના શેઠે મોહનદાસને નાત બહાર કર્યા પણ ગાંધીજીએ પોતાના માતુશ્રીને પોતે વિલાયતમાં જ્યાં સુધી ભણશે ત્યાં સુધી દારૂ, માંસ અને સ્ત્રી સંગથી દુર રહેશે એમ વચન આપવાથી વડીલ બંધુએ કાકાશ્રીએ અને મોહનદાસના માતુશ્રીએ એમને વિલાયત જવાની રજા આપી. એક સારા સથવારા સાથે મોહનદાસ વિલાયત ગયા ત્યાં પહેલાં થોડા દિવસ હોટેલમાં પછી એક એંગ્લો ઈન્ડીયન કુટુંબમાં રહ્યા અને પછી ત્યાંના રીત રીવાજથી પાવરધા બની જતાં પોતે જાતે ઓરડીઓ ભાડે રાખી રહેવા લાગ્યા. જમવાનું હાથે બનાવી લેતા અને અનેક મિત્રોના આગ્રહ સામે માંસ નહિ ખાવાનું પોતાનું પણ જાળવી રાખ્યું. નાચતાં પણ શીખ્યા, ભાષણ કરવાની કળા શીખવનાર એક કલાસમાં જોડાયા અને પોતે એક સમયે લંડનની જે શેરીમાં રહેતા હતા ત્યાં એક મીતાહારની હિમાયત કરનારી મંડળી સ્થાપી. લંડનમાં ત્યાંની મેટ્રીકની પરીક્ષા પાસ કરવા એક કલાસમાં જોડાઈ લેટીન અને ફ્રેન્ચ શીખી લીધું અને લેટીનમાં એક વખતે નિષ્ફળતા મળ્યા પછી ફરી પ્રયાસ કરી પાસ થયા. ફ્રેંચ ભાષા પણ એમણે એ સમયેજ શીખી લીધી હતી. એ ઉમ્મરે પણ ગાંધીજીમાં એમની લાક્ષણિક ચીવટ અને પ્રમાણિકપણું જણાઈ આવતું હતું. પોતાને ભણવા મોકલ્યા માટે એક મીનીટ પણ નકામી ન ગુમાવાય અને એક શીલીંગ પણ ખોટી રીતે ન ખર્ચાય એ એમની વૃતિ હતી. યુવાન મોહનદાસ દરરોજ આખા દિવસમાં કરેલા ખર્ચનો હિસાબ

લખતા અને રાત્રે સુના પહેલાં હંમેશાં મેજ મેળવી જતા અને પોતાના મકાનો એવી રીતે શોધતા કે લંડનમાં પોતાની કૉલેજ આગળ પહોંચી જવા માટે બસ કે ટ્રામનો ઉપયોગ કરવો ન પડે. આ રીતની કાળજી રાખવાથી વિલાયત રહયા તે સમયમાં તે કદી માંદા પડ્યા ન હતા એ વખતે પણ તેમને એક બે ધર્મ સંકટો નડયાં હતાં. એમાં એક અસત્ય વાતથી તેમને દુઃખ થયુ હતું. એક અંગ્રેજ ડોસી એમનામાં રસ લેતી હતી. અને દર રવીવારે મોહનદાસને પોતાને ત્યાં ચા પીવા બોલાવતી હતી. યુવાન ગાંધીજી એ વૃદ્ધાને ત્યાં જતા પણ હતા. પેલી બાઇએ એક યુવાન છોકરી ગાંધીજીની ઓળખાણ કરાવી હતી. એ છોકરી સાથે ગાંધીજી ફરવા કે નાટક જેવા કોઇ કોઇ વખત જતા હતા. પણ પોતે કુંવારા છે. એ ભ્રમમાં એમણે એ લોકોને રાખ્યા હતાં એ માટે એમના મનમાં ઘણો પશ્ચાતાપ થયો હતો. અને એક પત્ર પેલી વૃદ્ધા પર લખી એમણે એમની માફી ચાહી હતી. યુવાન મોહનદાસની આ સત્યનિષ્ઠા અને ખાનદાની નિહાળી પેલી ડોશી પર બહુ ઉંડી અસર થઇ હતી. અને તેમણે યુવાન મોહનદાસને પોતાને ત્યાં આવવાનુ આમંત્રણ આપી રાખ્યું હતું.

### બેરીસ્ટર થયા

લંડનના કાયદાનો અભ્યાસ કરતા હતા ત્યારે ગાંધીજીને પેલા વિચિત્ર સાધુચરિત ગુજરાતી લેખક નારાયણ હેમચંદ્રનો મેળાપ થએલો. બન્ને લંડનની એક શેરીમાં રહેતા હતા અને ઘણીએ વાર સાથે જમતા હતા. એ અરસામાં પારીસમાં એક જબરજસ્ત પ્રદર્શન ભરાએલું ગાંધીજી એ પણ જોઇ આવેલા આમ ત્રણ વરસ લંડનમાં ગાળી ૧૮૯૧ની ૧૦મી જુને ગાંધીજી બેરીસ્ટર થયા હતા.

અગીઆરમીએ ઇંગ્લેંડની હાઇકોર્ટમાં અઢી શીલીંગ આપી નામ નોંધાવ્યું અને બારમી જુને હિન્દુસ્તાન તરફ પાછા આવ્યા.

### પહેલો કેસ.

લંડન જઈ બેરિસ્ટર બન્યા પછી હીંદ પાછા આવતાં વકિલાત શરૂ કરતાં મોહનદાસને કેવા વસમા દિવસો પસાર કરવા પડયા હતા અને કેટકેટલું એમનુ મનોમંથન થયું હતું એ હકિકતો એમના આત્મજીવનના પુસ્તકમાં "સંસાર પ્રવેશ" "પહેલો કેસ" અને "પહેલે આઘાત" એ પ્રકરણોમાંથી મલે છે. અને આ પ્રકરણો દરેક દરેક નવા બારીસ્ટરે વાંચી જવાં જેવાં છે. અન્ય બેરીસ્ટરો અને ગાંધીજીમાં એ વખતે પણ તફાવત હતો, કે બેરીસ્ટર થઈ આવ્યા પછી ગાંધીજી ખોટાં ગુમાન અને રૂઆબમાં રહ્યા નહોતા. પણ એમને એમની ઉણપો અને ત્રુટીઓ અને જવાબદારીનુ પૂરેપૂરૂ ભાન હતું, એ સમય વર્ણવતાં પોતાની આત્મકથામાં ગાંધીજી લખે છે કે 'ભાઇ વિલાયતથી ઘેર આવે તે પહેલાં ઘરમાં વિલાયતની કંઈક હવા તો દાખલ થવીજ જોઇએ એમ મોટા ભાઇએ વિચાર્યું' એટલે ચીનનાં વાસણ, ચા વગેરે જે વસ્તુઓ ઘરમાં પ્રથમ રહેતી તો કેવળ દવા તરીકે ને સુધરેલા મહેમાન અર્થે તે હવે તો બધાને સારૂ વપરાવા લાગી હતી. આવા વાતાવરણમાં હું મારા "સુધારા" લાવ્યો, ચા, કોફીમાં, કોકોનો ઉમેરો થયો. બૂટ મોજાએ ઘર ઘાલ્યુંજ હતું. મેં કોટ પાટલુનથી ઘર પુનિત કર્યું ! આમ ખરચ વધ્યું, નવીનતાઓ વધી. ઘેર

ઘોળો હાથી બંધાયો, પણ ખરચ લાવવું ક્યાંથી? રાજકોટમાં તુરત ધંધો શરૂ કરવામાં તો હાંસી થાય. રાજકોટમાં પાસ થએલા વકીલ સામે ઉતરવા જેટલું મને જ્ઞાન ન મળે ને ફી તેમના કરતાં દસ ગણી લેવાનો દાવો! કયો મૂર્ખ અસીલ મને રોકે! અથવા એવો મૂર્ખ મળી આવે તોયે મારે શું મારા અજ્ઞાનમાં ઉદ્ધતાઈ અને દગાનો ઉમેરો કરી મારા ઉપરનું જગતનું કરજ વધારવું?"

## ગાંધીજી મુંબઈ આવ્યા.

મુંબઈ જવાની સ્નેહીઓ અને મિત્રોએ સલાહ આપી એટલે ગાંધીજી રાજકોટથી મુંબઈ આવ્યા અને મુંબઈમાં એક સ્થળે એક જગા ભાડે રાખી એક રસોયો રાખી રહ્યા. આ સમયની પોતાની મનોવૃત્તિ અને ચિંતાઓ વિષે આત્મકથામાં ગાંધીજી લખે છે કે "મુંબઈમાં એક તરફથી કાયદાનો અભ્યાસ શરૂ થયો. બીજી તરફથી ખોરાકના અખતરા અને તેમાં મારી સાથે વીરચંદ ગાંધી જોડાયા. ત્રીજી તરફથી ભાઈનો પ્રયાસ મારે સારૂ કેસ શોધવાનો શરૂ થયો."

* * *

"કાયદા વાંચવાનું કામ ઢીલું ચાલ્યું. 'સિવિલ પ્રોસિજર કોડ' કેમે કરી ગળે ઉતરે નહિ. પુરાવાનો કાયદો ઠીક ચાલ્યો વીરચંદ ગાંધી સોલિસીટરની તૈયારી કરતા એટલે વકીલોની ઘણી વાતો કરે, ફિરોજશાહની હોંશિયારીનું કારણ તેમનું કાયદાનું અગાધ જ્ઞાન છે. તેમને 'એવીડન્સ એક્ટ' તો મોઢે જ છે. બત્રીસમી કલમ ઉપરના એકાએક કેસ તેઓ જાણે. બદરૂદ્દીનની બાહોશી તો એવી છે કે જડજો તેમનાથી અંજાઈ જાય છે. તેમની દલીલ કરવાની શક્તિ અજબ છે. જેમ જેમ એવા અઠીખમોની વાતો સાંભળું તેમ તેમ હું ગભરાઉં."

"દર માસે ખર્ચ ચડે. બહાર બારિસ્ટરનું પાટિયું ચોડવું ને ઘરમાં બારિસ્ટરી કરવાને સારૂ તૈયારી કરવી આ મેળ મારૂં મન કેમ ન મેળવી શકે. એટલે મારૂં વાંચન વ્યાકુળ ચિત્તે ચાલ્યું. પુરાવાના કાયદામાં કંઈક રસ પડવાનું હું કહી ગયો. મનુનો હિંદુ લૉ ખુબ રસપૂર્વક વાંચ્યો પણ કેસ ચલાવવાની હિમ્મત ન આવી. મારૂં દુઃખ કોને કહું! સાસરે ગએલી નવી વહુના જેવી મારી સ્થિતિ થઈ!"

"એટલામાં મમીબાઈનો કેસ મારે નસીબે આવ્યો. સ્મોલ કૉઝ કોર્ટમાં જવાનું હતું- 'દલાલને કમિશન આપવું પડશે!' મેં ઘસીને ના પાડી.

"પણ ફોજદારી કોર્ટમાં પંકાએલા પેલા મહિને ત્રણ ચાર હજાર પાડનાર પણ કમિશન તો આપે છે!

"મારે ક્યાં તેના જેવા થવું છે? મને તો દર માસે રૂ. ૩૦૦ મળે તો બસ થાય બાપુને ક્યાં વધારે મળતા હતા!"

"પણ એ જમાનો ગયો. મુંબઈના ખર્ચ મોટા તારે વ્યવહાર વિચારવો જોઈએ."

હું એક તો બે ન થયો, કમિશન નજ આપ્યું પણ મમીબાઈનો કેસ તો મળ્યો કેસ સહેલો હતો મને ખોટના રૂા ૩૦ મળ્યા કેસ એક દિવસથી વધારે ચાલે તેમ નહોતું"

સ્મોલ કોઝ કોર્ટમાં પહેલવહેલો દાખલ થયો હું પ્રતિવાદી તરફથી હતો એટલે મારે ઉલટ તપાસ કરવાની હતી, હું ઉભો તો થયો પણ પગ ધ્રુજે, માથું ફરે મને લાગે કે કોર્ટ ફરે છે સવાલ પૂછવાનું સુઝેજ નહિ જજ હસ્યો હશે વકીલોને તો ગમ્મતજ પડી હશે પણ મારી આંખતે ક્યાં કઈ જોવા પણ હતુ !"

"હુ બેઠો દલાલને કહ્યું મારાથી આ કેસ નહિ ચલાવાય, પટેલને રોકો મને આપેલી ફી પાછી લો! પટેલને તેજ દહાડાના એકાવન રૂપિયા આપી રોકયા તેમને તો રમત વાત હતી"

"હું નાહો મને યાદ નથી કે અસીલ જીત્યો કે હાર્યો, હું શરમાયો, પૂરી હીમ્મત ન આવે ત્યાં લગી કેસ ન લેવાનો નિશ્ચય કર્યો ને દક્ષિણ આફ્રિકા ગયો ત્યાં લગી કોર્ટમાં નજ ગયો"

## પાછા રાજકોટમાં

ગાંધીજી મુબઈમાં ગીરગામ પર એક ઓરડી ભાડે રાખી છ મહિના રહ્યા હતા, પણ એમનું બેરીસ્ટરનું ગાડું આગળ ચાલ્યું નહોતું પોતાના જીવનચરિત્રમાં ગાંધીજી ખુલ્લો એકરાર કરે છે કે પોતે હાઈકોર્ટમાં જઈ ઝોલાં ખાતા હતા, અને ટ્રામના પૈસા બચાવવા હાઈકોર્ટથી પોતાને મકાને હમેશ ચાલીને જતા હતા મુંબઈમાં ન ફાવવાથી ગાંધીજી રાજકોટ ગયા હતા અને ત્યા અરજીઓ ઘડી આપવાનું કામ એમને મળવા માંડયું અને એક જાણીતા વકીલની ભાગીદારીમાં રહેવાથી મહીને ત્રણસો સુધીનું કામ મળતું હતું આ અરસામાં ગાંધીજીને એક અંગ્રેજ અમલદારના તુમાખનો કડવો અનુભવ પહેલ વહેલો થયો હતો ગાંધીજીના ભાઈ સામે એક ખોટુ આળ મૂકવામા આવેલુ, અને એ વખતના કાઠી આવાડના પોલિટીકલ એજન્ટ આગળ એ વાત ગએલી આ ગોરા અમલદારને ગાંધીજી ઈંગ્લડમાં એક વખત મળ્યા હતા, એટલે ગાંધીજી એમનું પેતાનું મન માનતું ન હતું છતાં ભાઈની ભલામણ કરવા એ અંગ્રેજ અમલદાર પાસે ગએલા, અને મોહનદાસને પહેલી જ વખત રજા પર ઈંગ્લડ ગએલા એક અંગ્રેજ અમલદાર અને હિંદમાં સત્તા ભોગવતા એક અંગ્રેજ વચ્ચે કેવો જબરો અતર હોય છે એ વાતની પહેલવહેલી પ્રતિતી થઈ, અને સત્તાના મદથી અંગ્રેજ અમલદારો કેવા તુમાખી બની જાય છે અને આંખની પણ શરમ નથી રાખતા તેનો અનુભવ થયો અને પેલા ગોરાએ ગાંધીજીની વાત પૂરી સાભળ્યા વગર પોતાના પટાવાળાને બોલાવી ગાંધીજીને બહાર કાઢયા ગાંધીજી બહુ ઉશ્કેરાઈ ગયા હતા, ઘેર આવીને સાહેબ બહાદુર ઉપર ચીઠી લખી કહાડી અને તેમને લખ્યું કે ' તમે મારૂ અપમાન કર્યું છે, માફી નહી માગો તો તમારી પર ફરીયાદ કરીશ "

સાહેબે પ્રત્યુત્તરમાં તોછડો જવાબ આપ્યો અને ગાંધીજીને થાય તે કરી લેવાનું કહ્યું એ અરસામાં સર ફિરોજશાહ મહેતા કઈ કામે રાજકોટ ગયા હતા તેમને આ વાતની

ખબર પડતાં તેમણે ગાંધીજીને સલાહ આપી કે આવા કિસ્સા તો બધા વકીલ-બારિસ્ટરના અનુભવમાં આવ્યા હશે તું નવો-સવો છે. તને હજુ વિલાયતની ખુમારી છે. તું બ્રિટીશ અમલદારને ઓળખતો નથી. જો તારે સુખેથી બેસવું હોય અને બે પૈસા કમાવા હોય તો તને મળેલી ચિઠ્ઠી ફાડી નાખ અને થએલું અપમાન ગળી જા કેસ કરવામાં તને દોકડો એક નહિ મળે, ને તું ખુવાર થઈશ. જીંદગીનો અનુભવ તને હજી હવે મળવાનો છે."

## આફ્રીકા કેમ ગયા ?

ગાંધીજીએ અપમાનનો કડવો ઘુંટડો ગળ્યો. દરમ્યાન કાઠીઆવાડની ખટપટોનો પણ એમને અનુભવ થયો. આમ એ અકળાઈ રહ્યા હતા ત્યાં એમના વડિલ ભાઈ પાસે પોરબંદરની એક મેમણ પેઢીનું કહેણ આવ્યું કે "અમારો વેપાર દક્ષિણ આફ્રીકામાં છે, અમારી પેઢી મોટી છે. અમારો એક મોટો કેસ ચાલે છે. દાવો ચાલીસ હજાર પાઉંડનો છે. કેસ ઘણો વખત થયા ચાલી રહ્યો છે. અમારી પાસે સારામાં સારા વકીલ બેરિસ્ટરો છે. જો તમારા ભાઈને મોકલો તો તે અમને મદદ કરે ને તેને પણ કંઈક મદદ મળે. તે અમારો કેસ અમારા વકીલને સારી રીતે સમજાવી શકશે. વળી તે નવો મૂલક જોશે ને ઘણાં નવાં માણસોની ઓળખાણ કરશે."

ગાંધીજીના વડીલ બંધુએ એ વાત ગાંધીજી આગળ કરી એમને એ વાત રૂચી.

દાદા અબદુલ્લાના ભાગીદાર મરહુમ શેઠ અબદુલ કરીમ ઝવેરી જોડે મોહનદાસની ઓળખાણ કરાવવામાં આવી. શેઠે ગાંધીજીને કહ્યું કે "તમને ઝાઝી મહેનત નહી પડે. અમારે મોટા ગોરાઓની સાથે દોસ્તી છે. એમની તમે ઓળખાણ કરશો. અમારી દુકાનમાં પણ તમે મદદ કરી શકશો. અમારે અંગ્રેજી પત્ર વ્યવહાર ઘણો રહે છે. તેમાં પણ તમે મદદ કરી શકશો. તમારું રહેવાનું અમારા બંગલામાં જ થશે. એટલે તમારા ઉપર કંઈ જ ખર્ચ નહી પડે."

પગાર અને નોકરીની મુદત સંબંધમાં ગાંધીજીએ પૂછતાં શેઠે કહ્યું હતું કે "તમારું કામ એક વર્ષથી વધારે નહી પડે. તમને ફર્સ્ટ ક્લાસનું આવવા જવાનું ભાડું ને રહેવા તથા ખાધા ખર્ચ ઉપરાંત ૧૦૫ પૌંડ આપશું."

ગાંધીજીએ આ શરતો કબુલ કરી અને દક્ષિણ આફ્રીકા જવા તૈયારી કરી.

## નાતાલ પહોંચ્યા

૧૮૯૩ના એપ્રીલ માસમાં ગાંધીજી મુંબઈથી નાતાલ જવા ઉપડ્યા હતા. સ્ટીમરમાં એક વખતે ગીરદી બહુ હતી. એટલે ગાંધીજીને ફર્સ્ટ ક્લાસની ટીકીટ નહોતી મળી છતાં પણ ગાંધીજીએ પોતે સ્ટીમરના કેપ્ટન જોડે વાત કરતા કેપ્ટને પોતે એમની પોતાની કેબીનમાં રહેવાની સગવડ કરી આપી હતી. કેપ્ટન અને ગાંધીજી અને આ ગોરા એક બીજાના મિત્ર થઈ પડયા હતા. બંને ફુરસદમાં સાથે શેતરંજ રમતા સ્ટીમર લામુથી મોમ્બાસા અને ત્યાંથી ઝાંઝીબાર પહોંચી હતી. ઝાંઝીબારમાં સ્ટીમર આઠ કે દશ દિવસ રોકાવાની હતી. પેલા કેપ્ટનને ગાંધીજી જોડે એવી સ્નેહગાંઠ બંધાઈ હતી કે ઝાંઝીબાર ઊતર્યા પછી કેપ્ટને ગાંધીજીને પોતાની સાથે સહેલ કરવા નોતર્યા સાથે કેપ્ટનનો બીજો ગોરો મિત્ર પણ હતો.

એ રહેલ કેવા પ્રકારની હશે. તેની ગાંધીજીને આગળથી કશી ગતાગમ નહોતી. કેપ્ટન અને તેનો ગોરો મિત્ર અને ગાંધીજી ઝાંઝીબારના હબસી સ્ત્રીઓના વેશ્યાવાડામાં એક દલાલની મદદ લઇ પહોંચ્યા કેપ્ટન. અને તેનો ગોરો જોડીદાર એક એક ઓરતની સાથે કોટડીમાં પુરાયા ગાંધીજી પણ એક હબસી સ્ત્રીના કમરામાં દાખલ થયા એમને બહુ શરમ લાગી અને કેપ્ટનને ધક્ક દઇને પહેલેથી ના નહી કહી દેવાની પોતાની અશક્તિ માટે એમને શરમ લાગી, પણ એ શરમને લીધે આ ત્રીજી વાર મોહનદાસ અનીતિના માર્ગમાં લપસતા બચી ગયા. પેલી બાઇ તો ગાંધીજીની મુંઝવણ કળી જઈ ઓરડામાંથી બહાર નીકળી ગઈ ઝાંઝીબારમાં આઠેક દિવસ મોહનદાસ રહયા હતા. અને મે માસની લગભગ આખરે નાતાલ પહોંચ્યા હતા

## પાઘડી માટે ઝઘડો

સત્યને માટેનો આગ્રહી સ્વભાવ તો ગાંધીજીમાં કિશોર અવસ્થામાંથી હતો. એ એમની આત્મકથા વાંચતા આપણે જોઇ શકીએ છીએ. તેમ ગાંધીજીમાં અન્યાય સામે અસત્ય સામે જ્યાં સ્વમાનનો ભંગ થતો હોય તે સામે લડવાની વૃત્તિ પહેલેથી હતી. અને એવા પ્રસંગો આફ્રિકામાં એમના પર ઘણા આવ્યા હતા. અને એ દરેક પ્રસંગ વખતે ગાંધીજી સામા થયા હતા. અલબત વિનયથી. સવિનય અનાદરની એમની જામતે કદી આગળ નહી સાંભળેલી, એવી એમની લડતોના બીજ આફ્રિકામાં વવાયાં હતાં. ગાંધીજી ડરબન ઉતર્યા કે બીજે કે ત્રીજે દિવસે અબદુલ્લા શેઠ એમને ડરબનની કોર્ટ જોવાને લઈ ગયા આ હકીકત આપણે આત્મકથામાંથીજ ઊતારીએ કારણ કે આ પાઘડીના પ્રસંગને રજુ કરતાં એ વખતે આફ્રિકાના હિંદીઓમાં કેવી મનોવૃત્તિ હતી. અને હિંદી તરીકે પોતાને ઓળખાવતા પણ આપણા ભાઇઓ કેવા શરમાતા હતા એ વાત પર પણ ગાંધીજી લક્ષ ખેંચે છેઃ—

"અબદુલ્લા શેઠ મને ડરબનથી કોર્ટ જોવાને લઇ ગયા ત્યાં કેટલીક ઓળખાણો કરાવી કોર્ટમાં પોતાના વકીલની પાસે મને બેસાડયો. મેજીસ્ટ્રેટ મારી સામે જોયા કરે તેણે મને મારી પાઘડી ઉતારવા કહયું. મેં ઉતારવાની ના પાડીને કોર્ટ છોડી."

"મારે નસીબે તો અહીં પણ લડાઇ જ હતી. પાઘડી ઉતારવાનો ભેદ અબદુલ્લા શેઠે સમજાવ્યો. મુસલમાની પોશાક જેણે પહેર્યો હોય તે પોતાની મુસલમાની પાઘડી પહેરી શકે બીજા હિંદીઓએ કોર્ટમાં દાખલ થતાં પોતાની પાઘડી ઉતારવી જોઇએ."

"આ ઝીણો ભેદ સમજાવવા સારૂં કેટલીક હકીકતમાં મારે ઉતરવું પડશે"

## આફ્રીકાના હિંદીઓના વાડા

મેં આ બે ત્રણ દિવસમાં જોઈ લીધું હતું કે હિંદીઓ પોતપોતાના વાડા રચીને બેસી ગયા હતા એક ભાગ મુસલમાની વેપારીનો—તેઓ પોતાના આરબને નામે ઓળખાવે. બીજો ભાગ હિંદુ કે પારસી મહેતાઓનો હિંદુ મહેતા અદ્ધર લટકે, કોઇ અરબમાં ભળે. પારસી પોતાને પર્શિયન તરીકે ઓળખાવે. આ ત્રણેને વેપારની બહારનો અરસપરસ સંબંધ ઓછાવત્તા પ્રમાણમાં ખરો. એક ચોથો ને મોટો વર્ગ તે તામિલ તેલુગુનો ઉત્તર તરફના ગિરમીટિયાનો અને ગિરિમિટ એટલે જે કરાર કરીને પાંચ વર્ષની મજૂરી કરવા ગરીબ હિંદીઓ તે વેળા નાતાલ જતા તે કરાર અથવા 'એગ્રીમેન્ટ'.

એગ્રીમેંટનું અપભ્રંશ ગિરમીટ અને તે ઉપરથી ગિરમીટીયા થયું. આ વર્ગની સાથે બીજાનો વ્યવહાર માત્ર કામ પુરતોજ રહે, આ ગિરમીટીયાને અંગ્રેજો "કુલી" તરીકે ઓળખે અને તેમની સંખ્યા મોટી તેથી બીજા હિંદીઓને પણ કુલીજ કહે. કુલીને બદલે સામી પણ કહે. સામી એ ઘણાં તામિલ નામને છેડે આવતો પ્રત્યય. "સામી" એટલે "સ્વામી" સ્વામીનો અર્થ તો ધણી થયો તેથી કોઈ હિંદી સામી શબ્દથી ચિડાયને તેનામાં કંઈ હિમ્મત હોય તો પેલા અંગ્રેજને કહેઃ—"તમે મને સામી કહો છો પણ જાણો છો સામી એટલે ધણી? હું કંઇ તમારો ધણી નથી!" આવું સાંભળી કોઈ અંગ્રેજ શરમાય ને કોઈ ખિજાય ને વધારે ગાળ દે અને ભલો હોય તો મારે પણ ખરો, કેમકે તેને મન તો "સામી" શબ્દ નિંદાસુચકજ હોય; તેનો અર્થ ધણી કરવો તે તેનું અપમાન કર્યા બરોબરજ થયું"

## કુલી બેરિસ્ટર

"તેથી હું "કુલી બેરિસ્ટરજ" કહેવાયો. વેપારીઓ કુલી વેપારી કહેવાય. કુલીનો મૂળ અર્થ મજુર એતો ભુલાઈ ગયો. વેપારી આ શબ્દથી ગુસ્સે થાય ને કહે "હું કુલી છું" જરા વિનયી અંગ્રેજ હોય તો એવું સાંભળે ત્યારે માફી પણ માગે."

"આ સ્થીતિમાં પાઘડી પહેરવાનો પ્રશ્ન મોટો થઈ પડયો. પાઘડી ઉતારવી એટલે માનભંગ સહન કરવો. મેં તો વિચાર્યું કે હું હિન્દુસ્તાનની પાઘડીને રજા આપું અને અંગ્રેજી ટોપી પહેરું જેથી તે ઉતારવામાં માનભંગ ન લાગે ને હું ઝગડામાંથી બચી જાઉં"

અબદુલ્લા શેઠને એ સુચના ન ગમી. તેમણે કહ્યું "જો તમે આ વેળા એવો ફેરફાર કરશો તો તેનો અનર્થ થશે. બીજાઓ દેશની પાઘડી પહેરવા માગતા હશે, તેમની સ્થીતિ કફોડી થશે, વળી આપણા દેશની પાઘડીજ તમને તો દીપે. તમે અંગ્રેજી ટોપી પહેરશો તો તમે "વેટર" માં ખપશો"

"આ વાક્યોમાં દુન્યવી ડહાપણ હતું, દેશાભિમાન હતું ને કંઈક સાંકડાપણું હતું. દુન્યવી ડહાપણ તો સ્પષ્ટજ છે. દેશાભિમાન વિના પાઘડીનો આગ્રહ ન હોય. સાંકડાપણા વિના "વેટર" ની ટીકા ન હોય ગિરમીટીયા હિંદીમાં, હિંદુ, મુસલમાનને ખ્રિસ્તી એવા ત્રણ હતા. ખ્રિસ્તી તે ગિરમીટીયા હિંદી જે ખ્રિસ્તી થએલા તેની પ્રજા આ સંખ્યા ૧૮૯૩માં પણ મોટી હતી, તેઓ બધા અંગ્રેજી પોશાકજ પહેરે. તેમાંનો સારો ભાગ હોટલોમાં નોકરી કરીને આજીવિકા પેદા કરે. આ ભાગને ઉદ્દેશીને અંગ્રેજી ટોપીની ટીકા અબદુલ્લા શેઠના વાક્યોમાં હતી.

"મને અબદુલ્લા શેઠની દલીલ એકંદરે ગમી. મેં પાઘડીના કિસ્સા ઉપર મારીજ, પાઘડીના બચાવનો કાગળ છાપામાં લખ્યો. છાપામાં મારી પાઘડીની ખુબ ચર્ચા થઈ. "અનવેલકમ વીઝીટર" વણનોતર્યો પરોણો—એવા મથાળેથી હું છાપે ચડયો ને ત્રણ ચાર દિવસની અંદરજ અનાયાસે મને દક્ષિણ આફ્રિકામાં જાહેરાત મળી. કોઈએ મારો પક્ષ લીધો, કોઈએ મારી ગુસ્તાખીની ખુબ નિંદા કરી, આમ મારી પાઘડી તો લગભગ છેવટ સુધી રહી.

## પ્રિટોરીયા જતાં

ડરબનમાં ગાંધીજી અબ્દુલ્લા શેઠને ત્યાં રહી એમના કેસનો અભ્યાસ કરતા હતા અને પેઢીના હિંદુ મહેતાજીઓ પાસેથી એમણે નામાનું શિક્ષણ પણ લેવા માંડયું હતું, કારણ કે પ્રિટોરીયાથી અબદુલ્લા શેઠના ગોરા વકીલ તરફથી કાગળ આવ્યો હતો, જેમાં લખ્યું હતું કે કેસ સમજાવવા માટે અબદુલ્લા શેઠે પ્રિટોરીયા જવું અથવા પોતાને બદલે કોઈને મોકલવો, એટલે ગાંધીજીને મોકલવાનું નક્કી થયું હતું સાત આઠ દિવસમાં પેઢીના મહેતાજીઓ પાસેથી કેસને લગતી દરેક વિગતો સમજી લઈ ગાંધીજી આઠમે દહાડે ડરબનથી પ્રિટોરીયા જવા ટ્રેનની પહેલા વર્ગની ટીકીટ કઢાવી રવાના થયા. ટ્રેન રાત્રે નવેક વાગે નાતાલની રાજધાની મેરીટસબર્ગમાં પહોંચતાં એક ગોરો ઉતારૂ ગાંધીજીવાળા ડબ્બામાં આવ્યો અને ફર્સ્ટ કલાસમાં એક હિંદીને જોતાં એ રેલ્વે અમલદારોને ગાંધીજીના ડબ્બા આગળ લઈ આવ્યો અને પેલા ગોરા અમલદારે ગાંધીજીને કહ્યું કે તમારે છેલ્લા ડબ્બામાં જવાનું છે," ગાંધીજીએ કહ્યું કે "મને ડરબનથી આ ડબ્બામાં બેસાડવામાં આવ્યો છે. મારી પાસે પહેલા વર્ગની ટીકીટ છે, એટલે હું બીજા વર્ગના ડબ્બામાં નહિ જાઉં"

## પોલીસે ગાંધીજીને ધક્કો માર્યો

આ ઉપરથી રેલ્વે અમલદારે પોલીસને બોલાવ્યો અને પોલીસે ધક્કો મારી ગાંધીજીને ડબ્બામાંથી નીચે ઉતાર્યા, અને એમનો સામાન પણ ઉતારી મૂકયો. આફ્રિકાના રંગ દ્વેષનો ગાંધીજીને એ પહેલો અનુભવ થયો, પણ એ વખતે પણ એમનામાં અન્યાયની સામે પ્રતિકાર કરવાની લડાયક વૃત્તિ હતી. બીજા કોઈ નબળા હિંદીની માફક એમને ફર્સ્ટ કલાસના ડબ્બામાંથી ઉતારી મૂકવામાં આવ્યા ત્યારે ગોરા રેલ્વે અમલદારોની આજ્ઞા માથે ચઢાવી ગાંધીજી ત્રીજા વર્ગના ડબ્બામાં નજ ગયા, આખી રાત મારીત્સબર્ગ રેલ્વે સ્ટેશનના વેઈટીંગ રૂમમાં બેસી રહ્યા, સ્હવારે રેલ્વે મેનેજરને ફરિયાદનો લાંબો તાર કર્યો, અબદુલ્લા શેઠને ખબર આપ્યા, શેઠ રેલ્વેના જનરલ મેનેજરને મળ્યા વળી અબ્દુલ્લા શેઠે મેરીત્સબર્ગના હિંદી વેપારીઓને તાર કરતાં વેપારીઓ સ્ટેશન પર ગાંધીજીને મળવા આવ્યા અને એ સૌએ હિંદીઓને દક્ષિણ આફ્રીકામાં પહેલા બીજા વર્ગમાં મુસાફરી કરતાં હીંદીઓની કેવી કનડગત થાય છે તેનાં વર્ણનો કર્યા. ગાંધીજીના તારના જવાબમાં જનરલ મેનેજરનો તાર આવ્યો, અલબત્ત તેણે પોતાના માણસોના વર્તનનો બચાવ કર્યો, પણ ગાંધીજીને વગર હરકને પહેલા વર્ગમાંજ મુસાફરી કરવા સ્ટેશન માસ્તરને ભલામણ કરી અને રાત પડતાં ટ્રેન આવતાં ગાંધીજી પહેલા વર્ગમાં જ મેરીત્સબર્ગથી ચાર્લ્સ ટાઉન પહોંચ્યા.

## અપમાન અને તમાચા

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં પગ મુકતાં એમને મેરીત્સબર્ગ રેલ્વે સ્ટેશનપર ગોરાઓના રંગદ્વેષનો કડવો અનુભવ થયો હતો, તે પ્રમાણે ચાર્લ્સ ટાઉનથી જહોનીસબર્ગ ઘોડાની શીગરામમાં જતાં એમને શીગરામ કંપનીના એક ગોરા મુખીના હાથનો માર પણ ખાવો પડયો હતો. ગાંધીજીએ શીગરામની ટીકીટ લીધી હતી, એમને અંદર બેસાડવાની શીગરામવાળાની ફરજ હતી, છતાં ગાંધીજીને અજાણ્યા જાણી પેલા ગોરા મુખીએ એમને શીગરામની બહાર હાંકનારની બાજુએ બેસાડયા હતા. આ ખુલ્લો અન્યાય હતો, છતાં ગાંધીજી કંઈ

બોલ્યા નહિ, અને મુંગે મ્હોડે હાંકનારની બાજુની જગ્યા લીધી. પણ વચમાં એક ગામ આવતા પેલો ગોરો મુખી જે શીગરામની અંદર બેઠો હતો, તેને બહાર બેસવાની ઇચ્છા થઈ એટલે હાંકનારની પાસેથી એક મેલું ગુણીયું લઈ પગ રાખવાની જગા આગળ તે પાથર્યું અને ગાંધીજીને કહ્યું કે "સામી તું અહિં આં બેસ, મારે હાંકનારની પાસે બેસવું છે."

આટલી હદ સુધીનું અપમાન સહન કરી લેવા ગાંધીજી તઈયાર ન હોતા. તેમણે પેલા ગોરા મુખીને જવાબ આપ્યો કે "તમે મને અહીં બેસાડયો, એ અપમાન મેં સહન કરી લીધું. મારી જગ્યા તો અંદર બેસવાની, પણ તમે અંદર બેસીને મને અહિં બેસાડયો, હવે તમને બહાર આવવાની ઇચ્છા થઈ છે અને બીડી પીવી છે તેથી તમે મને તમારા પગ આગળ બેસાડવા ઇચ્છો છો. હું અંદર જવા તૈયાર છું. પણ તમારા પગની પાસે બેસવા હું તૈયાર નથી !'

આટલું ગાંધીજી બોલી રહ્યા હશે તેટલામાં તો એમના પર પેલાએ તમાચાનો વરસાદ વરસાવ્યો અને ગાંધીજીનું બાવડું ઝાલી એમને નીચે ધસડવા માંડયા, પણ ગાંધીજી બેઠકની પાસે પીતળના સળીઆ હતા, એને ઝેરની જેમ વળગી રહ્યા, પેલો એમને મારી રહ્યો હતો. પેલો બળવાન, ગાંધીજી એ વખતે પણ માનવસળેખડાં જેવાં હતા. શીગરામની અંદર બેઠેલા ઉતારૂઓમાંના કોઈ બોલી ઉઠયા, "અલ્યા એ બિચારાને ત્યાં બેસવા દે, તેને નકામો માર નહિ, તેની વાત સાચી છે. ત્યાં નહીં તો તેને અમારી પાસે અંદર બેસવા દે."

આ સાંભળી પેલો જરા ભોંઠો પડયો, અને તેને ગાંધીજીનું બાવડું છોડયું.

ગાડી સ્ટેંડરટન પહોંચી, અને ત્યાંના ઈસા શેઠની દુકાને અબદુલ્લા શેઠે તાર કરેલો હોવાથી ઈસા શેઠના માણસો ગાંધીજીને તેડવા આવ્યા હતા. ગાંધીજીએ ઈસા શેઠ અને તેમના વાણોતરો આગળ પોતાના પર જે વીતી હતી, તે વાત કરી, એટલે એ ભાઈઓએ આફ્રિકામાં પોતાને કેવાં કેવાં અપમાનો સહન કરવાં પડે છે તેની વાત કરી. અને ગાંધીજીએ શીગરામ કંપનીના એજંટ પર પોતા પર જે વીત્યું હતું, તેની વાત એક ચીઠી લખી કરી હતી, અને પછી સ્ટેન્ડરટનથી જહોનીસબર્ગ પહોંચતાં એમને શીગરામની અંદર જગા મળી હતી અને માર્ગમાં કશી મુશ્કેલી નડી ન હતી.

લડતનો નિશ્ચય

જહોનીસબર્ગ પહોંચ્યા પછી ગાંધીજી એક યુરોપિઅન હોટેલમાં ગયા હતા, પણ ત્યાં એમને રહેવાની જગા મળી ન હતી. આખરે ગાંધીજી જહોનીસબર્ગમાં અબદુલ્લા શેઠના એક ઓળખીતા મહમદ કાસમ કમરૂદીનની દુકાને ગયા અને ત્યાં ઠરી ઠામ થયા, અને જહોનીસબર્ગ સ્ટેશનથી ફર્સ્ટ કલાસની ટીકીટ લઈ પ્રિટોરિયા પહોંચ્યા, જહોનીસબર્ગથી પ્રિટોરિયા જતાં પણ રસ્તામાં એક સ્ટેશન આગળ રેલ્વેના ગોરા ગાર્ડે ગાંધીજીની ટીકીટ જોવા માંગી હતી. અને ટીકીટ ફર્સ્ટ કલાસની હતી. ગાંધીજી ફર્સ્ટ કલાસમાં બેઠા હતા, છતાં તેમને ત્યાંથી ઉઠી થર્ડ કલાસમાં જવા કહ્યું હતું. પણ આ વખતે ગાંધીજીના ડબ્બામાં એક ભલો અંગ્રેજ હતો, તેણે પેલા ગાર્ડને ધમકાવી પાછો કહાડયો હતો, અને કહ્યું હતું કે "આ ગૃહસ્થને તું નકામો હેરાન ન કર. દેખતો નથી, તેની પાસે ફર્સ્ટ કલાસની ટીકીટ છે. એના બેસવાથી મને કશો વાંધો નથી."

આ ઉપરથી " તમને કુલી જોડે બેસવુ ગમતું હોય તો હું શુ કરૂં " એમ બબડતો ખાટે ચાલી ગયો. આમ ડરબનથી પ્રિટોરિયા પહોંચતાં ગાંધીજીને જીંદગીમાં પહેલી જ વાર ગોરાઓના રંગદ્વેષનો ખુબ ખુબ કડવો અનુભવ થયો હતો પણ એ અનુભવથી એ ઈભાઈ જવાને બદલે એમણે એની સારી લડત કરવાનો નિશ્ચય કર્યો હતો. અને દરેક અપમાન અને પ્રસંગને પ્રકાશમાં આણી, લાગતા વળગતાઓ ઉપરી જોડે પત્રવ્યવહાર કરી પોતાને જે સહન કરવુ પડ્યું હતું તેની સામે વિરોધ જાહેર કર્યો હતો, અને આ શરૂઆતના અનુભવોને લીધે એમને દક્ષિણ આફ્રિકામાં વસેલ અને વેપાર કરી રહેલા આપણા હિંદી ભાઇઓની સ્થીતિનો આબાદ ખ્યાલ આવ્યો હતો

પ્રિટોરિયામા ગાંધીજીને હોટલ સંબંધમાં જરા સારો અનુભવ થયો હતો. એક હોટેલ વાળાએ પહેલાં ગાંધીને ઓરડી તો આપી પણ કહ્યુ કે હોટેલના જાહેર ખાણા ઘરમાં બીજા માણસો વાંધો નહી લે તો તેઓ એમને લઇ જશે, નહીતર એમનુ ભોજન એમના ઓરડામાં આપી જશે, હોટેલમાં રહેતા બીજા માણસોએ કશો વાંધો ન લેતાં ગાંધીજીને હોટેલની મુખ્ય ડાઇનીંગ રૂમમાં જવાની છુટ મળી

પ્રિટોરીઆમાં ગાંધીજીને કેટલાંક ખ્રીસ્તી કુટુંબો સાથે સંબધ બંધાય છે તેમાં એક બે સંબધ તો બહુ ગાઢ બંધાય છે. આ ખ્રીસ્તી મિત્રો ગાંધીજીને ખ્રીસ્તી સંપ્રદાય તરફ વાળવા પ્રયાસ કરતા હતા, ગાંધીજી એમની જોડે ધર્મની અને તત્વજ્ઞાનની ચર્ચા અવશ્ય કરતા, અને જીસસ ક્રાઇસ્ટનાં બોધવચન તરફ જરૂર આદર રાખતા હતા. પણ એમને હિંદુ ધર્મ પર એવી અડગ શ્રદ્ધા હતી કે એમના ખ્રીસ્તી મિત્રો એમને ક્રીશ્ચીઅન, બનાવવામાં ફાવ્યા ન હતા.

અંગત અનુભવ !

અહિ પ્રિટોરીયામાં એ સમયમાં ગાંધીજીને હિંદીઓને ત્યાંના ગોરાઓ કેવા હલકા અને કુલી ગણે છે તેનો અંગત અનુભવ થયો. ઓરેન્જ ફ્રી સ્ટેટમાં ૧૮૮૮માં કે તે પુર્વે એક કાયદો ઘડી હિંદીઓના બધા હક્ક છીનવી લેવામાં આવ્યા હતા ત્યાં માત્ર હોટેલના વેટર તરીકે કે એવી કોઇ મજુરીમાં રહેતા જેટલીજ હિંદીઓને છુટ રહી હતી. જે હિંદી વેપારીઓ હતા. તેમને નામનો અવેજ આપી કાઢી મેલ્યા હિંદી વેપારીઓએ અરજીઓ કરી પણ તેમના અવાજ પ્રત્યે કોઇએ લક્ષ આપ્યુ નહી.

ટ્રાન્સવાલમાં ૧૮૮૫માં સખત કાયદો થયો. ૧૮૯૧માં કંઇક સુધારો થયો, તેને પેરિણામે હિંદી માત્ર દાખલ ફીના ત્રણ પાઉંડ આપે એમ ઠર્યું. જમીનની માલેકી તેઓ માત્ર તેમને સારૂં નીમેલા વાડામાંજ ધરાવી શકે. આમાંયે માલિકી તો મળેજ નહિ. હિંદીઓને કશો મતાધિકાર હતોજ નહિ આ બધા એશિયા વાસીઓને લગતા કાયદા હતા. ઉપરાંત કાળા લોકોને લગતા કાયદા પણ હિંદીઓને લાગુ પડે હિન્દીઓ શહેરના ફુટપાથ પર ચાલી ન શકે અને રાતના નવ વાગ્યા પછી પરવાના વગર ગામમા ફરી ન શકે, ગાંધીજી એમના ગોરા મિત્રો સાથે ઘણી વાર રાતે ફરવા નીકળતા ત્યારે દશ વાગી જતાં એમને અને એમના ગોરા મિત્ર મી. કોટસને હંમેશ એમને માટે ચિંતા રહેતી. પ્રિટોરીયાના સરકારી વકીલ ડા. ક્રાઉઝે ગાંધીજીને રાતે ફરવાનો પરવાનો લખી આપ્યો હતો. તેનો

ઉપયોગ કરવાની તેમને જરૂર નહોતી પડી પણ પ્રિટોરીયામાં જે શેરીમાં પ્રેસીડન્ટ ક્રુગરનું ઘર હતું ત્યાં આગળ ગાંધીજી હંમેશ સવારે ફરવા જતા હતા પણ એક દિવસે એક કમ સીપાઈએ એમને મામુલી હિંદી કુલી સમજી લાત મારી ફુટપાથ પરથી નીચે ઉતાર્યા હતા. આ બનાવ ગાંધીજીના એક ગોરા મિત્રે નજરોનજર જોયો હતો. એણે ગાંધીજીને પેલા સીપાઈ સામે કેસ કરવા કહ્યું હતું પણ ગાંધીજીએ એ વાતની ના પાડી હતી. પેલા મિત્રે પેલા સીપાઈ જોડે વાત કરતાં એણે ગાંધીજીની માફી માગી હતી. અને એ વાત ત્યાંથી અટકી હતી. પણ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની હાડમારી કેવી હતી તેનો અંગત અનુભવથી ગાંધીજીને બરાબર ખ્યાલ આવ્યો હતો.

## જીવનનું અમુલ્ય વર્ષ

પ્રિટોરીયાના પોતાના આ સમયના એક વર્ષના નિવાસ સંબંધમાં ગાંધીજી પોતાની આત્મ-કથામાં લખે છે કે "પ્રિટોરીયામાં મને જે એક વર્ષ મળ્યું તે મારા જીવનમાં અમુલ્ય હતું. જાહેર કામ કરવાની મારી શક્તિનું કંઈક માપ મને અહીં મળ્યું. તે શીખવાનું પણ અહિં મળ્યું. ધાર્મિક ભાવના એની મેળે તીવ્ર થવા લાગી અને ખરી વકીલાત પણ અહિંજ શીખ્યો એમ કહેવાય"

"દાદા અબદુલ્લાના કેસ નાનો ન હતો. દાવો ૪૦૦૦૦ પૌંડનો એટલે રૂપિયા છ લાખનો હતો. તે વેપારને અંગે હોઈ તેમાં નામાની ગુંચ ઘણી હતી. કેટલોક ભાગ પ્રોમીસરી નોટ ઉપર અને કેટલોક ભાગ પ્રોમિસરી નોટ આપવાનું વચન પળાવવા ઉપર હતો. બચાવ એ હતો કે પ્રોમિસરી નોટ ફરેબથી લેવામાં આવી હતી. અને પૂરો અવેજ નહતો મળ્યો. આમાં હકીકત અને કાયદાની બારીઓ પુષ્કળ હતી. નામાની ગૂંચો પણ ઘણી હતી."

"મેં તો અસીલના કેસને અંતે જોઈ લીધું કે તેનો કેસ ઘણો મજબુત છે. કાયદો તેની મદદે પહોંચવોજ જોઈએ પણ કેસ લડતાં બંને સગા એકજ શહેરમાં રહેનારા ખુવાર થશે. આ મેં જોયું, કેસનો અંત કોઈ જોઈ ન શકે. કોર્ટમાં રહેતો કેસ ઇચ્છામાં આવે તેટલો લંબાવી શકાય. લંબાવવાથી બેમાંથી એકેને ફાયદો ન થાય આથી કેસનો અંત થતો હોય તો તે બેઉ જણ ઇચ્છતા હતા"

"તૈયબ શેઠને મેં વીનવ્યા. ઘર મેળે પતાવવાની સલાહ આપી. તેમના વકીલને મળવાનું મેં સુચવ્યું, બંનેને સુચવ્યું. બંનેને વિશ્વાસ આવે તેવા પંચને તેઓ નીમે તો કેસ ઝટ પતી જાય. વકીલોનાં ખર્ચ એટલાં બધાં ચડ્યાં હતાં કે તેમાં મોટા વેપારી પણ ખપી જાય. બંને એટલી ચિંતાથી કેસ લડતા હતા, કે એકે નિરાંતે બીજું કશું કામ ન કરી શકે, દરમ્યાન વેર પણ વધ્યે જતાં હતાં. મને વકીલાત ઉપર તીરસ્કાર છુટ્યો. વકીલ તરીકે તો બને વકીલોએ એક બીજાને જીતવાની કાયદાની બારીઓજ શોધી દેવાની રહી. જીતનારને બધું ખર્ચ કોઈ દિવસ નથી મળી શકતું એ મેં આ કેસમાં પ્રથમ જાણ્યું. પક્ષકારની પાસેથી લઈ શકાય એવી ફીનો એક આંકડો હોય, આ બધું મને અસહ્ય લાગ્યું. મને તો લાગ્યું કે મારો ધર્મ બંનેની મિત્રતા કરાવવાનો હતો. બંને સગાને મેળવવાનો હતો. મેં સમાધાનીને સારૂં કાળજાં તૂટ મહેનત કરી. તૈયબ શેઠ માન્યા. છેવટે પંચ નિમાયા. કેસ ચાલ્યો. કેસમાં દાદા અબદુલ્લા જીત્યા."

"એટલેથી મને સંતોષ ન થયો. જો પંચના ઠરાવની બજાવણી થાય તો તૈયબ હાજી મહમદ એટલા પૈસા એકાએક નજ આપી શકે. દક્ષિણ આફ્રિકામાં વસતા પોરબંદરના મેમણોમાં એક ઘર મેળેનો અલીખીત કાયદો હતો કે પોતે મરે પણ દેવાળું ન કાઢે તૈયબ શેઠ ૩૭૦૦૦ પૌંડ અને ખર્ચ એકાએક નજ આપી શકે. તેમને એક દમડી ઓછી નહોતી આપવી. દેવાળું નહોતુજ કાઢવું. રસ્તો માત્ર એકજ હતો કે દાદા અબદુલ્લાએ તેમનો પુરતો વખત આપવો. દાદા અબદુલ્લાએ ઉદારતા વાપરીને ખૂબ લાંબો વખત આપ્યો. પંચ નીમવામાં મને જેટલી મહેનત પડી તેના કરતાં આ લાંબો હપ્તા કરાવવામાં વધારે મહેનત કરવી પડી. બંને પક્ષ રાજી થયા. બંનેની પ્રતિષ્ઠા વધી. મારા સંતોષનો પાર ન રહ્યો. હું ખરી વકીલાત શીખ્યો. મનુષ્યની ખરી બાજુ ખોળી કાઢતાં શીખ્યો. મનુષ્ય હૃદયમાં પ્રવેશ કરતાં શીખ્યો. મેં જોયું કે વકીલનું કર્તવ્ય પક્ષકારોની વચ્ચે પડેલી તૂટ સાંધવાનું છે, આ શીક્ષણે મારા મનમાં એવી જડ ઘાલી કે મારી વીસ વર્ષની વકીલાતનો મુખ્ય કાળ મારી ઓફીસમાં બેઠા સેંકડો કેસોની સમાધાનીઓ કરાવવામાં જ ગયો તેમાં મેં દ્રવ્ય ખોયું એમ પણ કહેવાય આત્મા તો ન જ ખોયો.

## નાતાલમાં ઝુંબેશની શરૂઆત

અબદુલ્લા શેઠનો કેસ પુરો થયો એટલે પ્રીટોરીયામાં રહેવાનું ગાંધીજીને પ્રયોજન રહ્યું નહી, એટલે એ ડરબન ગયા. અને ત્યાંથી હિંદુસ્તાન પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યા. અબદુલ્લા શેઠે ગાંધીજીના માનમાં એક ખાનપાનનો મેળાવડો યોજ્યો હતો. આ મેળાવડામાં બેઠા બેઠા ગાંધીજી કેટલાંક છાપાંઓ જોઈ રહ્યા હતા, ત્યાં એક છાપામાં એક એવા સમાચાર હતા કે નાતાલની ધારાસભામાં એક એવું બીલ ચર્ચાઈ રહ્યું હતું જે નાતાલમાં વસતા હીંદીઓને ધારાસભામાં પોતાના રૂબ્યો મોકલવાનો જે મતાધીકાર હતો તે લઈ લેવો. આ વાત વાંચી ગાંધીજી ચમકયા. આ તો નાતાલમાંથી પણ હીંદીઓનો પગ કાઢવાની વેતરણ હતી. એ વખતે નાતાલમાં વેપાર કરતા હીંદી વેપારીઓ છાપાં વાંચવામાં બેદરકાર હતા, અને આવી વાતોમાં કેમ લડત કરવી તેની ગતાગમ ન હતી. એ નવા કાયદાથી હીંદીઓની કેવી હાલત થાય એ વાત ગાંધીજીએ મેળાવડામાં હાજર રહેલાઓ સમક્ષ કરી, મેળાવડામાં હાજર રહેલા હીંદી વેપારીઓએ ગાંધીજીને એકાદ મહીનો ડરબનમાં રોકાઈ જવાની વીનંતી કરીઃ અને નાતાલની ધારાસભામાં હીંદીઓ વીરોધના કાયદા સામે જબરદસ્ત ઝુંબેશ ઉપાડવામાં આવી. એક મંડળ સ્થાપવામાં આવ્યું ધારાસભાના પ્રમુખ નાતાલ સરકારના વડા પ્રધાન અને ઇંગ્લંડમાં સંસ્થાન ખાતાના પ્રધાન લોર્ડરીપન પર જબરદસ્ત અરજીઓ મોકલવાનો નીશ્ચય કરવામાં આવ્યો, હીંદીઓમાં પહેલી વખત જાગૃતી આવી ગઈ. પોતાના હક માટે સામુદાયીક લડત ચલાવવાની હિંમત આવી અને નાત જાત, ધર્મ કે પ્રાંતનો ભેદ ભુલી હીંદીઓ એક થઈ હીંમતથી અને ઉત્સાહથી કામે લાગ્યા. દાદા અબદુલ્લાનું ઘર ધર્મશાળા જેવું થઈ ગયું. ગાંધીજીએ બે વરસ ચોપાનીયા લખી નાતાલના હીંદીઓનો કેસ સરસ રીતે રજુ કર્યો. એક ચોપાનીયામાં તો નાતાલમાં વસતા દરેક ગોરાને અપીલ કરવામાં આવી હતી. આ ચોપાનીયામાં આફ્રિકાના અને હિંદના આગેવાનોને અને આગેવાન છાપાંઓને મોકલવામાં આવ્યાં હતાં, મુંબઈના "ટાઈમ્સ ઓફ ઇંડીઆ"એ નાતાલના હિંદીઓની

તરફેણમાં અગ્રલેખ લખ્યો. લંડન ટાઇમ્સે પણ હીંદીઓના કેસનું વાજબીપણું સ્વીકાર્યું. આમ ચારે બાજુ ઉત્સાહ ફેલાઈ રહ્યો. અને ડરબનના મેમણ વેપારીઓએ ગાંધીજીને એક વર્ષનું વર્ષાસન બાંધી આપ્યું. આ રીતે દક્ષીણ આફ્રીકાની એમની રાજદ્વારી કારકીર્દીના શ્રીગણેશ ડરબનમાં મંડાયા અને તે પણ હીંદીઓ વીરૂદ્ધના એક બીલ સંબંધમાં છાપામાં આવેલા એક માત્ર ન્હાના પેરેગ્રાફ પરથી.

## નાતાલ હીંદી કોંગ્રેસ જન્મ

નાતાલમાં વકીલાત કરવાની સનંદ ગાંધીજીને મળી પણ વકીલનો ધંધો કરવો એ વસ્તુ ગાંધીજી માટે ગૌણ હતી, અને એમજ રહી હતી. નાતાલનાં જાહેર કામ થઈ શકે તોજ એમનું ત્યાં રહેવું સાર્થક થાય એમ એમને લાગતું હતું. હિંદી મતાધિકાર પ્રતિબંધના કાયદાની સામે માત્ર અરજી કરીને તો નજ બેસી રહેવાય. એ વિષે પ્રવૃત્તિ ચાલુ રહે તોજ સંસ્થાનોના પ્રધાન ઉપર અસર પડે. આને માટે એક સંસ્થાની સ્થાપના કરવાની આવશ્યકતા જણાઈ. તેથી ગાંધીજીએ અબ્દુલ્લા શેઠ સાથે મસલત કરી બીજા સાથીઓને મળ્યા, ને એક જાહેર સંસ્થા બનાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો. સને ૧૮૯૪ ના મે ૨૨ મી તારીખે નાતાલ ઈન્ડીઅન કોંગ્રેસનો જન્મ થયો ડરબનમાં દાદા અબ્દુલ્લાનો મેડો ભરાઈ ગયો હતો. લોકોએ આ સંસ્થાને ઉત્સાહપૂર્વક વધાવી લીધી હતી. બંધારણ સાદું રાખ્યું હતું. સભ્યો બનાવવામાં સાથીઓએ અસીમ ઉત્સાહ બતાવ્યો હતો. તેમાં તેમને રસ આવતો હતો. આ કોંગ્રેસની સભા દર અઠવાડિએ કે દર માસે જરૂર પ્રમાણે થાય, તેમાં આગલી સભાનો હેવાલ વંચાય ને અનેક પ્રકારની ચર્ચા થાય. લોકોને આ કોંગ્રેસ મારફત જાહેરમાં ઉભા થઈને બોલવાની હિંમત આવી. આ નાતાલ કોંગ્રેસની વ્યવસ્થા અને તેનો હિસાબ કિતાબ બરાબર રહે એ માટે ગાંધીજીએ પહેલેથી કાળજી રાખી હતી.

× × ×

નાતાલ કોંગ્રેસનું બીજું અંગ સંસ્થાનમાં જન્મેલ ભણેલા હિંદીઓની સેવા કરવાનું હતું. તેને અંગે કોલોનીઅલ બોર્ન ઈન્ડીઅન એજ્યુકેશનલ એસોસીએશનની સ્થાપના કરવામાં આવી હતી, તેમાં આફ્રિકામાં જન્મેલા નવયુવકોજ મુખ્યત્વે સભ્ય હતા. આ યુવાનો હિંદી વેપારીઓ જોડે સંબંધમાં આવે અને તેમનાં પોતાની હાજતો તેમને જણાવે, અને તેમનામાં સેવાવૃત્તિ પ્રકટે એ આશય રાખવામાં આવ્યો હતો.

× × ×

કોંગ્રેસનું ત્રીજું અંગ બાહ્ય પ્રવૃતિ હતી. આમાં દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોમાં, ઈંગ્લંડ અને હિંદુસ્તાનમાં આફ્રિકાના હિંદીઓની ખરી સ્થીતિ વિષે પ્રચાર કરી તેમને સાચી માહિતી આપવાનો આશય રાખવામાં આવ્યો હતો. આ સંબંધમાં ખુદ ગાંધીજીએ પોતે બે ચોપાનીઆ લખ્યાં હતાં. પહેલું ચોપાનીયું "દક્ષિણ આફ્રિકામાં વસતા દરેક અંગ્રેજને વિનંતી" એ નામક હતું, અને તેમાં નાતાલવાસી હિંદીઓની સામાન્ય સ્થિતીનું દિગ્દર્શન પુરાવાઓ સહિત હતું, બીજું "હિંદી મતાધિકાર—એક વિનંતી" એ નામનું હતું. તેમાં હિંદી મતાધિકારનો ઈતિહાસ, આંકડાઓ અને પુરાવા સહિત આપવામાં આવ્યા હતા. આ બંને ચોપાનિયાંની પાછળ ખૂબ મહેનત અને અભ્યાસ હતાં; તેનું ફળ પણ

તેનુંજ આપ્યું. તેનો બહોળો પ્રચાર કરવામાં આવ્યો હતો. અને નાતાલ કોંગ્રેસની આ પ્રચાર-નીતીથી દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના મિત્રો ઉત્પન્ન થયા. ઇંગ્લંડમાં અને હિંદુસ્તાનમાં બધા પક્ષ તરફથી મદદ મળી.

× × ×

## ગીરમીટીયાના મીત્ર બને છે

ગાંધીજીએ નાતાલમાં કોંગ્રેસ તો સ્થાપી તેમાં સંસ્થાનોમાં જન્મ પામેલા હીંદીઓએ પ્રવેશ કર્યો હતો. હીંદી વેપારી અને મહેતા વર્ગ એમાં જોડાયો હતો. પણ આફ્રિકામાં વસતા ગરીબ હિંદી મજુર ગિરમીટિયા વર્ગે તેમાં પ્રવેશ કર્યો ન હતો. ખુદ ગાંધીજીએ પોતે આ ગિરમીટીયાનો અભ્યાસ કર્યો ન હતો તેટલામાં એક દિવસ ગાંધીજીની ઓફીસ આગળ ફાટેલાં કપડાં પહેરેલો, ધ્રુજતો મોંઢેથી લોહી ઝરતો, જેના આગલા બે દાંત પડી ગયા હતા એવો, મદ્રાસી રાતો રાતો ગાંધીજી આગળ જઈ ઉભો, તેને તેના માલિકે સખત માર માર્યો હતો, એ માણસનું નામ હતું બાલ સુંદરમ્, તે એક ગોરાને ત્યાં મજૂરી કરતો હતો માલિકનો ગુસ્સો ચડ્યો હશે ને તેણે બીજાજ બોધ બાલસુંદરમને સારી પેઠે પીટી નાખ્યો હતો. હવે દક્ષિણ આફ્રિકામાં હિંદી ગિરમીટીયાની હાલત ગુલામ જેવીજ હતી, સામાન્ય નોકર જો નોકરી છોડે તો શેઠ તેના ઉપર દીવાની દાવો માંડી શકે. તેને ફોજદારીમાં ન લઈ જઈ શકે. ગિરમીટ અને સામાન્ય નોકરીમાં ઘણો ભેદ હતો, પણ મુખ્ય ભેદ એ હતો કે ગિરમીટીયો શેઠની નોકરી છોડે તો તે ફોજદારી ગુનો ગણાય ને તેને સારૂ તેને કેદ ભોગવવી પડે.

× × ×

ગાંધીજી બાલસુંદરમને પહેલાં દાકતર પાસે લઈ ગયા, અને જે માર પડ્યો તેની વિગત મેળવી. પછી ગિરમીટીઆઓને અંગે નિમાયલા અમલદાર પાસે લઈ ગયા, અને ત્યાર પછી બાલસુંદરમના માલેકને મળી ગાંધીજીએ એ ગરીબ કુલીને તેના પંજામાંથી છોડવ્યો, અને તેને બીજો ગોરો માલેક મેળવી આપ્યો. ડરબનના ગોરા મેજીસ્ટ્રેટ બાલસુંદરમને ઘાયલ માર મારનાર તેના ગોરા શેઠ પર ઘણા ગુસ્સે થઈ ગયા હતા, અને તેને સખ્ત સજા કરવા માંગતા હતા, પણ ગાંધીજીએ માલિકને સજા કરાવવા માંગતા નહોતા, એ તો બાલસુંદરમને એની ગિરમીટમાંથી છોડવવા માગતા હતા. બાલસુંદરમનો છુટકારો થયો અને ઉપર આપણે જોયું તેમ ગાંધીજીએજ એમને નવો શેઠ મેળવી આપ્યો. આ કિસ્સાથી ગિરમીટીયાઓ ગાંધીજીને પોતાના મિત્ર-ગણવા લાગ્યા, અને એમની ઓફીસે એ ગરીબ લોકો આવતા થયા, અને એ વાતના ભણકારા છેક મદ્રાસ ઇલાકા સુધી પહોંચ્યા.

× × ×

## હીંદીઓ મજુરમાંથી જમીનદાર

"સુમારે ૧૮૬૦ માં જ્યારે નાતાલમાં શેરડીનો સારો પાક થઈ શકે એમ છે એવું ત્યાં વસતા ગોરાઓએ જોયું ત્યારે તેમણે મજુરોની ખોજ કરવા માંડી. મજૂર ન મળે તો શેરડી પાકે નહિ, અને સાકર ખાંડ થાય નહિ. નાતાલના હબસીઓ આ મજૂરી કરે તેમ નહોતા. તેથી નાતાલવાસી ગોરાઓએ હીંદી સરકાર સાથે મસલત ચલાવીને

હીંદી મજૂરોને નાતાલ જવા દેવાની રજા મેળવી. તેમને પાંચ વર્ષ મજૂરી કરવાની બંધણી, ને પાંચ વર્ષને અંતે સ્વતંત્ર રીતે નાતાલમાં વસવાની છૂટ, એવી લાલચો આપવામાં આવી હતી. તેમને જમીનની માલિકી ધરાવવાના પૂરા હક પણ રાખ્યા હતા, તે વખતે ગોરાઓ ઇચ્છતા હતા, કે હીંદી મજૂર પોતાનાં પાંચ વર્ષ પૂરાં કર્યાં પછી જમીન ખેડે ને પોતાના ઉદ્યમનો લાભ નાતાલને આપે.'

આ લાભ હીંદી મજુર ધાર્યા ઉપરાંત આપ્યો. શાકભાજી પુષ્કળ વાવ્યાં. હીંદુસ્તાનનાં કેટલાંક મીઠાં શાકો વાવ્યાં. જે શાક થતાં હતાં તે સોંઘા કર્યાં. હીંદુસ્તાનથી આંબો લાવીને વાવ્યો. પણ તેની સાથે તેણે તો વેપાર પણ કરવા માંડયો. ઘર બાંધવાને સારૂં જમીનો ખરીદી ને મજૂર મટી ઘણા સારા જમીદાર અને ઘરધણી ઘણા મજૂર થયા. મજૂરમાંથી થએલા આવા ઘરધણીઓની પાછળ સ્વતંત્ર વેપારીઓ પણ આવ્યા.

× × ×

## ગોરા વેપારીઓ ચમક્યા

'ગોરા વેપારીઓ ચમક્યા, તેમણે પહેલાં હિંદી મજૂરને વધાવ્યા ત્યારે તેમને તેઓની વેપારશક્તિનો ખ્યાલ નહતો આવ્યો. તેઓ ખેડુત તરીકે સ્વતંત્ર રહે ત્યાં લગીતો તેઓને તે વખતે હરકત નહોતી. પણ વેપારમાં તેમની હરીફાઇ અસહ્ય લાગી."

"આ હિંદીઓ સાથેના વિરોધનું મૂળ." "તેમાં બીજી વસ્તુઓ ભળી. આપણી નોખી રહેણી કરણી. આપણી સાદાઈ, આપણને ઓછા નફાથી થતો સંતોષ. આરોગ્યના નિયમો વિષે આપણી બેદરકારી, ઘર-આંગણાને સાફ રાખવાનું આળસ, તેને સમારવામાં કંજૂસાઈ, આપણા જુદા ધર્મ—આ બધું વિરોધને ઉત્તેજન આપનાર નીવડયું.'

"તે વિરોધ પેલા મતાધિકારને ખુંચવી લેવા રૂપે જે ગિરમીટીયા ઉપર કર નાખવા-રૂપે કાયદામાં મૂર્તિમંત થયો. કાયદાની બહાર તો નાના પ્રકારની ખણખોદ ચાલુ થઈ જ ચૂકી હતી."

"પ્રથમ સૂચના તો એ હતી કે ગિરમીટ પૂરી થવા આવે એટલે હિંદીઓને જબર-દસ્તીથી પાછા મોકલવા, એવી રીતે કે તેના કરાર હિંદુસ્તાનમાં પૂરા થાય. એ સૂચના હિંદી સરકાર કબૂલ રાખે તેમ નહોતું. એટલે આવી સૂચના થઈ કે:—

૧. મજૂરીનો કરાર પૂરો થયે ગિરમીટીયો પાછો હિંદુસ્તાન જાય, અથવા,

૨. બબ્બે વર્ષની ગિરમીટ નવેસર કરાવ્યાં કરે તે દર વેળાએ તેને પગારમાં કંઇક વધારો મળે.

૩. જો પાછો ન જાય, ને ફરી મજુરીનું કરારનામું પણ ન કરે તો તેણે દર વર્ષ પાઉંડ ૨૫ કરના આપવા.

આ સૂચના કબૂલ કરાવવા સારૂ સર હેન્રી બીન્સ તથા મી. મેસનું ડેપ્યુટેશન હિંદુ-સ્તાનમાં મોકલવામાં આવ્યું. લોર્ડ એલ્ગીન વાયસરોય હતા, તેમણે પચીસ પાઉંડનો કર તો નામંજૂર કર્યો પણ તેવા દરેક હિંદી પાસેથી પાઉંડ ત્રણનો કર લેવો એમ સ્વીકાર્યું", મને ત્યારે લાગેલું અને હજી લાગે છે કે વાયસરોયની આ ગંભીર ભૂલ હતી. તેમણે આમાં

હિંદુસ્તાનનું હિત મુદ્દલ ન વિચાર્યું. નાતાલના ગોરાઓને આવી સગવડ કરી આપવાનો તેમનો મુદ્દલ ધર્મ નહોતો, ત્રણ ચાર વર્ષ બાદ આ કર તેવા હિંદીની સ્ત્રી પાસેથી અને તેમના દરેક ૧૬ વર્ષ અને તેથી વધુ ઉમ્મરના પુત્ર ને ૧૩ અને તેથી વધુ વર્ષની ઉંમરની દરેક પુત્રી પાસેથી પણ લેવાનું ઠર્યું. આમ પતી પત્ની અને બે બાળકોનું કુટુંબ જેમાંથી પતિને ભાગ્યે બહુ બહુ તો માસિક ૧૪ શીલીંગ મળતા હોય તેની પાસેથી પાઉંડ ૧૨ એટલે રૂા. ૧૮૦ કર લેવો એ મહા જુલમ ગણાય. આવો કર દુનિઆમાં ક્યાંયે આવી સ્થીતિના ગરીબ માણસો પાસેથી લેવાતો ન હતો.

+ + +

## કર સામે મંડાયેલી લડત

"આ કરની સામે સખત લડત મંડાઇ. જો નાતાલ ઇંડીઅન કોંગ્રેસ તરફથી મુદ્દલ પોકાર ન થયો હોત તો વાઇસરોય કદાચ ૨૫ પાઉંડ પણ કબુલ કરત. પાઉંડ ૨૫ના ૩ થયા, તે પણ કોંગ્રેસની હિલચાલનાજ પ્રતાપ હોવાનો પુરો સંભવ છે. પણ આ કલ્પનામાં મારી ભલે ભુલ થતી હોય એવો ભલે સંભવ હોય કે હિંદી સરકારે ૨૫ પાઉંડની વાતનો પ્રથમથીજ ઇન્કાર કર્યો હોય ને ભલે તે કોંગ્રેસના વિરોધ વિના પણ પાઉંડ ૩ નોજ કર સ્વીકારત, તોયે તે હિંદુસ્તાનના હિતનો અંશ તો હતોજ હિંદુસ્તાનના હિત રક્ષક તરીકે આવો અમાનુષી કર વાઇસરોયે કદી કબુલ કરવો જોઇતો ન હતો."

પચીસના ત્રણ પાઉંડ [રૂા. ૩૭૫ ના રૂા. ૪૫) થવાને સારૂં કોંગ્રેસ શી રીતે જશ લે! કોંગ્રેસ ગિરમીટીયાના હિતની પુરી રક્ષા ન કરી શકી એજ તેને તો સાલ્યું, ને ત્રણ પાઉંડનો કર કોઇ દિવસ તો જવોજ જોઇએ એ નિશ્ચય કોંગ્રેસે કદી જતો નહોતો કર્યો, એ નિશ્ચય પાર પડતાં ૨૦ વર્ષ વીત્યાં, તેમાં નાતાલના જ નહિ પણ આખા દક્ષિણ આફ્રિકાના હિંદીઓને સંડોવાવું પડ્યું. તેમાં ગોખલેને નિમિત્ત થવું પડ્યું. તેમાં ગિરમીટીયા હિંદીઓને પુરો ભાગ લેવો પડ્યો. તેને અંગે કેટલાકને ગોળીબારથી મરવું પડ્યું, દશ હજાર ઉપરાંત હિંદીઓને જેલ ભોગવવી પડી."

## આફ્રીકામાં રહેવાનો નિશ્ચય

દાદા અબદુલ્લાના કેસને અંગે ગાંધીજી દક્ષિણ આફ્રિકા ગયા હતા. તે ત્રણ વર્ષ ત્યાં રોકાઇ ગયા હતા. એમણે જ એ પ્રદેશમાં હીંદીઓમાં જાહેર જીવન માટેની ધગશ ઉત્પન્ન કરી હતી. અને આફ્રિકન ઇંડીઅન કોંગ્રેસ અને કેળવણી મંડળની સ્થાપના કરી હતી, એમની વકીલાત પણ ઠીક ચાલતી હતી. અને જાહેર કામમાં એમની હાજરીની જરૂર લોકો સમજતા હતા અને તેથી ગાંધીજીએ સહકુટુંબ આફ્રિકામાં રહેવાનો નિશ્ચય કર્યો અને ૧૮૯૬ ની સાલમાં ૬ માસ માટે હિંદ આવવા પરવાનગી માંગી અને હિંદ આવ્યા અને કલકત્તા, મુંબઇ, મદ્રાસ, પુના આદિ શહેરોમાં જઇ ત્યાંના આગેવાનોને મળી તેમણે તેમને આફ્રિકામાં હિંદીઓની શી હાલત છે તેનો ચિતાર તેમની આગળ આપ્યો. સભાઓ ભરી તેમની સમક્ષ ભાષણો કર્યાં. કલકત્તા, મુંબઇ, મદ્રાસ, અને અલાહાબાદના વર્તમાન પત્રોમાં આફ્રિકાના મામલા સંબંધમાં લેખો લખ્યા, અને ખુબ ખુબ હિંદનો પ્રજામત આફ્રિકાની પરિસ્થીતિ સબંધમાં જાગ્રત કર્યો. મુંબઇમાં ગાંધીજી એ સમયના મુંબઇના તાજ વગરના

રાજા સર ફિરોઝશાહ મહેતાને મળ્યા હતા. અને એ મહાન નરે ગાંધીજીની વાત સાંભળી. એમનું ભાષણ ગોઠવી આપ્યું હતું. હિંદમાં આવી આફ્રિકામાં વસતા હિંદીઓની ખરી સ્થિતિનો ચિતાર આપનાર એક લીલા પાનાનું ચોપાનિયું પ્રગટ કરી ગાંધીજીએ હિંદના દરેકે દરેક છાપાં પર એ મોકલ્યું હતું. આ ચોપાનીઆમાંથી ઘણાં વર્તમાનપત્રોએ અવતરણો છાપ્યા હતાં. ઘણાએ હીંદીઓના કેસને ટેકો આપનારા અગ્રલેખો લખ્યા હતા. આમ એ જમાનામાં પણ ગાંધીજીએ જબ્બર પ્રચાર કાર્ય કરવાની પોતાની શક્તિનો અજબ પરચો બતાવ્યો હતો, અને હિંદના રાજકારણમાં ઘુમતા ધુરંધર અગ્રગણ્ય આગેવાનોના પરિચયમાં એ સમયેજ એ આવ્યા હતા. અને તેમાનાં કેટલાકની સાથે ખાસ કરીને સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેની સાથે એમને મીઠો સંબંધ બંધાયો હતો; દરમ્યાન મી. જોસફ ચેમ્બરલેન દક્ષિણ આફ્રિકા જવાના હતા, એટલે આફ્રિકા જલદી પાછા ફરવા એમને તાર કરવામાં આવ્યો હતો.

કુટુંબ સહિત દરિયાની મુસાફરી ગાંધીજીએ એ વખતે પહેલ વહેલી કરી હતી. ગાંધીજીના અસીલ અને હવે તો મિત્ર થઈ ગએલા શેઠ દાદા અબદુલ્લા સ્ટીમર "નાદરી અને સ્ટીમર "કુરલેન્ડ" નામની બે સ્ટીમરો ચારટર કરી હતી. અને એ બે સ્ટીમરોમાં નાતાલ અને ટ્રાન્સવાલ જનાર ઘણા હિંદી કુટુંબો હતા. ગાંધીજીએ હિંદમાં આફ્રિકા વિષે કરેલા ભાષણોથી ડરબનના ગોરાઓ ઉશ્કેરાયા હતા; રોઈટરે અતિશયોક્તિ ભર્યા ખોટા સમાચાર આપવાથી ગોરાઓ એમ માનતા હતા કે નાતાલ હીંદી થી ભરી દેવા માટે ગાંધી બે સ્ટીમરો ભરીને હીંદીઓ લાવ્યા હતા. અને હીંદમાં એ નાતાલના ગોરાઓની ખુબ ખુબ બદબોઈ કરી હતી. આથી જ્યારે સ્ટીમર :"નાદરી" ને "કુરલેન્ડ" ડરબન બંદરે લાંગરી ત્યારે કેટલાક દિવસ સુધી તો સ્ટીમરને કવોરન્ટાઈનમાં રાખવામાં આવી. ગોરાઓ સ્ટીમરના એજંટને અને દાદા અબદુલ્લાને અને સ્ટીમરના ઉતારૂઓને ધમકી આપતા હતા; અને ઉતારૂઓને પાછા હિંદ લઈ જવામાં આવે તો તેમનુ ખર્ચ આપવા પણ તૈયાર હતા. પણ દાદા અબ્દુલ્લા સ્ટીમરના ઉતારૂઓ અને ગાંધીજી ડગ્યા નહોતા તેમણે ડરબન ઉતરવાનો પોતાનો નીશ્ચય મક્કમ રાખ્યો હતો.

× + ×

### ગોરાઓનો ખીજવાટ

આ પ્રસંગ ખાસોજ જાણવા જોગ અને મહત્વનો હોવાથી ગાંધીજીની આત્મ કથામાં જે રીતે એમણે એ લખ્યો છે તે અહિં ઉતારી લઈએ "આગબોટ ફુરજાપર આવી ઉતારૂઓ ઉતર્યાં પણ મારે માટે મી. એસ્કમ્બે કપ્તાનને કહેવડાવ્યું હતુ કે "ગાંધીને અને તેના કુટુંબને સાંજે ઉતારજો તેની સામે ગોરાઓ બહુ ઉશ્કેરાઇ ગયા છે. ને તેનો જાન જોખમમાં છે. ફુરજાનો સુપરિન્ટેન્ડન્ટ ટેટમ તેને સાંજે તેડી જશે"

કપ્તાને આ સંદેશાની મને ખબર આપી મેં તે મુજબ કરવાનું કબુલ કર્યું પણ આ સંદેશો મળ્યાને અર્ધો કલાક પણ નહિ થયો હોય તેટલામાં મી. લોટન આવ્યા. મી. લોટન વકીલ હતા. અને બહાદુર અંગ્રેજ હતા ને કપ્તાનને મળી તેને કહ્યું "જો મી. ગાંધી મારી સાથે આવે તો હું તેમને મારે જોખમે લઈ જવા ઇચ્છું. સ્ટીમરના એજંટના

ડીલ તરીકે હું તમને કહું છું કે મી. ગાંધીને લગતો જે સંદેશો તમને મળ્યો છે તે બાબતમાં તમે મુક્ત છો "

" કપ્તાનની સાથે આમ વાતચિત કરી પોતે મારી પાસે આવ્યા ને મને કંઇક આ પ્રમાણે કહ્યું " જો તમને જીંદગીનો ડર ન હોય તો હું ઇચ્છું છું કે મીસીસ ગાંધી અને બાળકો ગાડીમાં રૂસ્તમજી શેઠને ત્યાં જાય અને તમે તથા હું સરિયામ રસ્તે થઇને ચાલતા જઇએ તમે અંધારૂં થયે છાનામાના શહેરમાં દાખલ થાઓ. એ મને તો મુદ્દલ રૂચતું નથી, મને લાગે છે કે તમારો વાળ સરખો વાંકો નથી થવાનો. હવે તો બધું શાંત છે. ગોરાઓ બધા વિખરાઇ ગયા છે. પણ ગમે તેમ હોય તોયે તમારાથી છુપી રીતે તો પ્રવેશ ન જ થાય એવો મારો અભિપ્રાય છે "

" હું સંમત થયો મારી ધર્મપત્ની ને બે બાળકો રૂસ્તમજી શેઠને ત્યાં ગાડીમાં થઇને સહીસલામત પહોંચ્યાં. હું કપ્તાનની રજા લઇ મી. લોટનની સાથે ઉતર્યો રૂસ્તમજી શેઠનું ઘર લગભગ બે માઇલ દુર હશે "

" અમે આગબોટમાંથી ઉતર્યા કે તેવાજ કેટલાક છોકરાઓએ મને ઓળખી કઢાયો અને "ગાંધી" "ગાંધી" એમ બુમ પાડી લાગલાજ બે ચાર માણસો એકઠા થયાને બુમો વધી મી. લોટને જોયું કે ટોળું વધી જશે. તેથી તેમણે રીક્ષા મંગાવી મને તો તેમાં બેસવાનું કદી ન ગમતું આ મારો પહેલોજ અનુભવ થવાનો હતો. પણ છોકરાઓ શાન્ત બેસવા દે ? તેમણે રીક્ષાવાળાને ધમકી આપી એટલે તે નાઠો "

× + +

સડેલાં ઇંડાનો વરસાદ

" અમે આગળ ચાલ્યા. ટોળું પણ વધતું ગયું. મારી પેઠે ભીડ થઇ. સૌ પહેલાં તો ટોળાએ મને મી. લોટનથી નોખો પાડ્યો. પછી મારા ઉપર કાંકરાના—સડેલાં ઇંડાના વરસાદ વરસાવ્યો. મારી પાઘડી કોઇએ ઉડાડી દીધી. લાતો શરૂ થઇ."

" મને તમ્મર આવી. મેં પડખેના ઘરની જાળી પકડી. શ્વાસ ખાધો. ત્યાં ઉભું રહેવાય એમ તો નહોતું જ. તમાચા પડવા લાગ્યા. "

" એટલામાં પોલીસના વડાની સ્ત્રી જે મને ઓળખતી હતી, તે આ રસ્તે થઇને જતી હતી. મને જોતાં જ તે મારે પડખે આવી ઉભી. તેણે જો કે તડકો ન હતો છતાં પોતાની છત્રી ઉઘાડી. આથી ટોળું કંઇક નમ્યું. હવે ઘા કરે તો મીસીસ એલેક્ઝાન્ડરને બચાવીને જ કરવાના રહ્યા. "

× × ×

દરમ્યાન કોઇ હિંદી યુવાન મારા ઉપર માર પડતો હતો તે જોઇ પોલીસ થાણા ઉપર દોડી ગએલો, સુપરીન્ટેન્ડન્ટ એલેક્ઝાન્ડરે એક ટુકડી મને ઘેરી વળીને બચાવી લેવા મોકલી. તે વેળાસર પહોંચી. મારો રસ્તો પોલીસ થાણા પાસે થઇને જ જતો હતો. સુપરીન્ટેન્ડન્ટે મને થાણામાં આશ્રય લેવા સુચવ્યું. મે ના પાડી ને કહ્યું કે જ્યારે લોકો પોતાની ભૂલ જોશે ત્યારે શાંત થશે. મને તેમની ન્યાય બુદ્ધિમાં વિશ્વાસ છે. "

" ડુકરીની સાથે રહીને હુ સહીસલામત પારસી રૂસ્તમજીને ઘેર પહોંચ્યો. કપીમને ઉપર મૂઢ મા પડતા હતા. એક જ જગ્યાએ થોડા છોલાયા હતા. સ્ટીમરના દાકતર દાદી બરજોર ત્યાં જ હાજર હતા. તેમણે મારી સારવાર શરૂ કરી "

" આમ અંદર શાંતિ હતી, પણ બહાર તે ગોરાઓએ ઘરને ઘેર્યુ. સાંજ પડી ગઈ હતી, અંધારૂ થયુ હતુ હજારો લોક બહાર કીકીઆરી કરતા હતા. ને " અમને ગાંધી સોંપી દો " એવી બૂમો ચાલી રહી હતી સમય વરતીને સુપરિન્ટેન્ડન્ટ અલેકઝાન્ડર ત્યાં પહોંચી ગયા હતા. ને ટોળાને ધમકીથી નહિ પણ વીનોદથી વશ રાખી રહ્યા હતા. "

× × ×

" છતાં તે ચિંતામુક્ત નહોતા તેમણે મને આવી મતલબનો સંદેશો મોકલ્યો " જો તમે તમારા મિત્રના મકાનને તેમજ માલને તથા તમારા કુટુંબને બચાવવા માંગતા હો તો તમારે હું સુચવુ તે રીતે આ ઘરમાંથી છૂપી રીતે ભાગવુ જોઈએ. "

× × ×

છુપાવેશમાં નાશભાગ

" એક જ દહાડે મારે એક બીજાથી ઉલટાં બે કામ કરવા વખત આવ્યો જ્યારે જાનનો ભય માત્ર કાલ્પનિક લાગતો હતો ત્યારે મી લોટને મને ઉઘાડી રીતે બહાર નીકળવાની સલાહ આપી ને મે તે માની જ્યારે જોખમ પ્રત્યક્ષ મારી સામે ઉભુ થયુ ત્યારે બીજા મિત્રે એથી ઉલટી સલાહ આપી ને તે પણ મેં માન્ય રાખી ! કોણ કહી શકે હું મારા જાનના જોખમથી ડર્યો કે મિત્રના જાનમાલના જોખમથી કે કુટુંબના કે ત્રણેના !

કોણ નિશ્ચયપૂર્વક કહી શકે કે મારૂં સ્ટીમર ઉપરથી હિંમત બતાવી ઉતરવું ને પછી જોખમની પ્રસક્ષ હસ્તી મેળાએ છૂપી રીતે ભાગી છૂટવું યોગ્ય હતું ? પણ બનેલા બનાવો વિષે આવી ચર્ચા જ મિથ્યા છે. બનેલાને સમજી લઈએ. તેમાંથી શીખવાનું મળે તેટલું શીખી લઈએ. એટલું જ ઉપયોગી છે. અમુક પ્રસંગે અમુક મનુષ્ય શું કરશે તે નિર્ણયપૂર્વક કહી જ ન શકાય તેમજ મનુષ્યના આચારાચાર ઉપરથી તેના ગુણની જે પરીક્ષા થાય છે તે અધુરી હોઇ અનુમાન માત્ર હોય છે. એમ પણ આપણે જોઈ શકીએ છીએ. ''

× × ×

'' ગમે તેમ હો, ભાગવાના કાર્યમાં ગૂંથાતાં મારા જખમોને ભૂલી ગયો. મેં હિંદી સિપાઈનો પહેરવેશ પહેર્યો, માથે કદાચ માર પડે તો તેમાંથી બચવા સારૂ એક પીતળની તાસક રાખી, તે ઉપર મદ્રાસીનો મોટા ફેંટા લપેટયો. સાથે બે ડીટેકટીવ હતા. તેમાંને એક હિંદી વેપારીનો પોશાક પહેર્યો, પોતાનું મોઢું હોંદીના જેવું રંગ્યું. બીજાએ શું પહેર્યું હતું એ હું ભૂલી ગયો છું. અમે પડખેની ગલીમાં થઈને પડોશની એક દુકાનમાં પહોંચ્યા. ને ગોદામમાં ખડકેલી ગુણીઓની થપ્પીઓ અંધારામાં ટપીને દુકાનને દરવાજેથી ટાળામાં થઇ પસાર થયા. શેરીને નાકે ગાડી ઉભી હતી તેમાં બેસાડી મને પેલા થાણાંમાં, જ્યાં આશ્રય લેવાનું સુપરિન્ટેન્ડન્ટ એલેકઝાન્ડરે સુચવ્યું હતું તેજ થાણામાં મને લઈ ગયા. મેં સુપરીન્ટેન્ડન્ટ એલેકઝાન્ડરનો તેમજ છૂપી પોલીસના અમલદારોનો ઉપકાર માન્યો. ''

× × ×

સહીસલામત છટકયા

આમ એક તરફ જ્યારે મને લઈ જતા હતા ત્યારે બીજી તરફ સુપરિન્ટેન્ડન્ટ એલેકઝાંડર ટોળાને ગીત ગવડાવી રહ્યા હતા. ગીતનો તરજુમો આ છે. ''

'' ચાલો આપણે ગાંધીને પેલે,
આમલીના ઝાડે ફાંસી લટકાવીએ. ''

જ્યારે હું સહીસલામત પોલીસ થાણે પહોંચ્યાની બાતમી સુપરિન્ટેન્ડન્ટ એલેકઝાન્ડરને મળી ત્યારે તેમણે ટોળાને કહ્યું. '' તમારો શિકાર તો આ દુકાનમાંથી સહીસલામત છટકી ગયો છે, '' ટોળાંમાંના કોઇ ગુસ્સે થયા, કોઇ હસ્યા, ઘણાએ આ વાત માનવા ના પાડી. ''

ત્યારે તમારામાંથી જેને નીમો તેને હું અંદર લઈ જાઉં ને તમે તપાસી જુઓ.. જો તમે ગાંધીને શોધી કાઢો તો તેને તમારે હવાલે કરૂં, ન શોધી શકો તો તમારે વેરાઇ જવું. તમે પારસી રૂસ્તમજીનું મકાન તો નહીં જ બાળો, અને ગાંધીનાં બૈરાં છોકરાંને ઈજા નહિ કરો એ તો મારી ખાતરી છે. એમ સુપરિન્ટેન્ડન્ટ એલેકઝાન્ડર બોલ્યો.

'' ટોળાંએ પ્રતિનિધિ નીમ્યા. પ્રતિનિધીઓએ ટોળાને નિરાશાજનક ખબર આપ્યા; સહુ સુપરીન્ટેન્ડન્ટ એલેકઝાન્ડરની સમયસૂચકતા ને ચતુરાઈની સ્તુતિ કરવા લાગ્યા. પણ કેટલાક ધુંધવાતા વિખરાયા. ''

× × ×

'' મરહૂમ મી૦ ચેમ્બરલેને (જોસફ ચેમ્બરલેન) મારા ઉપર હુમલો કરનારાઓ પર કામ ચલાવવા ને મને ન્યાય મળે એમ થવા તાર કર્યો. મી૦ એસ્કમ્બે મને પોતાની પાસે

બેલાવ્યો. મને ઈજા થઇ તે માટે દિલગીરી બતાવીને કહ્યું તમારો વાળ સરખો વાંકો થાય તેમાં હું રાજી નજ હોઉં એ તો તમે માનશો જ. મી૦ લૌટનની સલાહ માની તમે તુરત ઉતરી જવાનું સાહસ કર્યું. તેમ કરવાનો તમને હક હતો. પણ મારા સંદેશાને માન આપ્યું હોત તો આ દુઃખદ બનાવ ન બનત. હવે જો તમે હુમલો કરનારાઓને ઓળખી શકો તો તેમને પકડાવવા તેમ તેમના ઉપર કામ ચલાવવા હું તૈયાર છું મી૦ ચેંબરલેન પણ તેવી માંગણી કરે છે."

× × ×

"કોઈના પર કામ ચલાવવું નથી."

"મેં જવાબ આપ્યો. મારે કોઇના ઉપર કામ ચલાવવું નથી હુમલો કરનારાઓમાંથી એક બેને કદાચ હું ઓળખું પણ તેમને સજા કરાવવાથી મને શો લાભ ? વળી હું હુમલો કરનારાઓને દોષિત પણ નથી ગણતો. તેમને એમ કહેવામાં આવ્યું કે મેં હિંદુસ્તાનમાં અતિશયોક્તિ કરી નાતાલના ગોરાઓને વગોવ્યા. આ વાત તેઓ માને ને ગુસ્સો કરે તેમાં નવાઈ શી ? દોષ તો ઉપરીઓનો. મને કહેવાદો તે તો તમારો ગણાય. તમે લોકોને સીધી રીતે દોરી શકતા હતા, પણ તમે રોઈટરના તારને માન્યો ને મેં અતિશયોક્તિ કરી હશે એમ કલ્પી લીધું. મારે કોઇના ઉપર કામ ચલાવવું નથી. જ્યારે ખરી હકીકત જાહેર થશે ને લોકો જાણશે ત્યારે તેઓ પસ્તાશે."

"ત્યારે તમે મને આ વાત લેખિતવાર આપશો ? મારે તેવો તાર મી. ચેંબરલેનને મોકલવો પડશે તમે ઉતાવળે કશું લખી આપો એમ હું નથી માગતો. તમે મી. લૌટનને અને તમારા બીજા મિત્રોને પુછીને જે યોગ્ય લાગે તે કરો એમ હું ઇચ્છું છું. એટલું કબુલ કરું છું કે જો તમો હુમલો કરનારાઓ ઉપર કામ નહીં ચલાવો તો બધું શાંત પાડવામાં મને બહુ મદદ મળશે ને તમારી પ્રતિષ્ઠા અવશ્ય વધશેજ"

"મેં જવાબ આપ્યો" આ બાબતમાં મારા વિચાર થઇ ગએલા છે. મારે કોઈના ઉપર કામ નથી ચલાવવું એ નિશ્ચય છે. એટલે હું અહિંજ લખી દેવા ધારૂં છું" આમ કહી મેં ઘટતો કાગળ લખી આપ્યો"

+ × ×

ગોરાઓ શરમાયા : છાપાઓએ નિર્દોષ ઠરાવ્યા

આગળ ચાલતાં આજ કિસ્સા સંબંધમાં એક બીજા પ્રકરણમાં વધુ વિવેચન કરતાં ગાંધીજી લખે છે કે "હુમલા પછી બેએક દહાડે જ્યારે હું મી. એસ્કમ્બને મળ્યો ત્યારે હજુ પોલીસ થાણામાંજ હતો. મારી સાથે રક્ષણને અર્થે એક બે સીપાઇ રહેતા પણ વાસ્તવિક રીતે જ્યારે મને મી. એસ્કંબની પાસે લઈ જવામાં આવ્યો ત્યારે રક્ષણની જરૂર નહોતી.

× × ×

જે દહાડે હું ઉતર્યો તેજ દહાડે એટલે પીળા વાવટો ઉતર્યો કે તુરત "નાતાલ એડવરટાઈઝરનો" પ્રતિનીધી મને મળી ગયો હતો, તેણે મને ખુબ પ્રશ્નો પુછ્યા હતા, તે તેના ઉત્તરમાં હું એકેએક આરોપનો જવાબ સંપૂર્ણ પણે આપી શક્યો હતો. સર

ફિરોઝશાહના પ્રતાપે હિન્દુસ્તાનમાં તે વેળા મેં લખ્યા વિના તો એકે ભાષણ આપ્યું જ નહોતું. એ બધાં મારાં ભાષણો અને લેખોનો સંગ્રહ તો મારી પાસે હતો જ. મેં તે એને આપેલાં ને સાબિત કરી દીધેલું કે મેં હિન્દુસ્તાનમાં એવી એક પણ વસ્તુ નહોતી કે જે વધારે જલદ શબ્દોમાં દક્ષિણ આફ્રિકામાં ન કહી હોય. મેં એમ પણ બતાવી આપ્યું હતું કે "કુરલેંડ" તથા નાદરીના ઉતારુઓને લાવવામાં મારો હાથ મુદ્દલ નહોતો. તેઓમાં ઘણા તો જુદા જ હતા ને ઘણા નાતાલમાં રહેનારા નહિ પણ ટ્રાન્સવાલ જનારા હતા. તે વેળા નાતાલમાં મંદી હતી. કમાણી ટ્રાન્સવાલમાં ઘણી વધારે હતી. તેથી વધારે હિંદીઓ ત્યાંજ જવાનું પસંદ કરતા હતા."

× × ×

"આ ખુલાસાની તેમજ હુમલો કરનારા ઉપર ફરિયાદ માંડવાના મેં કરેલા ઇન્કારની અસર એટલી બધી પડી કે ગોરાઓ શરમાયા વ્યાપારીઓએ મને નિર્દોષ ઠરાવ્યો ને હુલ્લડ કરનારાઓને નિંદ્યા. એના પરિણામે તો મને લાભ જ થયો અને મારો લાભ તે કાર્યનો જ લાભ હતો. હિંદી કોમની પ્રતિષ્ઠા વધી ને મારો માર્ગ સરળ થયો. બે ત્રણ ચાર દિવસમાં હું મારે ઘેર ગયો ને થોડા દિવસમાં થાળે પડી ગયો. મારો વકીલ તરીકેનો ધંધો પણ આ બનાવ ઉપરથી વધ્યો."

બોઅર વોરમાં રેડક્રોસ ટુકડી ઉભી કરી,

સને ૧૮૯૯ થી ૯૯ માં બોઅર યુદ્ધ દક્ષિણ આફ્રીકામાં ફાટી નીકળ્યું ત્યારે ગાંધીજીની સરદારી નીચે હીંદીઓએ એક રેડક્રોસ ટુકડી ઉભી કરી બ્રિટીશ સરકારની સેવા બજાવી હતી. આ વિષે પોતાની આત્મકથામાં લખતા ગાંધીજી લખે છે કે "આ યુદ્ધ જ્યારે ત્યારે મારી પોતાની લાગણી કેવળ બોઅરો તરફ હતી. પણ આવી બાબતમાં વ્યક્તિગત વિચારો મુજબ કામ કરવાનો અધિકાર મને હજુ પ્રાપ્ત નથી થયો એમ હું માનતો હતો.

આ બાબતની ગડમથલનું સૂક્ષ્મ નિરીક્ષણ મેં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસમાં કર્યું છે, તેથી અહિં કરવા નથી ઇચ્છતો. અહીં તો એટલુંજ કહેવું બસ છે કે બ્રિટિશ રાજ્ય તરફની મારી વફાદારી મને તે યુદ્ધમાં ભાગ લેવા બળાત્કારે ઘસડી ગઈ. મને લાગ્યું કે જો હું બ્રીટીશ રૈયત તરીકે બ્રીટીશ રાજ્યના રક્ષણમાં ભાગ આપવામાં મારો ધર્મ હતો, હિંદુસ્તાનની સંપૂર્ણ ઉન્નતિ બ્રીટીશ સામ્રાજ્યમાં થઈ શકે એવો મારો અભિપ્રાય એ કાળે હતો.

\+ + +

તેથી જેટલા સાથીઓ મળ્યા તેટલા મેળવીને અને અનેક મુશ્કેલીઓ વેઠીને અમે ઘાયલ થએલાઓની સેવા ચાકરી કરનારી એક ટુકડી ઉભી કરી. અત્યાર સુધી સામાન્ય રીતે અહિંના અંગ્રેજોમાં હિંદીઓ જોખમના કામ ન એડે, સ્વાર્થ ઉપરાંત બીજું કશુ તેમને ન સુઝે એવીજ માન્યતા હતી. તેથી ઘણા અંગ્રેજ મિત્રોએ મને નિરાશાનાજ જવાબ આપ્યા, માત્ર ડૉ. બુથે ખૂબ ઉત્તેજન આપ્યું. તેમણે અમને ઘાયલ યોદ્ધાઓની સારવાર કરવાની તાલિમ આપી.

અમારી લાયકાતના ડાક્તરના પ્રમાણ પત્રો મેળવ્યા. મી. લોટન અને મર્હુમ મી

ઓરકબે પણ આ પગલું પસંદ કર્યું. આખરે લડાઈમાં સેવા કરવા દેવાની અમે સરકારને અરજી કરી. જવાબમાં સરકારે ઉપકાર માન્યો. પણ અમારી સેવાની તે વેળા જરૂર ન હોતી એમ અમને જણાવવામાં આવ્યું.

પણ મારે એવી 'ના' થી સંતોષમાની બેસી રહેવું ન હતું. ડી. બુથની મદદ લઈ તેમની સાથે હું નાતાલના બિશપને મળ્યો, અમારી ટુકડીમાં ઘણા ખ્રીસ્તી હિંદીઓ હતા, બિશપને મારી માગણી બહુ ગમી. તેમણે મદદ કરવાનું વચન આપ્યું.

" દરમ્યાન સંજોગો પોતાનું કામ કરી રહ્યા હતા. બોઅરોની તૈયારી, દઢતા વીરતા વિગેરે, ધારતા કરતાં વધારે તેજસ્વી જણાતાં સરકારને ઘણા રંગરૂટોની જરૂર પડી. અંતે અમારી માગણીનો સ્વીકાર થયો.

ઉપકારનો બદલો અપકાર

બોઅર યુદ્ધમાં ગાંધીજીએ આફ્રિકાની અંગ્રેજ સરકારને સાથ આપ્યો હતો, અને તેથી હિંદીઓની પ્રતિષ્ઠા ખૂબ વધી હતી. આજ પ્રમાણે ડરબનમાં મરકીનો રોગ ચાલ્યો ત્યારે ગાંધીજીએ મ્યુનિસિપાલિટીને હિંદીઓના ઘર સ્વચ્છ રાખવાના કામમાં કિંમતી મદદ કરી હતી, એટલે નાતાલના સરકારી અમલદારોને એ વાતની ખાતરી થઈ હતી કે ગાંધીજી જેમ હિંદીઓ તરફથી ફરિયાદ અને લડત કરવામાં એક્કા છે, તેમ શહેર પર આફત આવે ત્યારે સરકારની પડખે ઉભા રહેવામાં પણ એટલા પાવરધા છે. આ પછી ગાંધીજી હિંદ પાછા ફરે છે. કોન્ગ્રેસના અધિવેશનમા હાજરી આપે છે, ગોખલે સાથે એક માસ ગાળે છે. મુંબઈના એક પરામાં બંગલો લઈ સ્થાયી થવા પ્રયાસ કરે છે ત્યાં દક્ષિણ આફ્રિકામાં એ વખતના સંસ્થાન ખાતાના પ્રધાન જોસેફ ચેમ્બરલેનની પધરામણી થતાં ગાંધીજીને તાર કરી પાછા આફ્રિકામાં બોલાવવામાં આવ્યા. અને ગાંધીજી ડરબન પહોંચ્યા. અને ચેમ્બરલેન પાસે હિંદીઓનું જે ડેપ્યુટેશન લઈ જવાનું હતું તેની તૈયારી કરવામાં પડયા.

બોઅર લડાઈ પુરી થયા પછી. બ્રિટીશ સરકારે દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોનું અને બની શકે તો બોઅરોનું મન હરણ કરવા પ્રયાસ કરવા માંડયો હતો. અને ઈંગ્લાંડના સંસ્થાન ખાતાના પ્રધાન મી. ચેમ્બરલેન જેઓએ યુદ્ધ પછી સાડા ત્રણ કરોડ પાઉંડ દક્ષિણ આફ્રિકાથી લેવા આવ્યા હતા તેમણે એમને મળવા ગએલા હિંદી પ્રતિનિધિઓને ઠંડો જવાબ આપ્યો, કે " તમે તો જાણો છો કે જવાબદાર સંસ્થાનોની ઉપર વડી સરકારનો માત્ર નામનો જ અંકુશ છે. તમારી ફરિયાદો તો સાચી લાગે છે. હું મારાથી બનતું કરીશ. પણ તમારાથી બને તેવી રીતે અહિંના ગોરાઓને રીઝીને તમારે રહેવાનું છે. "

આ જવાબ સાંભળી હિંદી પ્રતિનિધિઓ તો ઠંડાગાર બની ગયા. ગોળગોળ કહેવાને બદલે તેઓ સીધું બોલ્યા, મારે તેની તલ્વારનો ઠાવરો તેમણે કંઇક મધુર શબ્દોમાં સમજાવી દીધો. બોઅર યુદ્ધ વખતે હિંદીઓએ બ્રિટીશ સરકારની કરેલી સેવા આમ ગોરાઓના સ્વાર્થથી એળે ગઇ. પણ આવી નિરાશાથી ગાંધીજી હતાશ થાય તેમ ન હતા, તેમણે હિંદી કોમને ફરીને એકડે એકથી પોતાના હકો માટે લડવાની સલાહ આપી.

ગાંધીજી ટ્રાન્સવાલમાં

એ વખતમાં ખાસ પરવાના સિવાય કોઈ પણ હિંદી ટ્રાન્સવાલમાં દાખલ થઈ શકતો ન હતો. ગાંધીજીએ ડરબનના પોલીસ કમીશનરની લાગવગથી ટ્રાન્સવાલમાં દાખલ થવાનો

પરવાનો મેળવ્યો હતો. અને ટ્રાન્સવાલના એક મોટા શહેર જહોનીસબર્ગમાં તે ઠરી ઠામ થયા હતા. એક સારા લત્તામાં મકાન ભાડે રાખી ત્યાં વકીલાત શરૂ કરી. જહોનીસબર્ગમાં વસવાટ દરમિયાન ગાંધીજીએ ત્રણ લાંચીઆ ગોરા અમલદારો જે હિંદીઓને અને ચીનાઓને ખૂબ કનડતા હતા. તેમની સામે પૂરાવા અને સાબીતી એકઠી કરી ત્યાના પોલીસ કમીશ્નરને મળી તેમની સામે કેસ કરાવ્યો પણ જ્યુરી ગોરાઓની હોવાથી પ્રતિષ્ઠાનું ધૂત આગળ કરી એમને છોડી મૂક્યા. પણ ટ્રાન્સવાલની સરકારે એમને નોકરીમાંથી કમી તો જરૂર કર્યા. આ બનાવથી જહોનીસબર્ગમાં ગાંધીજીની આબરૂ વધી. અને ત્યાંથી હિંદી કોમની હુંફ મળી અને બિચારા ચીના મજૂરોને પણ લાગ્યું કે એમની મદદે આવનાર એક એશીઆવાસીઓનો નેતા આફ્રિકામાં આવ્યો છે. આ કિસ્સામાં પણ ગાંધીજીએ એક માણસના કેસમા ઉદારતા અને ખાનદાની બતાવી હતી. ગાંધીજી જો વિરોધ ન કરે તો તેને જહોનીસબર્ગની મ્યુનિસિપાલિટીમાં નોકરી મળે તેમ હતી, ગાંધીજીએ વિરોધ ન કર્યો અને ઉલટો તેને નોકરીએ રખાવી આપ્યો, ગાંધીજીના આ પ્રકારના વર્તનથી આફ્રિકાના ઘણા ગોરાઓને તેમના તરફ ભારે માનની લાગણી થઈ હતી, અને એ એમના શુદ્ધ ચારિત્ર્ય, સત્ય માટેના એમના આગ્રહથી શહેર, સરકાર કે સમાજ પર આફત આવી પડે ત્યારે સેવા કરવાની એમની ધગશથી ઘણા ગોરાઓ ગાંધીજી પ્રત્યે આકર્ષાયા હતા. અને તેમાંના કેટલાક તો એમના આજીવન સાથીઓ બની ગયા હતાં. એવાઓમાં મી. રીચાર્ડ. સી. વેસ્ટ, મી. પોલાક અને તેમના પત્ની અને મી. કેલનબેક મુખ્યત્વે ગણાવી શકાય. જહોનીસબર્ગમા એક વખતે ભયંકર પ્લેગ ફાટી નીકળતાં ગાંધીજીની સરદારી નીચે હિંદીઓએ પ્લેગના દરદીઓની રાત કે દિવસ જોયા વગર માવજત કરી હતી. અને આ સેવાનો જહોનીસબર્ગની મ્યુનિસીપલ કૌંસિલે મુક્તકંઠે સ્વીકાર કર્યો હતો.

### ગાંધીજી અને ઇન્ડીઅન ઓપીનીઅન

આફ્રિકામાં ગાંધીજીએ ૧૯૦૪ની સાલમાં ફીનીક્ષ આશ્રમની સ્થાપના કરી. મી. વેસ્ટ. મી. કલેન બેક અને મી. પોલાક તથા મીસીસ પોલાક તેમની જોડે જઇને રહેવા લાગ્યાં. ગાંધીજીના ભત્રીજા અને અન્ય સંબંધીઓએ ફીનીક્ષ આશ્રમનીવાસી થયાં અને ત્યાંથી તેમણે "ઇન્ડીઅન ઓપીનીઅન" પત્રની સ્થાપના કરી. પ્રગટ કરવા માંડ્યું એ પત્રે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની ખૂબ ખૂબ સેવા કરી હતી. અને તેના દર અઠવાડીઆના અંકોમાં ગાંધીજીના હૃદયનો નીચોડ લેખ રૂપે આવતો હતો. અને ખોરાક સંબંધમાં, માટી અને જળના બીજા પ્રયોગોના અખતરા ગાંધીજી કરતા હતા, તેની વિગતો પણ આ પત્રમાં પ્રગટ થતી હતી. વળી એજ પત્રમાં "હિંદ સ્વરાજ્ય" નામના ગાંધીજીના જગ વિખ્યાત પુસ્તકના છુટક છુટક પ્રકરણો છપાવા લાગ્યાં આફ્રિકામાં ગાંધીજીએ સત્યાગ્રહની લડત આદરી અને ગાંધીજી, અન્ય આગેવાનો અને હજારો હિંદીઓ જેલમાં ગયા, તે લડતમાં આ પત્રે ઘણો મહત્વનો ભાગ ભજવ્યો હતો. સત્ય અને અહિંસા વિષે રસ્કીન અને ટોલસ્ટોય ઘણું લખી ગયા હતા. પણ જગતના ઇતિહાસમાં પહેલી જ વખત ગાંધીજીએ 'આ બે સિદ્ધાંતોને વ્યવહારમાં મુકી જગતે નહિ જોએલું, નહિ સાંભળેલું અને કદી નહિ કલ્પેલું. એવું યુદ્ધ આદર્યું' અને એથી દક્ષિણ આફ્રિકાના જ નહિ પણ જગતભરના સત્તાધીશો ભારે વિસ્મયમાં પડી ગયા હતા. આફ્રિકાની યુનીઅન સરકારને આખરે નમવું પડ્યું હતું. અને જનરલ સ્મ-

## મૂળરાજ સોલંકી તેજ

# કર્મયોગી રાજેશ્વર

જે નવલકથાથી શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે અપૂર્વ કીર્તિસ્થાન પ્રાપ્ત કર્યું તે ગુર્જરાતના ઇતિહાસની આ નવલકથા માટે શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્યે પોતાના માનસી પત્રમાં અભિપ્રાય લખેલો તે અત્રે ઉતાર્યો છે

ઈતિહાસની પાતળી શી પોથી દ્વારા બે નાના હાડકાં ત્રીશેક વર્ષ પર માસ્તરે રજૂ કરેલાં યાદ આવે છે તૈલંગણના, રાજાના સેનાપતિ બારપે મૂળરાજ સોલંકીને કાણો હાથી ભેટ મોકલી તેનું અપમાન કરવાથી મૂળરાજ અને એના કુંવર ચામુંડે લાટ પર ચઢાઈ લઈ જઈ બારપને હરાવ્યો અને માર્યો હતો, આજના અવદીચ બ્રાહ્મણો એટલે મૂળરાજે ઉત્તરમાંથી બોલાવી ગુજરાતમાં વસાવેલા સેંકડો બ્રાહ્મણોના વંશજ. .આજે પ્રાગૈતિહાસિક લાગતો એ શાળાજીવનના અવશેષોમાં આ રમતી નવલનું વાચન માંસરુધિર પૂરી એને સોનલવર્ણી ચર્મ મઢે છે--બારપની હાર અને વધ પછી તુર્ત શરૂ થતી 'કર્મયોગી રાજેશ્વર' ઉત્તરાપથની સહસ્રાધિક સરકાર મૂર્તિઓ ગુજરાતમાં પદ્--ધારવા સાથે ઔચિત્યપૂર્વક સહ્કલન પામતી જાય છે એ બે છેડાની વચ્ચે તથા ઔદિચ્યાગમન પછીનાં દશ પ્રકરણમાં શું શુ છે એનો સારાંશ પણ અહીં આપવો નથી, કેમકે નવલ તમે વાંચી હશે તો સારની જરૂર નથી, નહિ વાંચી હોય, તો તમારી પાસે એ વંચાવવી છે માટે, ને વાંચો ત્યારે એની મિજબાની પૂરેપૂરી માણો માટે એ સાર નથી આપ્યો.

સાર--બારને સાટે આટલું જ. વાર્તા પૂરી કર્યા પછીનો દિવસો ને દિવસો લગી એનાં પાત્રોએ મારો કેડો મૂક્યો નહોતો આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ જ થયા કરતો હતો એ ચામુંડ-પત્ની અને લગ્ન-કેતકીનાં યુગલોનો એ પરમાર્થપંથી યુવરાજ અને સ્થિતપ્રજ્ઞ ગગનનો એ વિચક્ષણ જબકરેત અને અદ્ભુત વિલાસીયોગી વલ્લભદેવનો, એ લઘુ ચાણક્ય વિષ્ણુપદ્મનો એ તેજસ્વિની છતાં પતિપરાયણા ચૌલાદેવી અને ગમતિલાળ વાવિણીનો વાચકની ચિત્તભૂમિમાં આમ જીવતાં બની જતાં સખ્યાબંધ પાત્રો પ્રસંગાનુકૂળ બદલતા રસને--અંગકિત હોય ત્યાં અનુબંધ છે શૃંગાર હોય ત્યાં પણ મર્યાદિત છે. અણછાતી સચોટ કલાથી જમાવતી ઘટનાઓ, તટસ્થભાવી રહીને, એમાં રાચ્યા વિના અપાયલો ખટપટો અને કાવતરાંનો વાસ્તવિક ચિતાર, મધ્યકાલીન ગુજરાતને ખડું કરી દેતાં નકશીદાર વર્ણનો, સ્થળો, સમારંભો, વગેરેના ચાતુર્યમય છતાં વાક્ ચાપલ્યરહિત, દ્યુતિમય છતાં અજાણ્યાં રદિત સંભાષણો, યથાસ્થાન મર્મગ્રાહી ધર્મતત્વચર્ચા, ખોટી ચમકધમક વિનાની અને તેથી સમતોલપણે વહેતી રસાળ લેખનશૈલી આવાં મુખ્ય મુખ્ય લક્ષણોવાળી આ ઐતિહાસિક (એનાં વીશ બાવીસ મુખ્ય પાત્રોમાંના સોળ પાત્ર તો શુદ્ધ ઐતિહાસિક અને ઇતિહાસને વફાદાર રહીને સર્જાયેલાં છે ) નવલકથા દરેક સામાન્ય તેમજ અસામાન્ય નવલવાચકનું પ્રીતિભાજન થવાને યોગ્ય છે

આ નવલકથા નવી, સુધારેલી, ગુજરાતના તે વેળાંના નકશાવાળી આવૃત્તિ હમણાં જ પ્રગટ થઈ છે ને તેની કિંમત રૂા ૪॥ છે . સુરતના 'ગાંડિવ સાહિત્ય મંદિર' માંથી અગર કોઈ પણ ચોપડીવાળાને ત્યાંથી એ મળશે

ટસને ગાંધીજી સાથે સમાધાન કરવું પડ્યું હતું અને જગતના મારામાં સારા અને પ્રગતિ વાંચ્છું. માનવીઓ ગાંધીજીની આ નવી લડતની હકિકત જાણી તેમના પર આફ્રિન થયા હતા. ગાંધીજીના જીવનમાં સૌથી મહત્વના, અને મોટી લડતો અને અહિંસક લડતોના જે અનેક પ્રસંગો આવ્યા હતા, એમાંથી સૌથી પહલો આ આફ્રિકાની સત્યાગ્રહની લડતનો પ્રસંગ હતો. અને એ પ્રસંગે હિંદને જગતને અને આફ્રિકાની હિંદી વસ્તીને ગાંધીજીની સેનાપતી તરીકેની શકિતનો અચ્છો પરિચય કરાવ્યો હિંસક યુદ્ધો જેવી જ શિસ્ત, તાલીમ, અને બનાવટમાં ગાંધીજી આગ્રહી હતા અને તેમની લડતમાં બીજી એક ખુબીએ હતી કે સામા પક્ષ તરફ સંપૂર્ણ વિનમ્ર વાપરી, તેમના પ્રત્યે લેશમાત્ર દ્વેષ રાખ્યા વગર ગાંધીજી પોતાની દરેક વ્યુહ રચના ઉઘાડી રીતે છડે ચોક કરતા હતા અને વિરૂદ્ધ પક્ષની મુશ્કેલી વખતે તેનો કદી લાભ ઉઠાવતા નહિ. એમના આ પ્રકારના અપૂર્વ પ્રકારના બળવાથી સત્તાધીશો વધુ અકળાતા અને મુંઝાતા હતા. ૧૯૧૪માં આફ્રિકાના સત્યાગ્રહમાં સમાધાન થતાં ગાંધીજી ઇંગ્લાંડ ગયા હતા. આ સમાધાનમાં સ્વ. ગોખલેએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ઈંગ્લાંડમાં એ વખતે મહા યુદ્ધ ફાટી નીકળતાં ગાંધીજીએ તેમાં સહકાર આપ્યો હતો. ઘાયલોની સુશ્રૂષા માટે એક ટુકડી ઉભી કરી હતી. પરંતુ તેમની તબીઅત બરાબર ન રહેવાથી એ હિંદ પાછા ફર્યા હતા.

## હિન્દમાં સ્થાયી નિવાસ

ગાંધીજી સહકુટુંબ હિન્દમાં આવી સ્થાયી થયા. અમદાવાદમાં તેમણે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી અને હિંદી રાજકારણમાં નવો જ ચીલો પાડ્યો તેમણે. તેમની પહેલાંનાં રાજદ્વારી નેતાઓ કરતાં જૂદી રીતે જ કામ લેવા માંડ્યું. પોતે જેમને ગુરૂ અને માર્ગદર્શક જેવા ગણતા હત. એ સ્વ. ગોખલેની આજ્ઞા માથે ચઢાવી એમણે હિંદમાં આવ્યા પછી એક વરસ સુધી તો હિંદમાં ચારે કાર ખુબ પરિભ્રમણ કર્યું. ઘણા લોકોના પરિચયમાં આવ્યા અને જ્યાં જેમાં અન્યાય થતા જોયો ત્યાં દબાએલા, કચડાએલા અને દુઃખી લોકોનો પક્ષ લઈ તેમણે સત્તાધીશો સામે લડત ચલાવી હતી. એમની એ લડત અનોખી ભાતની હતી. એમણે લોકોને લડત કરવાનો નવો હુન્નર શીખવ્યો. લોકોને સત્યાગ્રહની ખૂબી અને સફળતા બતાવી. લોકોમાંથી બીક દૂર કરી, માટીમાંથી મર્દ સર્જ્યાં અને સમૂહમાં ભેગા મળી લડત કરી જે આફત અને દુઃખ આવી પડે તે સહન કરવાની શકિત, લોકોમાં રેડી હિંસક બળવાખોરા કે હિંસક કાયદા ભંગ કરનારાઓને અંગત સત્તાધીશો ધરાવતા હતા, પણ પોતાની સત્તા સામે પડકાર કરે, એમની આજ્ઞાઓનું છડેચોક ઉલ્લંઘન કરે, છતાં વિનય ન છોડે, અને જે દંડ કરવામાં આવે તે હસતાં મુખડે સ્વીકારી લે. એવાં ગુન્હેગારોની કલ્પના સુદ્ધાં આ સત્તાવાળાઓએ કરી ન હતી. એટલે ગાંધીજીએ હિંદમાં આવી જે નવા પ્રકારની ચળવળો ચલાવવા માંડી હતી તેથી હિંદની તેમજ બ્રિટીશ સરકાર ભારે મુંઝવણમાં મુકાએ જતી હતી. એટલું જ નહિ પણ હિંદના કેળવાયેલા અને બુદ્ધિશાળી વર્ગ જે સત્તાધીશો આગળ તો વિવેકી અને નરમ ભાષામાં અરજીઓ જ થાય અને રીતસર અને બંધારણ પૂર્વક જ કામ થવું જોઈએ એમ માનતો હતો તે પણ શરૂઆતમાં ગાંધીજી અને એમની પદ્ધતિને સમજી શક્યો ન હતો. પણ ગાંધીજીએ એક પછી એક લડત ઉપાડી અને તેમાં વિજય મળતો ગયો ત્યારે હિંદના કેળવાયેલા અને બુદ્ધિશાળી

વર્ગનો તેમનામાં વિશ્વાસ બેસવા માંડયો. ગાંધીજીએ હિંદની આમ જનતાનું દીલ તો પહેલે-થી જ જીતી લીધુ હતું. '

### વિરમગામની જકાત

હિંદમાં આવ્યા પછી ગાંધીજીએ સૌથી પ્રથમ કામુ વીરમગામની જકાત દૂર કરવાનું કર્યું. અમદાવાદથી એક વખત એ રાજકોટ જતા હતા ત્યાં વઢવાણ સ્ટેશને ત્યાંના જાણીતા પ્રજા સેવક સ્વ. મોતીલાલ એમને મળ્યા હતા. એ ભાઈ જાતે દરજી હતા. એમણે ગાંધીજીને વીરમગામ સ્ટેશને ગરીબ ઉતારૂઓને શું હાડમારી ભોગવવી પડે છે. તેનું ધ્યાન દોરી સંભળાવ્યું. અને એ દુઃખ દૂર કરાવવા વિનંતી કરી હતી. ગાંધીજી વીરમગામની ચાર્ઈનોરી વિષે મુંબઈના એ વખતના ગવર્નર લોર્ડ વીલીંગ્ડનને મળ્યા હતા. એ સમયના વાયસરોય ચેમ્સફર્ડ સાથે વીરમગામ સંબંધમાં લગભગ બે વર્ષ સુધી પત્ર વ્યવહાર ચલાવ્યો હતો. લોર્ડ ચેમ્સફર્ડને મળી પણ આવ્યા હતા. અને આખરે વીરમગામની એ જકાત દૂર થઇ હતી.

### ચંપારણના ખેડુતોની મદદે

ચંપારણમાં ગળીના ખેડુતો પર ત્યાંના ગોરાઓ જે જુલમ કરી રહ્યા હતા અને તીન કઠીયાનો રીવાજ જે એક સદીથી ચાલી રહ્યો હતો તે બંધ કરાવવા ગાંધીજીએ કમર કસી. અને હિંદમાં એમના આગમન પછી પહેલીજવાર એમની સવિનય અનાદર અને સત્યાગ્રહના સિદ્ધાંતને વ્યવહારમાં મૂકી એક નવીન પદ્ધતિથી લડત કરી, આખરે એ લડતમાં વિજય મેળવ્યો હતો.

૧૯૧૭માં ચંપારણમાં ગળીનાં ખેતરો હતાં પોતાની જ જમીન ૨૦ ભાગમાં ચંપારણના ખેડુતો ગળીનું વાવેતર તેના મૂળ માલીકોને સારૂં કરવા કાયદાથી બંધાએલા હતા. આનું નામ ' તીન કઠીઆ " કેહેવાતું હતું. વીસ કઠાનો એક એકર તેમાંથી ત્રણ કઠાનું વાવેતર આનું નામ " તીન કઠીઆનો રિવાજ. '

રાજકુમાર શુકલ કરીને ચંપારણના એક ખેડુત હતા. તેમની ઉપર. દુઃખ પડેલું એ દુઃખ તેમને લાગી આવ્યું હતું. એટલે તેમને આ ગળીનો ડાઘ બધાને સારૂં ધોઈ નાખવાની ધગશ પોતાના દુઃખમાંથી થઇ આવી. લખનૌ મહાસભાની બેઠકમાં ગાંધીજી ગયા હતાં. ત્યાંથી આ રાજકુમાર શુકલ તેમની પાછળ પડયા તે ગાંધીજીને ચંપારણ લઇ જઇ ત્યાંની ખેડુતોની દુર્દશા જાતે નિહાળવા તેમને લઇ જવા માગતા હતા.

ગાંધીજીએ વખત મળે ત્યારે ત્યાં જવા વચન આપ્યું હતું. લખનૌથી ગાંધીજી કાનપુર ગયા ત્યાં શ્રી. શુકલ હાજર હતા. ગાંધીજી કાનપુરથી અમદાવાદ ગયા તો ત્યાં પણ શ્રી શુકલ પાછળ પાછળ ગયેલા એટલે ગાંધીજીને વચન આપવું પાડ્યું અને કલકત્તા જતાં ગાંધીજીએ રાજકુમાર શુકલની સાથે ૧૯૧૭ની સાલમાં ચંપારણ જવા નીકળ્યા.

પહેલાં ગાંધીજી અને શ્રી શુકલ. કલકત્તાથી પટણા ગયા ત્યાં બિહારના આગેવાન વકીલોને મળ્યા એ વકીલોમાં રાજેન્દ્ર બાબુ અને બાબુ બ્રિજકિશોર હતા. ગાંધીજીએ એ વકીલ મંડળનો સહકાર લીધો અને ચંપારણના પ્રદેશમાં જઈ ત્યાંના ખેડુતોની ફરીયાદો નોંધવાનો નિશ્ચય કર્યો.

આ સંબંધમાં ગાંધીજીની આત્મકથામાં " અહિંસા દેવીનો સાક્ષાત્કાર " માટે તો ખેડુતોની હાલતની તપાસ કરવી હતી. ગળીના માલીકો સામે જે ફરિયાદો હતી, તેમાં કેટલું સત્ય છે તે જોવું હતું. આ કામને અંગે હજારો ખેડુતોને મળવું જોઈએ. પણ તેમની સાથે આમ સંબંધમાં આવ્યા પહેલાં ગળીના કમીશનરને મળવાની મેં જરૂરીઆત જોઈ બંનેને ચિઠ્ઠી લખી.

### કમીશનરની ધમકી

માલીકોના મંત્રીની મુલાકાત વખતે તેણે સાફ જણાવ્યું કે, તમે પરદેશી ગણાઓ. તમારે અમારી અને ખેડુતોની વચ્ચે નહી આવવું જોઈએ. છતાં જો તમારે કંઈ કહેવાનું હોય તો મને લખી જણાવો મેં મંત્રીને વિવેક પૂર્વક કહ્યું કે, હું મને પોતાને પરદેશી નગણું, ને ખેડુતો ઇચ્છે તો તેમની સ્થિતિનો તપાસ કરવાનો મને પૂરો અધિકાર છે. કમીશ્નર સાહેબને મળ્યો. તેમણે તો ધમકાવવાનું જ શરૂ કર્યું; ને મને આગળ વધ્યા વિના તિરહુત છોડવાની ભલામણ કરી, "

" મેં સાથીઓને બધી વાત કહીને કહ્યું કે તપાસ કરતાં મને સરકાર રોકશે એવો સંભવ છે. ને જે જાત્રાનો સમય મેં ધાર્યો હતો તેના કરતાં વહેલો પણ આવે. જો પકડાવું જ જોઈએ તો મારે મોતીહારી, અને બની શકે તો બેતીઆમાં પકડાવું જોઈએ. અને તેથી બનતી ઉતાવળે ત્યાં પહોંચવું જોઈએ "

ચંપારણ તિરહુત વિભાગનો જીલ્લો અને મોતીહારી તેનું મુખ્ય શહેર. બેતીઆની આસપાસની રાજકુમાર શુકલનું મકાન હતું, તે તેની આસપાસની કોઠીઓના ખેડુતો વધારેમાં વધારે રંક હતા. તેમની હાલત બતાવવાનો રાજકુમાર શુકલનો લોભ હતો. ને મને હવે તે જોવાની ઇચ્છા હતી. '

" તેથી સાથીઓને લઈને હું તેજ દિવસે મોતીહારી જવા ઉપડ્યો. મોતીહારીમાં ગોરખબાબુએ આશ્રય આપ્યો ને તેમનું ઘર ધર્મશાળા થઈ પડ્યું. અમે બધા માંડમાંડ તેમાં સમાઈ શકતા હતા. જે દિવસે પહોંચ્યા તેજ દિવસ સાંભળ્યું કે મોતીહારીથી પાંચેક માઈલ દૂર એક ખેડુત રહેતો હતો, તેની ઉપર અત્યાચાર થયો હતો તેને જોવા માટે ધરણી-ધર પ્રસાદ વકીલને લઈ ને સવારે જવું એવો નિશ્ચય કર્યો. અમે સવારે હાથી ઉપર સવારી કરીને નીકળી પડ્યા.

ચંપારણમાં હાથીનો ઉપયોગ જેમ ગુજરાતમાં ગાડાનો થાય છે તેમ લગભગ થાય, અર્ધે રસ્તે પહોંચ્યા ત્યાં પોલીસ સુપ્રીટેન્ડેન્ટનો માણસ આવી પહોંચ્યો ને મને કહ્યું. ' ' તમને સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ સલામ કહેવડાવે છે. ' હું સમજ્યો, ધરણીધર બાબુને મેં આગળ જવાનું કહ્યું. હું પેલા જાસુસની સાથે તેણે ભાડે લીધેલા ગાડામાં બેઠો, તેણે ચંપારણ છોડવાની મને નોટીસ આપી. મને ઘેર લઈ ગયો ને મારી સહી માંગી. મેં જવાબ લખી આપ્યો કે હું ચંપારણ છોડવા ઇચ્છતો નથી ને મારે આગળ વધવું છે. ને તપાસ કરવી છે, અધિકારના હુકમનો અનાદર કરવા માટે બીજેજ દિવસે કોર્ટમાં હાજર રહેવાને સમન્સ મળ્યો. આખી રાત જાગીને મેં મારે જે કાગળો લખવાના હતા તે લખ્યા, ને જોતે સુચ-નાઓ આપવી હતી તે બ્રીજકિશોર બાબુને આપી. "

## સરકારે કેસ પાછો ખેંચી લીધો

" મને જે સજા કરવા ધારો તે ઓછી કરવાના હેતુથી આ બયાન હું નથી રજુ કરતો, પણ હુકમનો અનાદર કરવામાં કાયદેસર સ્થપાયલી સત્તાનું અપમાન કરવાનો મારો ઉદ્દેશ ન હોઇ, મારૂં અંતર જે વધારે મોટો કાયદો સ્વીકારે છે.—એટલે કે અંતર આત્માનો અવાજ–તેને અનુસરવાનો જ મારો ઉદ્દેશ છે. એજ મારે જણાવવું હતું "

× × ×

" હવે કેસની સુનાવણી મુલતવી રાખવા પડ્યૂં તો ન રહ્યું. પણ મેજીસ્ટ્રેટ કે વકીલ આ પરિણામની આશા નહોતા રાખતા, તેથી સજાને સારૂ કોર્ટે કેસ મુલતવી રાખ્યો. મેં વાયસરોયને બધી હકીકતનો તાર મોકલી દીધો હતો. પટણી પર તાર કર્યો હતો, ભારત ભૂષણ પંડિત માલવીયાજી વગેરેને પણ હકીકતના તાર મોકલી દીધા હતા, સજાને સારૂં કોર્ટમાં જવાનો સમય આવ્યો તેના પહેલાં મારી ઉપર મેજીસ્ટ્રેટનો હુકમ આવ્યો કે ગવર્નર સાહેબના હુકમથી કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો છે, ને કલેકટરનો કાગળ મળ્યો કે મારે જે મદદ અમલદારો તરફથી જોઇએ તે માંગવી. આવા તાત્કાલિક અને શુભ પરિણામની આશા અમે કોઇએ નહોતી રાખી.

× × ×

હું કલેકટર મી. હેકોક ને મળ્યો. તે પોતે ભલો ને ઇન્સાફ કરવા તત્પર જણાયો. જે કાગળીઆં કે બીજુ કઇ જોવું હોય તે, માંગી લેવાનું ને જ્યારે તેને મળવું હોય ત્યારે મળવાનું તેને જણાવ્યું. બીજી તરફથી આખા હિંદુસ્તાનને સત્યાગ્રહનો અથવા કાયદાના સવિનય ભંગનો પહેલો સ્થાનિક પદાર્થ પાઠ મળ્યો. છાપામાં વાત ખૂબ ચર્ચાઇ તે ચંપારણને તથા મારી તપાસને અણધારેલું જાહેરનામું મળ્યું. "

## ઇશ્વરના ફીરસ્તા

ચંપારણમાં ગાંધીજી કેટલોક વખત રહ્યા હતા, અને ત્યાંના ગળીના ખેડુતોની કેફીયતો નોંધવાનું અને એમની ખરી સ્થિતિ જણાવતી વિગતો મેળવવાનું તેમણે શરૂ કરી દીધું હતું. એ માટે ચંપારણના લોકો પાસેથી કશું દ્રવ્ય લીધું નહતું મુબઇથી ગાંધીજીના મિત્રોએ તેમને રૂપીઆ ૧૫૦૦૦) મોકલવાની તૈયારીનો તાર કર્યો હતો. પણ એ મદદ તેમણે નહોતી લીધી. બ્રીજકીશોરબાબુ અને રાજેન્દ્રબાબુ પોતાના મિત્રોમાં ઉઘરાણું કરી લેતા, અને ગાંધીજીને ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ જેટલી જોઇએ એટલી મદદ મંગાવી લેવા લખ્યુ હતું. પણ ગાંધીજી અને એમના જોડીદારો બહુજ કરકસરથી રહેતા હતા. અને એ લડત દરમિયાન બહુ થોડું ખર્ચ થયું હતું, અને જે ઉઘરાણું થયું હતું તેમાંથી પણ કેટલીક રકમ બચી હતી.

"ચંપારણમાં ગળીના ખેડુતોની કેફીયતો નોંધવાની સાથે સાથે એ પ્રદેશના લોકોમાં અક્ષરજ્ઞાન ફેલાવવા, અને તેમને સ્વચ્છતાના પાઠ શીખવવા ગાંધીજીએ પોતાના સાથીઓ અને કુટુંબીઓને ચંપારણમાં બોલાવ્યાં હતાં. અને ચંપારણનાં ગામડાઓમાં શાળાઓ સ્થાપી તેમનામાંથી અજ્ઞાન દૂર કરવા પ્રયાસ કર્યો હતો, ચંપારણના ગરીબ, કંગાલ ભ્હીકણ ખેડુતો ગાંધીજીને કોઇ ઇશ્વરના ફીરસ્તા સમજી એમનાં દર્શન કરવા આતુર બની ટોળેટોળાં

એ જ્યાં જાય ત્યાં જામતાં હતાં. અને લોકોના ટોળાને વ્યવસ્થામાં રાખવાનું વિકટ કામ એ સમયમાં ગાંધીજીના પરિચયમાં આવેલા આચાર્ય શ્રી. કૃપલાનીજીને કરવું પડતું હતું.

**ગાંધીજીને મળેલી સફળતા**

એક તરફથી સમાજ સેવાનું કામ ચાલી રહ્યું હતું. ત્યારે બીજી તરફથી લોકોના દુઃખની કહાણીઓ નોંધવાનું કામ વધતા પ્રમાણમાં ચાલી રહ્યું હતું. હજારો લોકોની કહાણીઓ લખાઈ. તેની અસર થયા વિના કેમ રહે? મારે ઉતારે જેમ જેમ લોકોની આવજાવ વધી ગઈ તેમ તેમ નીલવરોનો ક્રોધ વધતો ચાલ્યો. મારી તપાસને બંધ કરવાના તેમના તરફથી થતા પ્રયત્નો વધતા ગયા. "

"એક દિવસ મને બિહારની સરકારનો કાગળ મળ્યો. તેનો ભાવાર્થ આ હતો:—

"તમારી તપાસ ઠીક લાંબી ચાલી ગણાય, અને તમારે તે બંધ રાખી બિહાર છોડવું જોઈએ. "

"કાગળ વિનયી હતો. પણ અર્થ સ્પષ્ટ હતો. મેં લખ્યું કે. તપાસ તો લંબાશે. અને તે થાય— પછી પણ લોકોનાં દુઃખનું નિવારણ ન થાય ત્યાં લગી મારો ઇરાદો બિહાર છોડવાનો નથી. "

"મારી તપાસ બંધ કરાવવાનો સરકારની પાસે યોગ્ય ઇલાજ એક જ હતો કે તેણે લોકોની ફરિયાદ સાચી માની દાદ દેવી, અથવા ફરિયાદને માન આપી પોતાની તપાસ સમિતિ નીમવી. ગવર્નર સર એડવર્ડ ગેઇટે મને બોલાવ્યો, ને પોતે તપાસ સમિતિ નીમવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. અને તેમાં સભ્ય થવાનું મને નિમંત્રણ આપ્યું. બીજાં નામો જોઈને મેં સાથીઓની સાથે મસલત કરીને એ શરતે સભ્ય થવાનું કબુલ કર્યું કે, મને સાથીઓની સાથે મસલત કરવાની છુટ હોવી જોઈએ, ને સરકારે સમજવું જોઈએ કે, હું સભ્ય થવાથી ખેડૂતોનો હિમાયતી નથી મટતો. અને તપાસ થઈ રહ્યા બાદ મને સંતોષ ન થાય તો ખેડૂતોને દોરવાની મારી સ્વતંત્રતા હું જતી ન કરું. "

"સર એડવર્ડ ગેઇટે આ શરતોને વાજબી ગણીને તેનો સ્વીકાર કર્યો. મરહુમ સર ફ્રેન્ક સ્લાઈ તેના પ્રમુખ નિમાયા હતા. તપાસ સમિતીએ ખેડુતોની બધી ફરીયાદો ખરી ઠરાવી. નીલવરોએ ગેરવાજબી રીતે લીધેલાં નાણાંનો અમુક ભાગ પાછો આપવાની ને તીન કઠીયાનો કાયદો રદ કરવાની ભલામણ કરી. "

**સો વર્ષનો કાયદો તુટયો.**

"આ રિપોર્ટ સાંગોપાંગ થવામાં. ને છેવટે કાયદો પસાર થવામાં સર એડવર્ડ ગેઇટનો બહુ મોટો ભાગ હતો, તે દૃઢ ન રહ્યા હોત, તો જે રિપોર્ટ એકમતે થઈ શકયો તે ન થવા પામત. નીલવરોની સત્તા બહુ પ્રબળ હતી. રિપોર્ટ થયા છતાં તેમનામાંના કેટલાકે બિલનો સખ્ત વિરોધ કર્યો હતો. પણ સર એડવર્ડ ગેઇટ છેવટ સુધી મક્કમ રહ્યા. ને સમિતીની ભલામણોનો સંપૂર્ણ અમલ કર્યો.

"આમ સો વર્ષની ચાલતો આવેલો તીનકઠીયાનો કાયદો તુટયો ને તેની સાથે ચંપારણમાં ગળીના ગોરા ખેડુતો એટલે નીલવર રાજ્યોનો અસ્ત થયો. રૈયત વર્ગ જે દબા-

ચેલો રહેતો હતો તેને પોતાની શક્તિનું ભાન થયું. ને ગળીનો ડાઘ ધોયો. ધોવાયજ નહીં એ વહેમ દૂર થયો.

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હીંદ પાછા ફર્યા પછી, સૌથી પહેલાં સત્યાગ્રહના પદાર્થ-પાઠ એમણે ચંપારણમાં લોકોને શીખવ્યો. જે વિનયથી, જે કુશળતાથી, જે ચાકતા અને નિડરતાથી એમણે એ લડત ઉપાડી અને સાંગોપાંગ પાર પાડી તેથી આખું હિંદ ચમકી ગયું હતું. આમજનતાને એમતામાં વિશ્વાસ બેઠો હતો, કચડાયેલાઓને ન્યાય અપાવનાર અને ગરીબોના બેલી તરીકે એ દેશભરમાં મશહુર બન્યા હતા, અને હિંદનો બુદ્ધિમાન અને આગળ વધેલો વર્ગ એમની અનોખી પદ્ધતિઓથી અકળાતો હતો, પણ ધીમે ધીમે ગાંધી-જીની નિરાળી પદ્ધતિથીજ ધારેલું કામ સિદ્ધ થાય છે, અને એમની અનોખી રીતથી દેશના સામાન્ય વર્ગમાં લડત લડવા માટેની હિંમત અને નિડરતા આવે છે. એ જોઈ એ વર્ગ પણ એમની તરફ વળ્યો હતો. અને કંઇક સન્જોગોજ એવા બનતા આવ્યા કે ગાંધીજીને એક પછી એક લડતો ઉપાડવીજ પડી.

ખેડાનો સત્યાગ્રહ

ચંપારણ સત્યાગ્રહના જેટલું જ મહત્વ, પરિણામની દ્રષ્ટિએ નહિ પરંતુ તેની પાછળ રહેલા સિદ્ધાન્તની દ્રષ્ટિએ ખેડાની ૧૯૧૮ની સત્યાગ્રહની લડત છે. હિંદમાં આવી ગાંધીજી એ જાહેર જીવનમાં પ્રવેશ કર્યો ત્યાર પહેલાં હિંદ અને ગુજરાતના ખેડુતો ભયંકર દુકાળના વરસોમાં પણ, જમીન મહેસુલ ઉઘરાવવાના સરકારના હક સામે વાંધો ઉઠાવવાનું જાણતા જ નહોતા. એમના પ્રતિનિધિઓ અલબત અરજીઓ અને વિનતીઓ કરતા. તેમજ મહાસભામાં ઠરાવો રજુ કરતા પરંતુ ત્યાં જ તેમનો વિધિ પુરો થતો. પરંતુ ૧૯૧૮માં ગાંધીજીએ નવો જ યુગ આરંભ્યો. મુંબઈ ઇલાકામાં ખેડા જીલ્લામાં દુકાળ જેવી સ્થીતિ ઉભી થઈ હતી, તથા વાવેતર નિષ્ફળ ગયુ હતું એટલે જમીન મહેસુલ મોકુફ રખાવવાનો ખેડુતનો હક હતો. ખેડુતનો દાવો હતો કે, રૂપિએ ચાર આનાથી વધુ પાક ઉતર્યો નથી. બલ્કે તેનાથી પણ ઓછો ઉતરેલો છે. સરકારી અમલદારોની આંકણી ચાર આની કરતાં વધુ-હતી. તેમજ એમનું કહેવું એમ હતું કે લેંડ રેવન્યુ કોડ પ્રમાણે મોકુફી માગવાનો અધિકાર ખેડુતોને નથી. બધી અરજીઓ નિષ્ફળ નીવડી. એટલે ગાંધીજીને માટે ખેડુતોને સત્યાગ્રહ આદરવાની સલાહ આપ્યા વગર માર્ગ રહ્યો નહિ પરંતુ ખેડુતો માટે આ લડત નવી હતી. એટલે ગામે ગામ ફરીને ખેડુતોને લડતનું રહસ્ય સમજાવવા માટે સ્વયંસેવકોની જરૂર પડી. તે માટે ગાંધીજીએ અપીલ કરી. અને તેનો અત્યંત સંતોષકારક જવાબ તરત જ મળ્યો. સરદાર વલ્લભભાઈ ગાંધીજીને આ લડત દરમ્યાન આવી મળ્યા. પોતાની ધીકતી અને વધતી વકીલાત પડતી મુકી, તેમણે ગાંધીજી સાથે જાહેર જીવનમાં ઝંપલાવ્યું. ત્યારથી તે આજ સુધી પોતાની સેવા અને સહકાર ગાંધીજીને ચરણે સતત ધરતા આવ્યા છે. ખેડુતોએ હવે પ્રતિજ્ઞા કરી હતી કે તેઓ પોતાની જમીન જપ્ત થવાં દેશે, પણ પોતાનો અધિકાર અને સ્વમાન જતું નહિ કરે. વધારેમાં તેમણે જણાવ્યું કે, સરકાર જો ગરીબ ખેડુતોને યોગ્ય રાહત આપે, તો સારા સ્થિતિવાળા ખેડુતો પૂરી રકમના બાકી રહેલી મહેસુલ ભરવા તૈયાર છે.

## સરદાર વલ્લભભાઈનો ફાળો

ખેડુતોને માટે હવે કેળવણીનું નવું સત્ર શરૂ થયું. અમલદારો પ્રજાના શેઠ નથી, પણ નોકર છે. એ વાત તેમના દિલમાં ઠસવા માંડી. અને તેમનો ભય દૂર થવા લાગ્યો. પરંતુ નિર્ભય થવાની સાથે સાથે વિનમ્ર રહેવાની જરૂર પણ તેમના દિલમાં ઠસાવવી અત્યંત આવશ્યક હતી. ગાંધીજી, સરદાર વલ્લભભાઈ અને બીજા સેવકો ગામડે ગામડે ભટક્યા અને લોકોને તેમની ફરજ અને સ્વમાનનું ભાન કરાવ્યું. વળી તેમણે સમજાવ્યું, કે, ઢોર-ઢાંખર અને જંગમ મિલકત જપ્ત થાય અને દંડની નોટીસો નીકળે છતાં ખેડુતોએ પોતાના નિશ્ચયમાં અડગ રહેવું. આ લડત માટે પૈસાની બહુ જરૂર ન હતી, અને તે પણ મુંબઈના ધનીકોએ લડત ચલાવવા જોઈએ. તે કરતાં વધુ પૈસા મોકલ્યા અને લડતને અંતે તેમાંથી કેટલીક રકમ બચી પણ ખરી.

ખેડુતો વધુ મક્કમ બને અને ડરી ગએલાઓને પ્રોત્સાહન મળે તે માટે એક અયોગ્ય રીતે જપ્ત થએલા ખેતરોનો તૈયાર થએલો ડુંગળીનો પાક મોહનલાલ પંડયાની આગેવાની હેઠળ નીચે ઉતારવાની ગાંધીજીએ ખેડુતોને સલાહ આપી, તેમ કરવામાં દંડ અને જેલનું જોખમ પુરતું હતું. સરકારે મોહનલાલ પંડયા અને તેમના સાથીદારોને પકડયા. તેમ થતા જ લોકોમાં નવો ઉત્સાહ ફેલાયો. કચેરીમાં પંડયાજીનો કેસ જોવા માટે લોકોનાં ટોળાં ઉભરાયાં. જેલીઓને વળાવવા સરઘસ નીકળ્યું, અને મોહનલાલ પંડયાને "ડુંગળી ચોર" નો માનીતો ઇલકાબ લોકો પાસેથી મળ્યો.

## ગુજરાતના ખેડુતોમાં જાગૃતિ

પરંતુ આ લડતનો અંત વિચિત્ર રીતે આવ્યો. સત્તાવાળાઓએ કહેણ મોકલી દીધાં કે સારી સ્થીતિવાળા ખેડુતો મહેસુલ ભરી દે તો ગરીબોનું મહેસુલ મુલતવી રહેશે. ગાંધીજી ને લાગ્યું કે જો એમ થાય તો લોકોની પ્રતિજ્ઞાનું પાલન થયું ગણાય. એટલે તેમણે તેટલાથી સંતોષ માન્યો અને લડત સંકેલી લીધી. જો કે મુંબઈ સરકારે તો એમ જ દેખાવ કર્યો કે તેમાં તેણે કશું નવું નથી કર્યું. બીજી રીતે પણ આ માફી ઘણી મોડી થઈ અને થોડાને જ તેનો લાભ મળ્યો એટલે પ્રજાનો સત્યાગ્રહ જો કે સિદ્ધાંતની દ્રષ્ટિએ વિજયી નીવડયો, પરંતુ એ કંઈ સંપૂર્ણ જીત નહોતી એમ છતાં એ લડતનાં પરોક્ષ પરિણામો ઘણાં મોટાં આવ્યાં. ખેડાની લડતથી જ આજ ગુજરાતના ખેડુત વર્ગમાં માલુમ પડતી જાગૃતિનો અને રાજપ્રકરણી કેળવણીનો આરંભ થયો, એમ કહી શકાય. તેમની ત્યાગશકિત વધી. ખેડુત જીવનમાં શિક્ષિત વર્ગનો ખરો પ્રવેશ પણ આ લડતથી જ થયો. ગુજરાતના પ્રજા જીવનમાં નવું તેજ આવ્યું. સત્યાગ્રહે ખેડાની મારફતે ગુજરાતમાં જડ ઘાલી. અને ભવિષ્યનો રાજદુઃખ નિવારણનો માર્ગ તેને મળી ગયો. લોકોને સમજ પડી કે પ્રજાની મુક્તિનો ખરો આધાર પોતાની ઉપર છે.

## અમદાવાદના મીલ કામદારોનું સંગઠન

ચંપારણમાં ગાંધીજીએ સત્યાગ્રહનો પહેલો અખતરો કર્યો, પછી ખેડાના ખેડુતોને આ પાઠ શીખવ્યો, અને તે પછી અમદાવાદનો મીલ કામદારોને લડતમાં સત્યાગ્રહ કરવાનો પાઠ શીખવ્યો. અમદાવાદના કામદારોના સંગઠનમાં મહાત્માવાદીઓએ જે હિસ્સો આપ્યો

છે, અને ગાંધીજીએ તથા તેમના સાથીઓએ તેમને સત્યાગ્રહનો જે પાઠ શીખવ્યો છે. તે વિષે અહીં ટુંકમાં જોઇ જઈએ.

મહાત્માજીએ જે વેળા અમદાવાદની સુતરાઉ કાપડની મિલોના કામદારોની લડતની આગેવાની લીધી, તે વેળા તેઓ મહાસભામાં નેતાપદે નહોતા. કોઈ પણ દેશના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં એ લડતની રોમાંચકારી કથા સોનેરી અક્ષરે લખાય તેવી છે. જગતના ઇતિહાસમાં પહેલીજવાર સત્ય અને અહિંસાના પાયા ઉપર ઔદ્યોગિક તકરારોનો નિકાલ લાવવાની નવીન રીત અજમાવવામાં આવી, અને તેનાં પરિણામો એવા સુંદર અને કાયમી આવ્યાં કે તેને લીધે અમદાવાદનું મજૂર મહાજન આજે અનેક ઔદ્યોગિક ઉત્પાતોની સામે ટકી રહી, અનેક આમાત્ય મુસાફરોનું પણ પ્રશંસા પાત્ર બનેલું છે.

૧૯૧૬ની સાલમાં શ્રીમતિ અનુસુયા બ્હેન સારાભાઈ મજૂર લતાઓમાં કેટલીક શાળાઓ ચલાવતાં હતાં. આ શાળાઓ મારફતે તેઓ મિલ કામદારોના પરિચયમાં આવ્યાં હતાં. એમની દોરવણી અને સલાહથી પહેલો લાભ નાણાવાળાઓને મળ્યો. પરંતુ તેમણે જોઈ લીધું કે બધા કામદારોને સંગઠિત કરવા હોય અને તેમને અસરકારક મદદ કરવી હોય તો પોતાને જેનામાં વિશ્વાસ હોય એવા કોઈ પીઠ આગેવાનની મદદ તેમણે મેળવવી જોઈએ. એવામાં ૧૯૧૮ની સાલમાં મિલ માલિકો અને શાળ ખાતાના કારીગરો વચ્ચે તકરાર પડી તે પ્રસંગે અનસુયા બ્હેને મહાત્માજીની સલાહ માંગી. મહાત્માજીએ મિલવાળાઓ ઉપર અયોગ્ય દબાણ લાવવાને બદલે તેમની પાસે લવાદનો સિદ્ધાંત કબૂલ કરાવ્યો. મજૂર ઇતિહાસમાં એક મહાવનો બનાવ છે. ગાંધીજી પોતે અને સરદાર વલ્લભભાઈ કામદારો વતી પંચ નિમાયા. પરંતુ કેટલીક મિલોમાં થોડા કામદારોએ હડતાળ પાડી દીધી એટલે પંચની આ ગોઠવણ પડી ભાંગી. મહાત્માજીએ દીલગીરી દર્શાવી અને કારીગરોને પોતાની ભુલનું પ્રાયશ્ચિત કરવા જણાવ્યું અથવત સમાધાનનો ભંગ બને પક્ષોએ કર્યો હતો. પણ માલિકોએ તો કોઈ પણ સલાહ આપતા પહેલાં ગાંધીજીએ આ તકરારના બધા મુદ્દા સંભાળથી વિચાર્યા. ઉદ્યોગની સ્થિતિ, મિલોના નફા, મોંઘવારી, માલ ઉત્પન્ન કરવાના ખર્ચના આંકડા વિગેરે બધી વિગતો તેમણે તપાસી લીધી, અને અંતે કામદારોને પાંત્રીશ ટકા વધારો મળવો જોઈએ એ નીર્ણય પર તેઓ આવ્યા. કામદારો એથી વધુ માગતા હતા પરંતુ તેમને એટલું જ માંગવા તેઓ સમજાવી શક્યા. અને પોતાની માંગણી હંમેશ વાજબી અને ઓછામાં ઓછી હોવી જોઈએ એ જાતની પ્રણાલિકા પાડી

**પ્રથમ ઉપવાસની જાહેરાત**

કામદારોની આ માંગણી માલિકો સમક્ષ રજુ થતાં તેમણે વીસ ટકાથી વધુ ન આપવા જણાવ્યું. અને ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૧૮ ના દિવસે મીલોમાં લોક આઉટ જાહેર કર્યો ગાંધીજીએ સાબરતીને કાંઠે એક ઝાડ નીચે જે હજી પણ પવિત્ર મનાય છે. કામદારો પાસે પોતાની માંગણી કબૂલ કરવામાં ન આવે ત્યાં સુધી કામે ન ચઢવાની અને તે દરમિયાન શાંતિને ભંગ થાય તેવું કંઈ ન કરવાની પ્રતિજ્ઞા લેવરાવી. આ પછી પ્રચાર કાર્ય શરૂ થયું. અને શ્રીમતિ અનસુયા બ્હેન, શ્રી. શંકરલાલ બેંકર, છગનલાલ ગાંધી અને બીજાઓએ ઘેરઘેર ફરી કામદારોને આ પ્રતિજ્ઞાનો મર્મ સમજાવ્યો. પત્રિકાઓ કાઢવામાં આવી, દૈનિક સભાઓ ગોઠવાઈ. ગાંધીજી પોતેજ આ પત્રિકાઓ લખતા. તેમણે કામદારોને

તેમની મરાઠ્યુ ભાષામાં સમજાવ્યું. કે આ એક નાની શી ઔદ્યોગિક તકરાર નથી. પરન્તુ મહાન નૈતિક અને ધાર્મિક લડત છે. તથા તેને પરિણામે તેમને પગારમાં વધારો મળવા ઉપરાંત તેમની નૈતિક પ્રગતિ પણ થશે. એક પખવાડીયું આમ વીત્યું. પરન્તુ ધીરે ધીરે કામદારો થાકવા લાગ્યા. રોજની સભામાં હાજરી મોળી પડવા લાગી. તથા મજુરો ડગવા લાગ્યા છે. એવી ચારે તરફથી ખબરો આવવા લાગી. કોઇ કોઇ ઠેકાણે મિલોમાં જનારાઓ ઉપર બળાત્કાર થાય એવો સંભવ પણ લાગવા માંડયો. ગાંધીજી મુંઝાયા. તેમ રોજની સભામાં જાહેર કર્યું કે "મજુરો પાછા સંગઠન થાય અને ઝગડાનો નિકાલ થાય ત્યાં લગી હડતાળને ન નિભાવી શકે તો ત્યાં લગી તે ઉપવાસ કરશે."

## ગાંધીજીની સફળતાઃ કામદારોની જીત

ગાંધીજીના અપવાસની ખબર દેશભરમાં વિજળીને વેગે ફેલાઈ ગઇ, અને ચારે બાજુ ખળભળાટ મચી રહ્યો, કારણ કે વાસ્તવિકરીતે તે પ્રતિજ્ઞા મરણ પર્યંત ઉપવાસ કરવાની હતી. તે પ્રતિજ્ઞામાં પ્રજાના એક સમુદને પોતાની પ્રતિજ્ઞા જાળવવામાં મદદ કરવાનો ઉચ્ચ આશય હતો, તો પણ ટીકાકારોએ તો કહ્યું હતું કે ગાંધીજી આમ કરી માલિકો ઉપર ખોટું દબાણ લાવવા માંગે છે. ગાંધીજીએ આ વ્રતની ત્રુટીઓ સ્વીકારતાં ભારપૂર્વક જણાવ્યું કે તેમની પ્રતિજ્ઞાનું પણ પરિણામ અલબત્ત એ રીતે આવે, પણ તેનો પ્રત્યક્ષ હેતુ તો પ્રજાને એક સમુદાયને પોતાની પ્રતિજ્ઞા ઉપર અડગ રાખવાનોજ છે. ગાંધીજીને મન પ્રતિજ્ઞાની કિંમત નાની સુની નથી. તેથી જ્યારે તેઓ પોતાની પ્રતિજ્ઞા લાચારીથી તોડે છે. ત્યારે તેમને ભારેમાં ભારે આઘાત થાય છે. કામદારોએ ગાંધીજીને ખૂબ વાર્યા. પણ ગાંધીજીનો નીર્ણય ફેરવાય તેમ ન હતો. તેમણે હવે કામદારોને વખત ગુમાવવાને બદલે તેમજ બીજા પર આધાર નહીં રાખતાં પોતાના પગ ઉપર ઉભા રહેવાની અને હાથ મજુરી કરી પોતાના નિરધારમાં ટકી રહેવાની સલાહ આપી. સત્યાગ્રહાશ્રમની જમીનો ઉપર મકાનો બંધાતાં હતાં ત્યાં પાવડો અને કોદાળી લઇ મજુરી કરવાની શરૂઆત અનસૂયા બ્હેનની સરદારી હેઠળ કામદારોએ કરી. આની નૈતિક અસર ભારે થઇ, એને લીધે. કામદારો વધારાના બન્યા અને માલિકોનાં હૃદય પીગળ્યાં. દેશના નેતાઓએ મિલવાળાઓને અપીલ કરી. જેમાં ડો. બિસેન્ટે તાર દ્વારા જણાવ્યું કે "દેશને ખાતર નમતું મૂકો, અને ગાંધીજીના પ્રાણ બચાવો." અને કામદારો પોતાની પ્રતિજ્ઞા પાળી શકે અને માલિકે પણ પોતાનું માન જાળવી શકે તેવો રસ્તો નીકળ્યો, બંને પક્ષ તરફથી પંચનો સ્વીકાર થયો. અને છેવટે કામદારોએ માંગેલા ટકાનો વધારો પંચે કબુલ રાખ્યો. હિંદમાં આવ્યા પછી જાહેર કલ્યાણના એક પ્રશ્ન માટે ગાંધીજીએ પહેલી વખત અપવાસનું સસ્ત્ર સફળતાથી અજમાવ્યું હતું.

× × ×

## મજુર મહાજનની સ્થાપના

આ તકરારના સંતોષકારક નિવેડાથી મહાત્માના નેતાઓ અને અમદાવાદના કામદારો વચ્ચે સ્નેહની અતૂટ ગાંઠ બંધાઇ, તેમ મજુર મહાજન નામની સંસ્થાનો પાયો નંખાયો. અમદાવાદ મજુર મહાજન કદાચ જગતભરમાં એક માત્ર કામદાર સંગઠન છે. તેના ઉદ્દેશમાં

સત્ય અને અહિંસાના પાલણની પ્રતિજ્ઞા તથા મિલ ઉદ્યોગને રાષ્ટ્રિય બનાવવાનું અંતિમ ધ્યેય રહેલું છે. આ મહાજનમાં ૩૦,૦૦૦ લવાજમ ભરનારા સભ્યો સ. ૧૯૩૪માં થયા. મહાજને ૪,૦૦૦ ફરીયાદોમાંથી ૮૦ ટકા જેટલી ફરિયાદો અને હડતાળોમાંથી ૨૩ હડતાળો કામદારોના લાભમાં પાર ઉતારી હતી. મહાજને ૧, ૧૮૫ સ્ત્રીઓને સુવાવડ કમિશન મદદ તરીકે રૂા. ૨૯,૦૦૦ તથા બીજાઓને અકસ્માત વખતે મદદ તરીકે રૂા. ૧૯,૦૭૪ અપાવ્યા હતા, વળી ૧૧૫ મજુરોને મિલ સત્તાવાળાઓની કરડી નજરના ભોગ થઈ પડવાને કારણે રૂા. ૪,૮૫૬ મદદ તરીકે આપ્યા હતા. તેનાં મજુર ઉન્નતિનાં કાર્યોમાં, વૈદકીય મદદ, કેળવણી, વ્યાયામ, શાંતિગૃહો, મ્યુનીસીપાલીટીની સમરકો, મદ્યપાનનિષેધ, અને સામાજીક સુધારાનો સમાવેશ થાય છે.

×                    ×                    ×

આ પછી ગાંધીજીએ એક સાદી પણ અસરકારક સૂચના બહાર પાડી હતી. કે કોંગ્રેસ અને લીગની યોજનાને સર્વ પ્રાંતોમાં પ્રાંતિય ભાષાઓમાં અનુવાદ કરી લોકોને સમજાવવામાં આવે, અને તેમાં સૂચવેલા સુધારાઓને લોકોનો ટેકો છે. એમ બતાવવા તેના પર લોકોની સહિઓ લેવામાં આવે. એ બીનાને દેશભરમાં વધાવી લેવામાં આવી. અને તે મુજબ તેના ઉપર દશ લાખ ઉપર સહીઓ લેવામાં આવી મહાસભાએ હિંદભરમાં આવું સંગઠન કરવાનો પ્રયત્ન પહેલીજવાર ગાંધીજીની સૂચનાથી કર્યો હતો એમ કહી શકાય.

×                    ×                    ×

રોલેટ એક્ટ સામે સત્યાગ્રહ

૧૯૪૭ના યુરોપના મહા યુદ્ધ વખતે ગાંધીજીએ અને લોકમાન્ય તીલકે બ્રીટીશ સરકારને મદદ આપવાનું વચન આપ્યું હતું અને ગાંધીજીએ અમદાવાદ અને ખેડા જીલ્લામાં ફરીને લશ્કરમાં ભરતી કરવાના કામમાં સહકાર આપ્યો હતો, અને એક વખત લોર્ડ માર્ડની દિલ્હીમાં પરિષદ બોલાવી હતી. તેમાં ગાંધીજીને ખાસ આમંત્રણ આપવામાં આવ્યુ હતું. અને ત્યાં નામદાર વાયસરોયની સમક્ષ હિંદીમાં ભાષણ કરી ગાંધીજીએ એ પરિષદમાં હાજર રહેલા અડખાઓને ચમકાવી દીધા હતા. અને ઈલાકામાં પણ ઉતર વિભાગના કમીશરે બોલાવેલી એક સભામાં ગાંધીજીએ હાજરી આપી હતી. આ વખતે એક નીવેદન બહાર પાડી ગાંધીજીએ આશા વ્યકત કરી હતી કે હિંદ બ્રિટનને યુદ્ધના સમયે જે સહકાર આપી રહ્યું છે તેની કદર જરૂર બ્રિટીશ સરકાર કરશે. પણ ૧૯૧૮માં યુદ્ધ ખતમ થતાં હિંદની આ મદદ ભૂલી જવામાં આવી હતી. અને ૧૯૧૮-૧૯ માં દેશમાં ઘણો અસંતોષ વ્યાપ્યો હતો

૧૯૨૯ના ફેબ્રુઆરી પ્રારંભમાં બે રોલેટ બીલ વડી ધારાસભામાં રજુ કરવામાં આવ્યાં. યુરોપમાં સુલેહ જાહેર થયા બાદ છ મહીને હિંદ સંરક્ષણના કાયદાની મુદત પુરી થતી હોવાથી ઉભી થતી પરીસ્થિતીને પહોંચી વળવા તેને રજુ કરવામાં આવ્યું હતું. જે વિભાગોમાં ક્રાંતિકારક ચળવળો અને ગુનાહો પ્રચારમાં હોય ત્યાં તેવા ગુન્હાનો કાયદાના ત્રણ ન્યાયાધીશો મળી તરત નિકાલ કરી નાંખે. અને તે ઉપર કોઈ પણ જાતની અપીલ સ્વીકારવામાં ન આવે. એનો એ અપીલનો મુદ્દો હતો. ઉપરાંત અમુક માણસ રાજ્ય વિરુધ્ધના ગુનાહોને ઉત્તેજન મળે એવી ચળવળોમાં ભાગ લે એવો સરકારને શક જાય તો તેની

પાસેથી જામીન માંગવાની ને અમુક નિયત જગ્યાએજ રહેવાની ફરજ પાડવાની સત્તાઓ તેમાં આપવામાં આવી હતી. વળી ધારાસભામાં સર વિલીમવીનસેટે એ ખરડો રજુ કર્યો ત્યારે એસેમ્બ્લીના લોકનિયુક્ત સભાસદોએ તેની સામે સખત લડત ચલાવી હતી. પણ તેમનું કંઇ વળ્યું ન હતું. એટલે ગાંધીજી જેઓ તે વખતે સખત માંદગીને બિછાનેથી તાજા બન્યા હતા, તેમણે સુકાન હાથમાં લીધું. અને રોલેટ બીલ સામે સત્યાગ્રહ આદરવાની તેમને હાકલ કરી. અને દેશભરમાં ખમે ઘુમી પ્રજાને જાગ્રત કરી ૧૯૧૯ ના માર્ચની ૧૪મી તારીખે ગાંધીજીએ આ બીલ સામે જે પ્રતિજ્ઞા પત્ર તૈયાર કર્યું હતું તે આ પ્રમાણે હતું.

"અમે અંતઃકરણ પુર્વક માનીએ છીએ કે ઈન્ડીઅન ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ બિલ ની સને ૧૯૧૯ તથા ક્રિમીનલ લૉ ઇમરજન્સી પાવર્સ બીલ નં ૨ ૧૯૧૯ના નામથી ઓળખાતાં બિલો ગેરવ્યાજબી ન્યાય અને સ્વાતંત્ર્યના સિધ્ધાંતોને ઉંધા વાળનારા તથા તેના પ્રજાજન કે જેના ઉપર આખા હિન્દુસ્તાનની અને સરકાર શહીસલામતી આધાર રાખે છે, તેના પ્રાથમિક હકીકતોનો ભંગ કરનારા છે તેથી અમે પ્રતિજ્ઞા લઇ જણાવીએ છીએ કે અમે તે કાયદાનો તેમજ કમીટી ઠરાવે એવા બીજા કાયદાઓનો વિનયપુર્વક ભંગ કરીશું. તથા તેમ કરવામાં સત્ય અને અહિંસાને સંપુર્ણ રીતે વળગી રહીશું."

ખીલાફત ચળવળ અને હીંદુ...મુસલમાન ઐક્યતા

... ... ...આ દિશામાંથી સારો પ્રત્યુતર મળ્યો. દક્ષિણ હિંદે પણ સારો સાથ આપ્યો ગાંધીજીએ ઉપવાસ કરી હિલચાલની શુભ શરૂઆત કરી ૩૦મી માર્ચ ૧૯૧૯ના દિવસ હડતાળ ઉપવાસ અને પ્રાર્થનાનો દિવસ ઠરાવવામાં આવ્યો પછીથી તારીખ ૬ઠી એપ્રીલ કરવામાં આવી તે સંબંધી જાહેરાત દિલ્હીમાં વખતસર ન પહોંચી વળવાથી ત્યાં ૩૦મી માર્ચે હડતાળ પડી અને સરઘસ નીકળ્યાં દુર્ભાગ્યે ત્યાં ગોળીબાર થયો. સ્વામી શ્રદ્ધાનંદના નેતૃત્વ નીચે કામ ચાલુ થયું સીપાઇઓએ ગોળીબાર કરવા ધમકી આપી તેની સામે તેમણે ખુલ્લી છાતી ધરી. અને સીપાઈઓ પાછા હટયા પરંતુ દિલ્હી સ્ટેશન ઉપર રમખાણ થયું અને તેમાં પાંચ જણ મરણ પામ્યા. અને ઘણા ઘાયલ થયા. છઠી એપ્રિલનો દિન આખા હિંદમાં પળાયો. ૧૯૧૯માંહીંદી સરકાર તરફથી ખીલો પ્રગટ થતાં "જે વ્યાપક ખળભળાટ મચ્યો તેનું એક લક્ષણ નોંધવા જેવું છે. હિંદુ અને મુસલમાનોએ એકજીજા પ્રત્યે નહિં સાંભળેલો ભ્રાતૃભાવ દર્શાવ્યો હિંદુ–મુસલમાન ઐક્ય રાષ્ટ્રીય હિલચાલના કાર્યક્રમનો એક મુખ્ય સ્તંભ બની ગયું. અછુત વર્ગ પણ પોતાના મતભેદો ભુલી ગયો. મુસલમાનના હાથે હીંદુઓએ પીવાનું પાણી સ્વીકાર્યું અને હિંદુઓને હાથે પાણી પીધું વાવટા અને જયનાદોમાં હિંદુ–મુસલમાન ઐક્ય તરી આવતું હતું મસ્જીદોમાં હિંદુઓને વ્યાખ્યાન કરવા દેવાની છુટ મળી"

આ ઐક્યનું તાત્કાલીક કારણ એ હતું કે તુર્કસ્તાનને યુધ્ધ બાદ જે અન્યાય થયો હતો અને ખીલાફત જે જોખમમાં મુકાઈ હતી. તે પ્રતી હિંદુઓની સાચી દિલસોજી હતી.

\+ + +

દિલ્હીની જુમ્મા મસ્જીદમાં સ્વામી શ્રધ્ધાનંદ અને ગાંધીજીએ ભાષણ કર્યાં હતાં. અને ખીલાફત સંબંધમાં મુસ્લીમોને પડખે રહેવા હીંદુઓને હાકલ કરી હતી. કેટલાક હિંદુ ખીલાફતમાં મુસ્લીમોને સહકાર આપે તેના બદલામાં મુસ્લીમો પાસેથી ગૌવધ બંધ

બંધ કરવાનું વચન લેવું એવી સુચના કરવામાં આવી હતી. પણ ગાંધીજીએ એવી શરત કરવા ના પાડી હતી. તેમણે તો કહ્યું હતું કે હિંદુઓએ વગર શરતે મુસ્લીમોને ખીલાફતમાં સાથ આપવો. ઈસ્લામીઓ રાજી ખુશીથી ગોવધ બંધ કરે એ એમની ખાનદાની ગણાય.

\+ + +

### જલીયાંવાળા હત્યાકાંડ

રૉલેટ બીલો સામે ગાંધીજીએ દેશભરમાં જે આંદોલન ચલાવ્યા તેને લીધે લોકોમાં અસાધારણ જાગૃતિ આવી હતી, પણ જનતા ગાંધીજીની અહિંસાને બરાબર સમજેલી નહી હોવાથી, પંજાબમાં કેટલેક ઠેકાણે રમખાણો થયાં, લોકોએ કેટલાક ગોરાઓને પીટી નાંખ્યા, મકાનો બાળ્યાં અને બીજાં તોફાનો કર્યાં પંજાબના આગેવાનોને પકડી અજાણી જગ્યાએ લઈ જવામાં આવ્યા. ગાંધીજી પંજાબ જતા હતા તેમને વચમાંથી પકડી પાછા મુંબઈ મોકલી દેવામાં આવ્યા. પંજાબમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો, જલીયાંવાલા બાગમાં હજારો નિઃશસ્ત્ર લોકોની જનરલ ડાયરે ગોળીઓ ચલાવી કતલ કરી. લાહોર, અમૃતસર અને જલીયાનવાલામાં લોકોપર અસહ્ય ત્રાસ વર્તાવવામાં આવ્યો. સરકારે હંટર કમીટી નીમી જ્યારે કોંગ્રેસે પોતાની સમીતી નીમી દેશ આખામાં પંજાબના હત્યાકાંડે ભારે ખળભળાટ મચાવ્યો. કોંગ્રેસ સમીતીનો રીપોર્ટ ગાંધીજીએ પોતે હાથે તૈયાર કર્યો હતો. એ રીપોર્ટમાં પંજાબમાં એ લશ્કરી અમલ વખતના દરેકે દરેક બનાવ વિષે પૂરતા પુરાવા આપી અત્યંત સંયમપૂર્વક તટસ્થતાથી એ આખો રીપોર્ટ તૈયાર કરવામાં આવ્યો હતો. પછી તો બ્રિટીશ સરકારે ખાસ ડ્યુક ઓફ કોનાટને હિંદ મોકલી તેમની મારફતે લોકોને ગઈ ગુજરી ભુલી જવા વિનંતી કરી હતી.

### ૧૯૨૦ ની લડતનો આરંભ

આમ ૧૯૧૯ નું વર્ષ હીંદ માટે બહુ ભયંકર નીવડયું હતું એ પછી ૧૯૨૦ માં ગાંધીજીએ અસહકારની પોતાની યોજના દેશ આગળ રજુ કરી હતી. ૧૯૨૦ ના ઑગસ્ટની પહેલી તારીખથી ગાંધીજીએ અસહકારની લડતનો આરંભ કર્યો હતો ગાંધીજી અને અલી ભાઈઓએ આખા દેશની મુસાફરી શરૂ કરી ગાંધીજીનો હેતુ લોકોને સ્થિરત હેઠળ લાવવાનો અને તેમના ઉભરાતા ઉત્સાહને સંગઠીત કરવાનો હતો. સરકારે હંટર કમીટીના રીપોર્ટને આગળ કરી પંજાબમાં લોકોપર અસહ્ય જુલમ કરનાર અમલદારોને બચાવી લેવાની પેરવી કરી હતી. અને હીંદની વડી ધારાસભામાં એ સંબંધમાં ખાસ બીલો પણ લાવવામાં આવ્યાં હતાં. આ તરફ મહાસભાએ પણ પોતાનું ધ્યેય બદલી શાંતિ, સત્ય અને અહિંસાનાં બધાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવા એમ રાખ્યું હતું

× × × ×

૧૯૨૧ માં ગાંધીજીએ ઉપાડેલી અસહકારની ચળવળ પૂર જોશમાં આગળ વધે છે. ઘણાએ વકીલો વકીલાત છોડે છે, વિદ્યાર્થીઓએ સરકારી શાળાઓ અને કોલેજોનો ત્યાગ કર્યો છે, અમદાવાદ મહાસભાના અધિવેશનના વરાયલા પ્રમુખ શ્રીયુત ચીતરંજનદાસ જેલવાસી બને છે, હકીમ અજમલખાન તેમને બદલે પ્રમુખ બને છે. વિદેશી કાપડના બહિષ્કારની ચળવળ જોશભેર ચાલે છે. આ બધી ચળવળનું પરીણામ એ આવ્યું હતું કે ૧૯૨૧ માં વડી ધારાસભાએ દમનના કાયદાઓની તપાસ માટે એક કમીટી નીમી. એને

પરીણામે ક્રોમીનલ લો એમેન્ડમેન્ટ એક્ટ સિવાયના તેવા બધા કાયદાઓ ૧૯૨૨ ની શરૂઆતમાં પાછા ખેંચી લેવામાં આવ્યા.

× × × ×

### બારડોલીમાં તૈયારીઓ

કૉર્ટો અને સરકારી શાળાઓના બહિષ્કારની ચળવળ સોએ સો ટકા ફતેહમંદ નહોતી નીવડી. પણ અસહકારની ચળવળને લીધે એ સંસ્થાઓની પ્રતિષ્ઠા ઘણી ઘટી ગઇ હતી. અને આજ અરસામાં ગાંધીજીની પ્રેરણાથી જુદા જુદા પ્રાંતોમાં રાષ્ટ્રિય શિક્ષણ આપનારી સંસ્થાઓ સ્થપાઇ હતી, અને દેશના નવજુવાન વર્ગમાં નવું જોર અને ઉત્સાહ આવ્યાં હતાં.

÷ × +

આ સમયમાં અમદાવાદમાં મળેલી કોંગ્રેસની બેઠકમાં મુસલમાન ઉલ્માઓએ રાજકીય પ્રશ્નોની ચર્ચામાં અગત્યને ભાગ લીધો હતો. અને ગાંધીજીને રાષ્ટ્રના સરમુખત્યાર બનાવવામાં આવ્યા હતા. અગાઉ એક વખત હિંદી સરકારે મહાસભા સાથે સમાધાન કરવાની વૃત્તિ દાખવી હતી, અને કોંગ્રેસની બહારના રાજદ્વારી આગેવાનોએ એક સર્વપક્ષ પરિષદ બોલાવી હતી. અને તેણે ભલામણ કરી હતી. પણ એ વખતના વાયસરૉય રીડીંગે આ ભલામણો પર કશું લક્ષ આપ્યું નથી. એટલે આખરે ગાંધીજીએ સવિનય અનાદરની ચળવળ શરૂ કરવાનો વિચાર કર્યો, અને એ અખતરા માટે એમણે પોતે બારડોલી તાલુકો પસંદ કર્યો, અને એમની હંમેશની રીત મુજબ પોતે બારડોલીમાં સવિનય અનાદરની લડત શરૂ કરવાના છે. એ વાતની ખબર એમણે વાયસરૉયને ખાસ પત્ર લખી આપી.

× × ×

### ગાંધીજી સામે રાજદ્રોહને આરોપ

૧૯૨૨ ના માર્ચની ૧૩ મી તારીખે ગાંધીજીની ધરપકડ કરવામાં આવી. અને તેમની સામે રાજદ્રોહને આરોપ મુકવામાં આવ્યો હતો. ૧૮ મી માર્ચે એમની સામે અદાલતમાં કેસ ચાલ્યો હતો. શ્રીમતિ સરોજીની નાયડુએ આ પ્રસંગનું બ્યાન એક નાનકડી પુસ્તિકાની પ્રસ્તાવના લખતાં કર્યું છે કે "ગાંધીજી કાયદાની દ્રષ્ટિએ તો અપરાધી અને ગુન્હેગાર હતા. પરંતુ જ્યારે લંગોટ પહેરેલા ગાંધીજીની સુકલકડી ગંભીર અને નિડર મૂર્તિ પોતાના વફાદાર સિવાય અને હિંદી શંકરલાલ બેંકર સાથે કોર્ટમાં દાખલ કર્યો ત્યારે આખી કોર્ટ આદરપૂર્વક સ્વાભાવિક રીતે ઉભી થઇ ગઇ હતી."

### યાદગાર નીવેદન

હિંદમાં ગાંધીજીની એ પહેલી ધરપકડ અને અદાલતમાં તેમની સામે ચાલેલો કેસ એકલા હિંદના ઇતિહાસમાં જ નહિ, પણ જગતના ઇતિહાસમાં એક અનેરા પ્રકારના મુકદ્દમા તરીકે સુવર્ણ અક્ષરે નોંધાઇ ગયો છે. જસ્ટીસ બ્રુમફીલ્ડ સમક્ષ એ કેસ ચાલ્યો હતો, અને એ ન્યાયાધીશે ગાંધીજી પ્રત્યે ખૂબ ખૂબ આદર દાખવ્યો હતો, અને ગાંધીજીએ પણ ગુનાહનો એકરાર કરી જગતના ઇતિહાસમાં યાદગાર એવું નીચે પ્રમાણે નિવેદન અદાલત સમક્ષ રજુ કર્યું હતું.

" હિંદુસ્તાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોષવા ખાતર મુખ્યત્વે કરીને આ મુકદમો માંડવામાં આવ્યો છે તે પ્રજાની પ્રત્યે પહેલો મારો ધર્મ વિચારતાં મને લાગે લાગે છે તે એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારીઓના સારૂ બન્યો છું એનો ખુલાસો આપવા હું બંધાએલો છું. સિવાય કોર્ટને પણ હિંદુસ્તાનમાં કાયદાથી સ્થપાએલી જ્યારે સામે અપ્રીતિ ફેલાવવાના આધારે હું તે કારણે સ્વીકારી લઉં છું એ મારે જણાવવું જોઈએ. "

× × ×

" મારા જાહેર જીવનની શરૂઆત સને ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઈ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મારો પહેલવહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય, મને માલુમ પડ્યું કે, માણસ તરીકે અને એક હિંદી તરીકે મને કશાજ હક નહોતા. ઉલટું મે જોયું કે હું હિંદુસ્તાની હતો એટલાજ કારણસર માણસ તરીકેના પણ મારા હકો માર્યા જતા હતા. "

\+ + +

" પણ આથી હું હાર્યો નહિ. હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મોટે ભાગે સારા એવા રાજતંત્ર ઉપર ચડેલો બહારનો મેલ છે, મૂળ સડે તો તંત્ર સડે છે. એમ મે મારા મનને મનાવ્યું. અને જ્યાં મને એ સરકારના દોષ જણાયા ત્યાં તે સારૂ મને વખતો વખત વખોડવા છતાં તેનો નાશ કદી પણ ન ઇચ્છતા એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

× × ×

સલતનતની બજાવેલી સેવા

"આથી સને ૧૮૯૯ના વિશ્વયુદ્ધ વેળાએ જ્યારે સલ્તનતની હસ્તી જોખમમાં આવી પડી ત્યારે મેં તેને મારી સેવા અર્પણ કરી મેં જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી અને લેડી સ્મીતોના બચાવને સારૂં થએલી સંખ્યાબંધ લડાઈઓ દરમિઆન મારાથી બનતું કર્યું. તેજ પ્રમાણે ૧૯૦૬ માં ઝુલૂ બળવા દરમિયાન પણ મેં જખમીઓને ઉઠાવનારા ટોળીવાળાઓની એક ટુકડી ઉભી કરેલી, અને બળવો સમતાં સુધી સેવા માટે મને થાંક મળેલા અને સરકારી પતરિકાઓમાં મારા કામની ખાસ નોંધ લેવાએલી. દક્ષિણ આફ્રિકામાંનાં મારા કામની કદરમાં લોર્ડ હાર્ડી તરફથી મને કૈસરે હિંદ સુવર્ણપદક મળેલો. "

× × ×

"સને ૧૯૧૪માં જ્યારે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઇ જાગી ત્યારે મેં લંડનમાં તે વખતે વસતા હિંદીઓની મુખ્યત્વે વિદ્યાર્થીઓની એક એમ્બ્યુલન્સ ટુકડી ઉભી કરેલી. આ ટુકડીએ કિંમની સેવા બજાવ્યાની ત્યાંના અમલદારોની કબુલાતો છે. અને છેલ્લે હિંદમાં જ્યારે ૧૯૧૭ ની સાલમાં દિલ્હીમાં મળેલી યુદ્ધ પરિષદમાં લોર્ડ ચેમ્સફર્ડ યુદ્ધ ભરતીને માટે આગ્રહભરી અરજ કરી ત્યારે મારી તબિયત સામું પણ ન જોતાં ખેડા જીલ્લામાં લશ્કરની ભરતીને માટે હું મચ્યો. જો કે મારા પ્રયત્નનું ફળ આવવા

નીકળ્યા 'આ બધા સેવાના પ્રયત્નો દરમિયાન હું એજ આશાની હુંફે જીવતો હતો કે, આવી સેવાઓ બજાવીને મારા દેશબંધુઓને સારૂં સલ્તનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે."

રોલેટ એકટ

"એ મારી આશા પર પહેલવહેલો ફટકો રોલેટ એકટ' ના રૂપમાં પડયો. એ કાયદા સામે મારે કડવી ઝુંબેશ ચલાવવી પડી. ત્યાર બાદમાં પંજાબનો કાંડ શરૂ થયો જેનો આરંભ જલિયાનવાલાની કતલથી થયો. અને અવધિ પેટે ચલાવવાના હુકમોમાં, જાહેર રસ્તાઓ પર ફટકા મારવામાં અને એવાજ બીજા એક અકથનીય અપમાન ભર્યાં કૃત્યોમાં થઈ. મેં એ પણ જોયું કે તુર્કી તેમજ ઇસ્લામનાં પવિત્ર સ્થળો પર હાથ ન નાંખવાના સંબંધનાં હિંદી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કોલ પળાવાનો ઝાઝો સંભવ ન હતો, પણ એ ભર્યાં લક્ષણ દેખાતા છતાં અને મિત્રોએ પણ મને ગંભીર ચેતવણીઓ આપ્યાં છતાં અમૃતસરની મહાસભા વેળાએ સરકાર સાથે સહકારની તેમજ મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા સ્વીકારની તરફેણમાં હું ઝુઝયો. એવી આશા એ કે વડાપ્રધાન હિંદી મુસલમાનોને આપેલો પોતાનો કોલ આખરે પાળશે. પંજાબનો જખમ રૂઝવવામાં આવશે.' અને સુધારા જો કે અધુરા અને અસંતોષકારક હતા છતાં તે હિંદના જીવનમાં એક નવા અને આશા-દાયી યુગના સૂચક નીવડશે."

× × ×

"પણ મારી આશાઓ બધી ધુળ મળી. ખિલાફતને લગતા કોલ પાળવાનો મોખ ન હતો. પંજાબના કાંડ પર સફેદો ફેરવવામાં આવ્યો. અને ગુન્હેગારોને શિક્ષા કરવાનું તો કોરે રહ્યું, પણ ઉલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા, અગર તો તેમના પેન્શનો હિંદી ખજાનામાંથી અપાવાં ચાલુ રહ્યાં. અને વળી કેટલાક દાખલાઓમાં તો તેમને ઉલટાં ઇનામ, અકરામો એનાયત કરવામાં આવ્યાં. મેં એ પણ જોયું કે સુધારાઓથી જે દિલના પલટાની આશા બાંધવામાં આવી હતી, તેનો કશોયે પલટો ન થતાં, માત્ર હિન્દુસ્તાનનું ધન વધુ ચૂસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાની જે તે એક નવી તદબીર હતી.

તેજસ્વી તહોમતનામું અને સજા

"અફસોસપૂર્વક હું નિર્ણય પર આવ્યો કે બ્રિટીશ હકુમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દષ્ટિએ હિંદને તે અગાઉ કદી નહોતું તેટલું લાચાર કરી મેલ્યું છે. નિઃશસ્ત્ર હિંદ આજે કોઇ પણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઇમાં ઉતરવા માગે તો તેમ કરવાની આજે કશી તાકાત તેનામાં નથી, અને આ સ્થિતિ એટલી હદ સુધી આવેલી છે કે અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવું માને છે કે, હિંદે સંસ્થાનોની હનનું સ્વરાજ્ય મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વિતાવવી જોઇએ, હિંદુસ્તાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે, તેનામાં દુષ્કાળ સામે ટકાવ કરવાની બિલકુલ શક્તિ નથી.

અંગ્રેજોએ અહિં પગલાં કર્યાં તે પહેલાં હિંદ પોતાનાં લાખો ઝુંપડાઓમાં કાંતતું તથા વણતું, અને ખેતીમાંથી મળી રહેનારી પોતાની નાનીશી આજીવિકામાં રહેતી ખોટ ભરી કાઢતું. છવરદોરી સમો આ હિંદનો ગૃહઉદ્યોગ માની ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષી ઉપાયો વડે નષ્ટ કરવામાં આવ્યો, જેનાં બ્યાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે. હિંદની અડધી ભૂખી રહેનારી આમ પ્રજા કેવી ધીમે ધીમે મૃત્યુપ્રાય થતી જાય છે, આની શહેરના રહેનારાઓને ભાગ્યે જ ખબર છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા ક્ષુદ્ર એશઆરામ તેઓ હિંદને ચુસનારા પરદેશી મુડીદારોના ઘર ભરવા જે મહેનત કરે છે તેની દલાલી સિવાય બીજું કશું નથી. અને પેલાઓનો બધો નફો તેમજ આમની દલાલી બન્ને હિંદની ગરીબ પ્રજાને નિચોવીને જ નિતારી કાઢેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રીટીશ હિંદમાં કાયદાથી સ્થપાએલી સરકાર એ ગરીબ આમ પ્રજાને આ રીતે ચુસવાની ખાતર જ ચલાવવામાં આવે છે, સાહે તેવાં કોષ્ટકોથી આજે જ જે પુરાવો હિંદના ગામડાંઓ પોતાનાં ચાલતાં–બોલતાં હાડપીંજરોથી નરી આંખને પણ આપી રહેલ છે. તેને ઉડાવી શકાય તેમ નથી. મારા મનને તો છાટાભાર શક નથી કે ઈશ્વર જેવો કોઈ માલિક જો દુનિયાને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લાંડને તેમજ હિંદુસ્તાનના આ બધાં શહેરોમાં વસનારાઓ બેઉને આ ગુનાને માટે ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવ જાતિના ગુનાને માટે જવાબ દેવો પડશે.

× × ×

\+ + +

"ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચુસી લેનાર પરદેશીઓની સેવાને અર્થે જ વપરાય છે. પંજાબ માર્શલલોના મુકરદમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારી ઉપર એવીજ છાપ પડી. કે સેંકડે સોમાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાંના રાજદ્વારી મુકરદમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દરેક દસમાંથી નવ સાવ નિર્દોષ હતાં. સ્વદેશ પ્રીતી એજ એમનો ગુનો હિંદની અદાલતોમાં યુરોપીઅનોની સામે કામ માંડનારા સોમાંથી નવ્વાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપુરણી કે અતિશયોક્તિ કયાંયે નથી. આવા મુકરદમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે કોઈ હિંદીઓને પ્રસંગ પડયો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવોજ છે.

× × ×

સૌથી મોટું દુર્ભાગ્ય એ છે કે અંગ્રેજ લોકો તેમજ દેશનો કારભાર કરવામાં ભળનારા તેમના હિંદી સાથીઓ એતે મેં ઉપર વર્ણવાનો પ્રયત્ન કર્યો છે. તેવો કશો ગુનો કરવામાં પોતે રોકાયલા છે એ સમજી શકતા નથી. મને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિન્દી અમલદારો પ્રમાણીક પણે એવું માનનારા છે કે પોતે દુનિયામાંનું એક સારામાં સારું રાજ્યતંત્ર ચલાવી રહ્યા છે. અને તે નીચે હિન્દુસ્તાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહેલ છે. તેમને ભાન નથી કે પ્રજાને થથરાવી મૂકવાની એક અદ્રશ્ય પરંતુ અસરકારક કાર્ય પદ્ધતિથી તથા પશુ બળના વ્યવસ્થિત દેખાવથી અને બીજી બાજુએ પ્રતિકાર કરવાની

અગર આત્મ રક્ષણની સુદ્ધાં બધી શક્તિ પ્રજા પાસેથી ખુંચવી લેવામાં આવ્યાથી પ્રજા આખી નપુંસક બની ગઇ છે, અને તેનામાં દંભ અને પામરતા ફેલાયાં છે, અને આ ભયાનક કુટેવને પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મ વંચના ભેવડાં બન્યાં છે. જે ૧૪૪ અ કલમનું સદ્ભાગ્યે મારા પર તહોમત મૂકવામાં આવ્યું છે તે કલમ હિંદી નાગરીકની સ્વતંત્રતા કચડી નાંખવા સારુ ઘડવામાં આવેલી રાજદ્વારી કલમોમાં કદાચ સર્વોપરી છે."

× × ×

પ્રીતિ કંઈ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઇ શખ્સ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાં સુધી તે મારફાડ કે ખૂનામરકીનો ઈરાદો ન રાખતો હોય અગર તો ખૂનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન આપતો હોય, ત્યાં સુધી પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો અખત્યાર હોવો જોઈએ, પણ જે કલમનો આરોપ બાંકરલાલ ઉપર તેમજ મારા પર મૂકવામાં આવ્યો છે. તે મુજબ માત્ર અપ્રીતિ ફેલાવવી એટલે પણ ગુનો છે. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકદમાઓ મેં તપાસ્યા છે અને હું જાણું છું કે હિંદના કેટલાક મોટામાં મોટા પ્રજામાન્ય પુરૂષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે અને તેથી આ કલમ હેઠળ મારા ઉપર આરોપ મુકાયો એ મારી મોટી ઈજ્જત સમજું છું."

× × ×

"માત્ર અપ્રીતીના કારણોની ટુંકામાં ટુંકી રૂપરેખા આપી દેવા મેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઇ પણ અમલદાર કે કારભારી સાથે મારે અંગત કે વ્યક્તિગત એવું કશું જ વેર નથી; તો રાજાની સામે તો મારે અપ્રીતિ હોઈજ ન શકે ! પણ જે સરકારે અગાઉમાં બીજા કોઇ પણ રાજતંત્ર કરતાં સરવાળે હિન્દુસ્તાનનું અહિતજ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ થવી એને તો હું સદ્‌ગુણ સમજું છું. બ્રિટીશ હકુમત હેઠળ, હિંદમાં અગાઉ કોઇ કાળે ન થએલો એટલો મરદાનગીનો લોપ થયો છે. આવી માન્યતા હોવાથી એવા રાજતંત્ર વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું, અને તેથી મારી સામે પુરાવા તરીકે રજુ કરવામાં આવેલા જુદા જુદા લેખોમાં મેં જે કંઇ લખ્યું છે તે બધું હું લખી શક્યો એ વાતને હું મારૂં અહોભાગ્ય ગણું છું.

\+ + +

ખરૂ જોતાં તો હું માનું છું કે જે અસ્વભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લંડ તેમજ હિન્દુસ્તાન રહે છે, તેમાંથી ઉગરી જવાનો અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મેં બંનેની સેવાજ બજાવી છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ તો બુરાઇની સામે અસહકાર કરવો એ એ નેકીની જોડે સહકાર કરવા જેટલી જ માણસની ફરજ છે, પણ બુરાઇ કરનાર સામે ઈરાદા પૂર્વક હિંસા અત્યાચાર કરીને જે એવો અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આટલા કાળથી દુનિઆમાં ચાલતી આવેલી છે. હું મારા દેશભાઈઓને બતાવી આપવા મથી રહ્યો છું કે, હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિઆમાં બુરાઈને ઘટાડવાને બદલે વધારવાનું જ હથિઆર બને છે. અને બુરાઇને નભાવવાનું એક માત્ર સાધન હિંસા હોવાથી પોતાના તરફનો તેને મળતો ટેકો ખેંચી લેવા માંગનારે હિંસાનો ત્યાગ કરવો રહ્યો, એવી અહિંસા વૃત્તિમાં બુરાઈ જોડે અસહકાર કરવા જતાં ખમવા પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક

માથે લેવાં જોઇએ એ આવી જાય છે. તેમ કાયદાની નજરે જે મારા ઇરાદાપૂર્વક કેટલે ગુનો ગણાય, અને છતાં મારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરી ધર્મ છે તેને લાગી આકરામાં આકરી સજા માગી લેવા અને તે સજા આનંદ પૂર્વક માથે ચઢાવવા હું ઉભો છુ જડજ સાહેબ ! આપને તેમજ પંચના સાહેબોને માટે પણ એટલોજ માર્ગ ખૂલ્લો છે કે, જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામાં આવ્યું છે તે કાયદો જ ખરૂ જોતાં દુઃખ છે અને હું વસ્તુત નિર્દોષ છુ એમ જો તમે માનતા હોતો તમારે તમારી જગ્યાઓનાં રાજીનામા આપી દેવાં ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવુ આથી ઉલ્ટુ જે તંત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો, તે હિંદની પ્રજાને સારૂ હિતકર છે અને તેથી મારી પ્રવૃતિ જાહેર હિતને નુકશાન કરનારો છે એવો જો તમારો વિશ્વાસ હોય તો તમને ધર્મ છે કે તમારે મને સખતમાં સખત સજા દેવી "

" જસ્ટીસ બ્રુમફીલ્ડે લોકમાન્ય તીલકનો દાખલો ટાંકી ગાંધીજીને ૭ વર્ષની આસન કેદની સજા કરી

+ × +

દિલ્હીમાં ઉપવાસ

૧૯૨૪ના સપ્ટેમ્બર માસમાં દીલ્હી ગુલબર્ગા, નાગપુર લખનૌ શાહજહાંપુર, અલ્હાબાદ. જબલપુર અને દાહોદ, ખાતે કોમી રમખાણો થયાં તેમાં કોહાટનું તુફાનતો ઘણું ભયંકર હતું. ભયંકર કતલેઆમ અને લુંટફાટ પછી ૪૦૦૦ હિન્દુઓને કોહાટમાંથી એક ખાસ

રેલ્વેટ્રેન મારફત ખસેડવા પડયાં, અને તેમાંના ૨૬૦૦ જેખે મહિના સુધી રાવળપીંડી અને બીજી જગાઓની દયા ઉપર જીવવું પાયું હતું. આ બનાવને અંગે ગાંધીજીએ દિલ્હીમાં એકવીસ દિવસના ઉપવાસ કર્યા હતા. એપેન્ડીસાઈટીસના જીવન મરણના હુમલામાંથી ગાંધીજી તાજાજ ઉઠયા હતા, એટલે આ ઉપવાસો એમને માટે સાચના અગ્નિ પરીક્ષા રૂપ હતા. ગાંધીજીએ દિલ્હીમાં મૌલાના મહમદ અલીને ત્યાં જ ઉપવાસનો આરંભ કર્યો હતો, પણ પાછળથી તેઓ શહેર બહાર એક મકાનમાં ચાલ્યા ગયા હતા. આ પ્રસંગે આગેવાન હિંદીઓએ દિલ્હી ખાતે એક ઐકય પરિષદ બોલાવી. એમાં કલકત્તાના ધર્માધ્યક્ષ પણ હાજર હતા. આ પરિષદ ૨૬મી સપ્ટેમ્બરથી ૨૭ ઓક્ટોબર સુધી ચાલી હતી. અને જુદી જુદી કોમો વચ્ચે વહવાડો પતાવવા માટે રાષ્ટ્રની એક મધ્યવર્તી "કોમ લવાદ" નીમવામાં આવી હતી. જેના સભ્યો તરીકે હકીમ અજમખાન, લાલજી, જી. કે. નરીમાન. ડૉ. એસ. દત્ત અને લાયલપુરના માસ્તર સુંદરસિંહને ચુંટવામાં આવ્યા હતા. ગાંધીજીને તેના પ્રમુખ નીમવામાં આવ્યા હતા.

## ગુજરાતની રેલ

આ પછી ૧૯૨૭ની સાલમાં ગુજરાતમાં રેલનું ભારે સંકટ આવ્યું, ત્યારે મહાસભા વાદીઓએ બહુ સરસ સેવા બજાવી હતી. ૧૯૨૭ના જુલાઈ માસના છેવટના ભાગમાં ગુજરાત ઉપર ભારે આફત આવી પડી હતી. ચાર–પાંચ દિવસના ગાળામાં લગભગ આખી ગુજરાત પ્રાંતમાં ૫૦ ઈંચ જેટલો વરસાદ પડયો. ઢોર ઢાંખર અને રાચ રચીલાં–સાહિત્ય ગામનાં ગામો ભોંય ભેગાં થઈ ગયાં હતાં. હજારો લોકો નીરાધાર બની ગયાં હતાં. પાક નાશ પામ્યો હતો, અને તાર, ટપાલ તથા રેલ્વેનો વહેપાર તુટી ગયો હતો. બ્રિટિશ અને દેશી રાજ્યોનો પ્રદેશો મળીને ઓછામાં ઓછા ૪૦૦૦ ગામો આફતમાં આવી પડયાં હતાં એમાંથી ૬૦ટકા જેટલા અને કેટલાંક ગામોમાં તો ૯૦ ટકા જેટલાં ઘરો પડી ગયાં હતાં.

આ વખતે ગાંધીજી મૈસુર રાજ્યમાં પોતાની તબીયત સુધારી રહ્યા હતા, દેશભરમાં સતત મુસાફરી કરવાને લીધે તેમનું શરીર લથડી ગયું હતું. ગાંધીજીએ રાહત કાર્યમાં સહાય ભૂત થવા ગુજરાતમાં આવવા જણાવ્યું. પણ વલ્લભભાઈએ તેમની માગણી ના મંજુર કરી.

× × ×

પાણીથી ઝલકાતા પ્રદેશો પાસ કરી મહાસભાના સ્વયંસેવકોએ સંકટ ગ્રસ્ત ગામવાસીઓને ખોરાક, કપડાં વગેરે જીવનની પ્રાથમિક જરૂરીઆતો પહોંચાડી. આ મદદમાંથી તેમણે સરકારી અધિકારીઓને પણ બાદ ન રાખ્યા કારણકે આફતમાં સપડાયેલાઓને મદદ આપવામાં રાજકારણના ભેદભાવને સ્થાન નથી. ખેડાના કલેકટરનો તે દિવસથી દુનિયા સાથેનો સબંધ તુટી ગયો હતો. તેમને ખાસ સ્વયંસેવકો દ્વારા વલ્લભભાઈએ ખોરાક અને બીજી જરૂરી વસ્તુઓ પહોંચાડી તેનો આભારપૂર્વક સ્વીકાર કર્યો હતો. એક અઠવાડિયા સુધી સરકારનું તંત્ર તુટી ગયું હતું. અને ઉપરી અધિકારીઓ પોતાના હાથ નીચેના અધિકારીઓ પાસેથી હેવાલની રાહ જોતા હતા. તે વખતે મહાસભાના સ્વયંસેવકો આફતને સ્થળોએ પહોંચી જઈ સંકટગ્રસ્તોને મદદ પહોંચાડી રહ્યા હતા. સેવાની ભાવનાથી પ્રેરાયેલા બુદ્ધિશાળી અને સાધન સંપન્ન લોક સમુદાયના સ્વાશ્રય પરસ્પરાશ્રયનું આ વિરલ દ્રષ્ટાન્ત છે. ગુજરાતના પ્રબલ લોકમત તથા સરદાર વલ્લભભાઈની

કુશળતાને વશ થઈ મુંબઈની સરકારને બળદો ખેતીનાં ઓજારો, ઘર બાંધવાનો સરસામાન તથા દાણા ખરીદવાને હલકી શરતોથી ખેડૂતોને દાન આપવા માટે દુકાળ ફંડમાંથી રૂ. ૧૫૪૦૦૦૦ ની રકમ રાહત માટે આપવાની ફરજ પડી અને ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ " એબે સેન્ટ્રલ રિલિફ કમીટીના " સહકારથી ઘણા મહિનાઓ સુધી રાહત આપવાનું કાર્ય કર્યું હતું. ગુજરાતમાં મહાસભાનું સંગઠન એટલું સુવ્યવસ્થિત હતું કે રાહત આપનારી બીજી સંસ્થાઓ અને સરકારને પણ રાહત કાર્ય માટે તેનો ઉપયોગ કરવો પડ્યો હતો. તે વખતના મુંબઈ સરકારના નાણાંમંત્રીએ સાબુંદ અને નડિઆદમાં મળેલી " રિલીફ પરિષદમાં 'સરદાર વલ્લભભાઈ તથા બીજા કોંગ્રેસ કાર્યકર્તાઓને આમંત્રણ આપ્યું હતું અને મહાસભાની સંસ્થાઓની મારફતે રાહત આપવાનો સ્વીકાર કર્યો હતો.

સરકારી મદદ ઉપરાંત મહાસભા અને બીજી સંસ્થાઓ મારફતે ૩૦૦૦૦૦૦ રૂપિઆ એકઠા કરી રાહત માટે વાપરવામાં આવ્યા હતા.

× × ×

## સાઇમન કમિશનનો બહિષ્કાર

સાયમન કમિશનનો બહિષ્કાર કરવામાં દેશને ભારે સફળતા મળી. એટલે સરકારે દબાણ અને ત્રાસની નીતી અજમાવી હતી, લાહોરમાં લાલાજીની સરદારી હેઠળ લોકોની પ્રચંડ મેદની કમીશનની વિરૂદ્ધ દેખાવો કરવા ટોળે મળી હતી પોલીસે આ ટોળાં ઉપર મારઝૂડ ચલાવી, અને ઘણા માનનીય આગેવાનોને બંદુકના કુંદાથી તથા લાઠીથી ફટકારવામાં આવ્યા હતા.

બાદ લાલાજીને પણ માર પડ્યો હતો. અને એવા એક હિચકારક હુમલાને પરિણામે એમનું જલદી અવસાન થયું હતું, એમ માનવામાં આવે છે. કમીશને લખનૌની મુલાકાત લીધી હતી ત્યારે પોલીસે નીઃશસ્ત્ર અહિંસક લોક સમુદાય ઉપર વગર કારણ જંગલી હુમલાઓ કર્યા હતા. પંડિત જવાહરલાલને પણ સંયુક્ત પ્રાંતની પોલીસે બાકી રાખ્યા હતા નહિ. લખનૌ જાણે લશ્કરી છાવણી હોય એવો દેખાવ થઈ રહ્યો હતો. હજારો ઘોડેસ્વારો અને પાયદળ ટુકડીઓએ ચાર-ચાર દિવસ સુધી લાહોરમાં મારપીટ ચલાવ્યા કરી. " સાયમન પાછો જા " એમ કોઈ બોલે તેનું આવી બનતું આટઆટલો પોલીસનો જુલમ છતાં લખનૌના શહેરીઓ દબાયા ન હોતા. કમીશનના માનમાં ગોઠવેલી પાર્ટીના સ્થાન પાસે લોકોથી જવાય એમ નહોતું ત્યારે તેમણે ' સાયમન પાછો જા ' લખેલી પતંગોથી આકાશ ભરી કાઢયું હતું.

× × ×

## ઈરવીનની જાહેરાત

૧૯૧૯ના ઓકટોબરમાં ઈંગ્લાંડથી પાછા ફરી લોર્ડ ઇરવીને જે નિવેદન કર્યું હતું તેમાં જણાવ્યું હતું કે:—

" સાઈમન કમીશનના પ્રમુખ સર જોન સાઇમને વડા પ્રધાન સાથેના પત્રવ્યવહારમાં જણાવ્યું હતું કે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોનો સંબંધી સુધારાની યોજના ખૂબ મહત્વનો છે. તેથી તે વિષે વિગતવાર તપાસ કરવી જરૂરી થઇ પડશે જો કમિશનનો રીપોર્ટ અને તે વિષે સરકારે કરેલી દરખાસ્તની બાબતમાં આ દષ્ટિબિન્દુ સ્વીકારવામાં આવે તે

અત્યારની યોજના સરકારે ફરીથી વિચારવી જોઈએ. તેથી કમીશન અને હિંદી મધ્યસ્થ સમીતિના રીપોર્ટ પ્રગટ થયા બાદ બ્રિટીશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનીધીઓની ગોળમેજી પરિષદ બોલાવવાની સુચના થયેલી છે. આ પરિષદનો હેતુ જેટની દરખાસ્તો ઉપર વધુમાં વધુ એકમતે કેળવીને પાર્લામેન્ટ સમક્ષ તે દરખાસ્તો રજુ કરવી તે છે. અલબત જોઇંટ પાર્લામેન્ટરી કમીટીની જરૂરીઆત તો રહેશે જ પરંતુ તે પહેલાં આવી એક ગોળમેજી પરિષદ આવશ્યક છે. શહેનશાહની સરકાર આ વિચારો સામે સંમત છે. બ્રિટીશ નીતિનું હિંદ વિષેનું ધ્યેય ઓગસ્ટ ૧૯૧૭ના જાહેરનામામાં જણાવેલું છે. અને તે હિંદમાં બ્રિટીશ સામ્રાજ્યના અંગભૂત ક્રમશઃ જવાબદાર સરકારની સ્થાપના કરવા માટે સ્વરાજ્યની કેળવણી મળે તેવી સંસ્થાઓનો ધીરે ધીરે વિકાસ કરવાનું છે. પરંતુ ગ્રેટબ્રિટન અને હિંદમાં ૧૯૧૯ના કાયદામાં ગર્ભિત બ્રિટીશ નીતિના અર્થ વિષે શંકાઓ ઉત્પન્ન થયેલી છે. એટલે હું શહેનશાહની સરકાર વતી સત્તાવાર રીતે જણાવું છું કે ૧૯૧૭ના જાહેરનામા મુજબ હિન્દુસ્તાનની રાજકીય પ્રગતિ એવી રીતે કરવાનો હેતુ રાખેલો છે જેથી તેને ડુમિનિયન સ્ટેટસની પ્રાપ્તિ થાય"

લોર્ડ ઇરવીન તરફથી આ જાહેરાત થઇ તે વખતે કોંગ્રેસની કારોબારી ગાંધીજી! પંડિત માલવીયાજી સર તેજ બહાદુર સપ્રુ વગેરે દિલ્હીમાં હતા. એ સધળાઓએ એક ભેગું નિવેદન બહાર પાડી તેમાં વાયસરોયની જાહેરાત પાછળની સહૃદયતાની અને બ્રિટિશ સરકારની હિંદના પ્રજામતને સંતોષવાની લાગણીની કદર પિછાનવાની સાથે સરકાર પાસે કેટલીક વાતો ચોખવટ કરવાની ગણદારી કેદીઓને છોડી મુકી દેશમાં શાંત વાતાવરણ ફેલાવવાની અને જે ગોળમેજી બોલાવવાની વાત કરવામાં આવી હતી તે હિંદનું બંધારણ ઘડે અને એ પરિષદમાં બધા પક્ષોને સ્થાન મળે અને કોંગ્રેસ હિંદની મોટામાં મોટી રાજદારી પાર્ટી હતી તેથી તેને યોગ્ય પ્રતિનિધિત્વ મળે એ માગણી કરવામાં આવી હતી.

× × ×

આમ લોર્ડ ઇરવીન હીંદની આશાઓ પર ઠંડુ પાણી રેડી દીધું હતું. બીજી બાજુ ઇંગ્લાંડમાં એ વખતનો કામદાર પક્ષનો હિંદી પ્રધાન કેપટન વેજવુડ બેન હિંદના લોકો આગળ એમની સહાનુભૂતી મેળવવા ઠંડક વાત કરતો હતો. અને ઇંગ્લેંડના લોકો આગળ બળતીજ વાત કરતો હતો. અને જગત આગળ બળતુંજ ચિત્ર રજુ કરતો હતો. એક વખત કેપટન બેન હિંદને ડુમીનીઅન સ્ટેટસ આપ્યા છે, એ બતાવવા બોલ્યા હતા કે છેલ્લા એક દાયકાથી હિંદુસ્તાનમાં સંસ્થાન જેવા સ્વરાજ્યનો અમલ શરૂ થઈ ચુક્યો છે. તેના દાખલા તરીકે વર્સેલ્સની સંધીના દસ્તાવેજમાં હિન્દુસ્તાને કરેલી સહી હિન્દુસ્તાનના હાઈકમીશ્નરની લંડનમાં નિમણુક લીગ ઓફ નેશન્સમાંના હિંદી પ્રતિનિધિમંડળના આગેવાન તરીકે હિંદીની નિમણુક, આંતરરાષ્ટ્રીય નૌકા સૈન્યની તપાસ સમીતિમાં હિંદને મળેલો જુદો મત, ડુમીનીયન્સ સેક્રેટરીઓની પરિષદમાં તેમજ પાંચ રાજ્યોના નૌકા પરિષદમાં હિન્દુસ્તાનની સામેલગીરી તથા આંતરરાષ્ટ્રીય મજુર પરિષદના અધિકારી મંડળમાં હિન્દુસ્તાનને મળેલી બેઠક વગેરે ગણાવ્યા હતાં. જગતની ભલે ભોળવાય પણ હીંદની પ્રજા બેન સાહેબના આવા રમકડાંઓથી છેતરાય તેમ નહોતી. હીંદી પ્રજાને તો સ્વરાજ્ય નક્કર સ્વરૂપે જોઇતું હતું

× × +

## લાહોરમાં મહાસભા

આ સંજોગોમાં લાહોરમાં પંડીત જવાહરલાલના પ્રમુખપણા નીચે કોંગ્રેસનું અધિવેશન મળ્યું. ત્યારે મહાસભાવાદીઓ સમસમી રહ્યા હતા એ બેઠકમાં હીંદ માટેનો પૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો લાહોર અધિવેશનમાં ગાંધીજી અને જવાહરનો પૂરેપુરો વિજય થયો હતો અને એ બેઠકમા એક ઠરાવ પસાર કરી મહાસમીતીને જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે અમુક પસંદ કરેલાં કે બીજા ક્ષેત્રોમાં અને અમુક શરતો રાખીને સવિનય ભંગ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપ્યો હતો. ૧૯૨૯ની લાહોરની કોંગ્રેસ વિષે લખતા કોંગ્રેસના ઇતિહાસમાં લખવામાં આવ્યું છે કે "સાગર વસમી હતી નાવ નબળું હતું. દરિયો તોફાની હતો વાદળ ઘેરાયલાં હતાં ચારે બાજુએ ધુમ્મસ પથરાયેલું હતું અને ખલાસીઓ શીખાઉ અને શિસ્ત વગરના હતા ઘનઘોર વાતાવરણ એકજ રૂપેરી રેખા હતી અને તે એક સુકાની એટલે ગાંધીજી નિષ્ણાત હતા અને એજ હોકાયંત્ર સ્પષ્ટ દિશા સુચન કરતું હતું કે યાત્રીઓ એના આદેશને માથે ચડાવે તે વિજય નક્કી હતો. નહિ તો રાષ્ટ્ર દેહાંતની શિક્ષા સાંભળાવે એ પણ દૃષ્ટિ સમક્ષ દેખાતું હતું "

× × ×

## ૧૯૩૦ નું યાદગાર વર્ષ

૧૯૩૦નું વર્ષ ગાંધીજીના જીવનમાં, કોંગ્રેસના ઇતિહાસમાં અને હિંદના ઇતિહાસમાં અનેક રીતે યાદગાર અને અનુપમ હતું. વિમાસણના વર્ષો પુરા થયાં હતાં અને કાર્યના વરસનો આરંભ થયો હતો કોંગ્રેસની નવી કારોબારીની બેઠક ૧૯૩૦ના જાન્યુઆરીની બીજી તારીખે મળી હતી. તેણે ધારાસભાઓમાં બિરાજતા કોંગ્રેસના ઉમેદવારોને પોતાની બેઠકના રાજીનામા આપવાનો આદેશ આપ્યો. અને તેને માન આપીને વડી ધારાસભાના ૨૭ સભ્યોએ રાજીનામા આપ્યા હતા આ વખતે આખા હિંદમાં પુર્ણ સ્વરાજ્ય દીન ઉજવવાનું પણ નક્કી કરવામા આવ્યું હતું અને તે માટે ૨૬મો જાન્યુઆરી ૧૯૩૦નો દિવસ નક્કી કરવામાં આવ્યો હતો એ દિવસે દેશભરમાં પ્રત્યેક ગામ તેમજ શહેરના સભાગાં હાજર રહેલી પ્રજા સમક્ષ વાંચવા માટે જે જાહેરાત બહાર પાડવામાં આવે તે વાંચી તેના ઉપર મત લેવાનું નક્કી કરવામાં આવ્યુ હતું એ દિવસે જે જાહેરાત વાચવાની હતી તેમાં જણાવ્યું હતું કે

* * *

" અમે માનીએ છીએ કે: જેમ બીજી કોઈ પણ પ્રજાનો તેમ હિંદુસ્તાનની પ્રજાને પોતાનું તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતના ફળ ભોગવવાનો, અને સામાન્ય સુખ શાંતિમાં રહેવાના સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક્ક છે. અમે એમ પણ માનીએ છીએ કે, જો કોઇ પણ રાજ્ય કોઈ પણ પ્રજાના આ જન્મસિદ્ધ હક્કો છીનવી લઈને તેનના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો એ જન્મસિદ્ધ હક્ક છે હિંદુસ્તાનમાં બ્રિટીશ સરકારે હિંદી પ્રજાનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એટલું જ નહિ, પણ દેશના કરોડો ગરીબને ચુસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે અમે માનીએ છીએ કે હવે હિંદી પ્રજાએ એ રાજ્યની સાથે સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છુટકો છે.

× × ×

" દેશનું આર્થિક સત્યાનાશ કેટલું વળ્યું છે ? તે જોઇએ. આપણી પાસે જેટલું મહેસુલ ઉઘરાવવામાં આવે છે, તે આપણી આવકની સાથે સરખાવતાં ઘણું હદ બહાર છે. આપણી હીંદીઓની સરાસરી આવક રોજની સાત પૈસાની છે, અને આપણે જે ભારે કર ભરીએ છીએ તેના ૨૦ ટકા જમીન મહેસુલ પેટે ભરીએ છીએ, જે ગરીબ ખેડુતોને ભરવા પડે છે. અને ત્રણ ટકા મીઠાના કર પેટે છે. તે પણ ગરીબના પેટમાંથી નીકળે છે.

× × ×

કાંતણ જેવા ગૃહઉદ્યોગો ગામડામાંથી નાશ પામ્યા છે, જેને પરિણામે ખેડુત વર્ગને વર્ષમાં ઓછામાં ચાર મહિના બેકાર રહેવું પડે છે. કારીગરના નાશને લીધે એમની બુદ્ધિ જડ થઇ ગઇ છે. અને જે ઉદ્યોગો નાશ થયા છે, તેને બદલે બીજા કંઇ ઉદ્યોગ બીજા દેશોમાં થયું છે તેમ દાખલ કરવામાં આવ્યા નથી,

× + ×

" જકાત અને નાણાં વિષે એવો પ્રબંધ રચવામાં આવે છે કે ખેડુતો ઉપરનો બોજો વધતો જ ગયો છે. વિલાયતમાં બનેલા માલની મુખ્યત્વે આપણા દેશમાં આયાત થાય છે. જકાતની ગોઠવણ જોઇશું તો જણાશે કે બ્રિટીશ માલ ઉપર ઓછામાં ઓછી જકાત છે. વળી જકાતમાંથી આવતું મહેસુલ ગરીબની ઉપરનો બોજો ઓછો કરવાને માટે વાપરવામાં આવતું નથી. પણ અતિશય ખર્ચાળ રાજતંત્રને ચલાવવાને માટેજ તેનો ઉપયોગ થાય છે. હુંડીઆમણનો દર એથી પણ વધારે મનસ્વી છે. એમા એવી યુક્તિ પ્રયુક્તિ થઇ છે કે પરિણામે કરોડો રૂપીઆ દેશમાંથી તણાઇ ગયા છે. "

રાજકીય દ્રષ્ટિએ હિન્દુસ્તાનની સ્થીતી આજે બ્રિટિશ સત્તા તળે જેવી થઇ પડી છે. તેવી અગાઉ કદી નહોતી સુધારાઓને નામે જે ઓળખાય છે. તેથી પ્રજાને ખરી રાજ સતા કશી મળી નથી. પરદેશી સત્તા આગળ આપનામાના મોટા માંધાતાને પણ માથું નમાવવું પડે છે. છુટથી વિચાર દર્શાવવાના અને છુટથી સભાઓ ભરવાના હક આપણી પાસેથી છીનવી લેવામાં આવ્યા છે. અને આપણા દેશબંધુઓમાના ઘણાને દેશવટો ભોગવવો પડે છે. અને પોતાને દેશ આવવાની છુટ રહીનથી. તેથી રાજ્ય કાર્ય શક્તિનો આપણામાંથી સંપુર્ણ નાશ થયો છે. અને પ્રજાના સામાન્ય વર્ગને કારકુની અને પટેલ તલાટી મહેતાગીરીની નોકરી શીવાય બીજી નોકરી રહી નથી.

× × ×

## લોર્ડ ઇર્વીનનું ભાષણ

સ્વાતંત્ર્ય દિનની ઉજવણી ઉપરથી માલુમ પડ્યું કે, પ્રજામાં ઉપર ઉપરથી દેખાતી નિરાશા અને પ્રમાદની નીચે ભારે ઉત્સાહ અને આત્મભોગની ભાવના જાગૃત હતી. રાખથી ઢંકાએલા અંગારને માત્ર એક ફુંકની જરૂર હતી. સ્વાતંત્ર્ય દિનની ઉજવણી પૂર્ણ થતાં વેંત તા૦ ૨૫ મી જાન્યુઆરીએ વાયસરોયે વડી ધારાસભા સમક્ષ આપેલું ભાષણ દેશની જાણમાં આવ્યું. આ ભાષણે હજી પણ વિશ્વાસ ધારણ કરી બેઠેલા હિંદના રાજદ્વારી વર્ગની આશાવાંટ કરી લોર્ડ ઇર્વીને પોતાના ભાષણમાં જણાવ્યું હતું કેઃ—

" શહેનશાહની સરકાર જે પરિષદ ભરવા ઇચ્છે છે તે કેટલાક લોકોની માગણી પ્રમાણેની પરિષદ નથી કે જેમાં બહુમતીથી હિંદ માટે જે બંધારણ નક્કી થાય તે કોઇ

પણ ન્નતના સુધારા વિના પાર્લામેંટ પસાર કરવું જોઈએ. પરિષદ બોલાવવાનો હેતુ લોકોનો અભિપ્રાય તેનો સુમેળ સાધવાનો છે તેથી શહેનશાહની સરકારને દોરવણી મળે. દીધું રાજબંધારણ ઘડી તેને પાર્લામેંટ સમક્ષ રજૂ કરવાની છેવટની જવાબદારી તો શહેનશાહની સરકારની છે. "

ગાંધીજીની અગ્યાર માંગણી

વાયસરોય લોર્ડ ઈરવીનના આ ભાષણનો જવાબ ગાંધીજીએ યંગ ઈન્ડીઆમાં આપ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે પરિસ્થિતિની ચોખવટ કરવા માટે તથા આપણે અને પોતે (એટલે સરકાર) કયાં ઉભા છીએ? તે જણાવવા માટે પ્રત્યેક મહાસભાવાદીએ નામદાર વાયસરોયનો આભાર માનવો ઘટે છે. આગળ ચાલતાં ગાંધીજીએ નીચે જણાવેલા અગિયાર મુદ્દાઓ વાયસરોય આગળ રજુ કર્યાં.

૧ સંપૂર્ણ દારૂનિષેધ

૨ હુંડિયામણના ૧૬ પેનીના ભાવની પુનઃ સ્થાપના.

૩ જમીન મહેસુલમાં ૫૦ ટકા ઘટાડો.

૪ મીઠા વેરો નાબુદ કરો.

૫ પ્રારંભથી જ લશ્કરી ખર્ચ અર્ધો કરવો.

૬ ઉંચી પદવીના અમલદારોના પગારમાં ૫૦ ટકા જેટલો એકદમ ઘટાડો કરવો, જેથી આવક કમી થવાને લીધે મુશ્કેલી ન ઉપજે

૭ પરદેશી કાપડ ઉપર રક્ષક જકાત મૂકવી.

૮ દેશી વહાણવટાં માટે જ હિંદના કિનારાનો વેપાર રાખવાનો કાયદો પસાર કરવો.

૯ ખૂન કે ખૂન જેવા ગુના માટે, સાધારણ અદાલતોમાં ગુનેગાર ઠરેલા કેદી સિવાય તમામ રાજદ્વારી કેદીઓને બિનશરતે મુક્ત કરવા, રાજદ્વારી ચળવળ માટે આરોપી ઠરેલા તમામ સામેથી આરોપ ખેંચી લઈ મુકરદમા બંધ કરવા, હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ રદ કરવી. ૧૮૧૮ ના અ તેના જેવા બીજા કાયદાઓ રદ કરવા; અને દેશપાર થયેલા તમામ હિંદીઓને પુનઃ દેશમાં આવવાની પરવાનગી આપવી. "

૧૦ છુપી પોલીસ બંધ કરવી અથવા તેને પ્રજાકીય કાબૂ તળે મૂકવી.

૧૧ પ્રજાકીય અંકુશ હેઠળ આત્મ રક્ષણ માટે બંદુક વગેરે હથિયારો રાખવા માટે છુટથી પરવાના આપવા.

\+ = + +

૧૯૩૦ ની જાન્યુઆરીના આરંભમાં મી. વસનજી આગળ આ શરતો ગાંધીજીએ સ્વીકારી હતી. તેમણે વડા પ્રધાન રામ્સે મેકડોનાલ્ડ જોડે મસલત કરવાનું માથે લીધું હતું, આ બાબતમાં ગાંધીજીએ જણાવ્યું કે:—

" આજે તુરત કરી નાંખવા જોઈએ. એવા સુધારાઓ બધા આમાં આવી જાય છે એમ નથી. પણ નામદાર વાયસરોયે સીધી સાદી પણ મહત્વની દેશની આટલી જરૂરીઆત

ભંગની વાત કહી તેમને કાને પડવાની નથી, અને પછી મત અને માંગણી રજૂ કરવાની સંપૂર્ણ છૂટ હશે તેવી કોઈ પણ પરિષદમાં મહાસભા ખરા દિલથી ભાગ લેશે."

\+ + + +

વડી ધારાસભાની જે બેઠક સમક્ષ વાયસરોયે એ ભાષણ આપ્યું હતું, તેનું વાતાવરણ મીલ ઉદ્યોગનો કાયદો પસાર થવાથી પ્રસન્ન નહોતું. એ કાયદાના વિરોધીઓનો એવો અભિપ્રાય હતો કે એ કાયદો ઇમ્પીરીઅલ પ્રેફરન્સ ઠોકી બેસાડવાનો આશય સૂચવે છે. આને લીધે પંડિત માલવીયા અને તેમના મતના ધારાસભાના સભ્યોએ પોતાનાં રાજીનામાં આપ્યાં, અને આ રીતે મહાસભાની ચળવળને અણધારી દિશામાંથી મદદ મળી.

\+ + + +

## દેશમાં થયેલી ધરપકડો

હવે આપણે ૧૯૩૦ માં મહાત્મા ગાંધીજીએ હિંદમાં આરંભેલી મહાન લડત તરફ વળીએ. સ્વાતંત્ર્ય દિન દેશભરમાં ભારે ઉત્સાહથી ઉજવાયો હતો. તે આપણે જોઈ ગયા. આખા દેશમાં ઠેકઠેકાણે એક યા બીજા કારણોથી ધરપકડો થઈ રહી હતી. મીરત કાવતરા કેસના ૩૨ આરોપીઓ પૈકી એક સિવાય બીજા બધાઓને સેશન્સ કમીટ કરવામાં આવ્યા હતા. કલકત્તામાં સુભાષચંદ્ર બોઝ અને બીજા અગિયાર જણને એક વરસની સજા થઈ હતી. ૧૯૨૦ ના ફેબ્રુઆરી સુધીમાં મહાસભાની હાકલને માન આપી ૧૭૨ ધારાસભાના સભ્યોએ પોતાની બેઠકનાં રાજીનામાં આપ્યાં હતાં. એમાં વડી ધારાસભાના ૨૦ અને કૌંસીલ ઓફ સ્ટેટના ૯ સભ્યો હતા. પ્રાંતોની ધારાસભાઓ પૈકી બંગાળમાં ૩૪ બિહાર ઓરિસામાં, ૩૧, મધ્ય પ્રાંતોમાં ૨૪ યુક્ત પ્રાંતોમાં ૧૨, મુંબઈમાં ૬, પંજાબમાં ૧૨, અને બ્રહ્મદેશમાં ૧ સભ્યોએ રાજીનામાં આપ્યાં હતાં.

\+ + + +

૧૯૩૦ ના ફેબ્રુઆરીની ૧૪, ૧૫, ૧૬, તારીખે સાબરમતી આશ્રમમાં કાર્યવાહક સમિતિ વળી એમાં ધારાસભાના જે સભ્યોએ રાજીનામાં આપ્યાં ન હોય અથવા રાજીનામું આપ્યાં હતાં ફરીથી ચૂંટણીમાં ઉભા રહેવાના હોય તેમને મહાસભાની ચૂંટણીથી બનેલી કોઈ પણ સમિતિના તેઓ સભ્ય હોય તો પોતાની જગ્યાનું રાજીનામું આપવાની સૂચના કરવામાં આવી હતી. વળી રાજદ્વારી કેદીઓ પ્રત્યે સારો વર્તાવ રાખવા માટે સરકારે ખાતરી આપી હતી, તેનો અમલ ન કરવા માટે ખેદ દર્શાવવામાં આવ્યો હતો. પરંતુ કારોબારી સમિતિની સાબરમતીની બેઠકનો મહત્વનો ઠરાવ તે સવિનય ભંગને અંગેનો હતો. તે નીચે મુજબ હતો.

\+ + + +

## સવિનય ભંગની લડત

"મહાસભાની કાર્યવાહક સમિતિના અભિપ્રાય પ્રમાણે સવિનય કાનૂન ભંગનો આરંભ અને અંકુશ એવી વ્યક્તિના હાથમાં હોવો જોઈએ કે જેને માટે પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્તિને માટે અહિંસા એ ધર્મ રૂપ હોય, અને મહાસભાથી સંસ્થામાં આવી રીતે અહિંસાને ધરાવનારા સ્ત્રી પુરૂષો ઉપરાંત દેશની વર્તમાન અવસ્થામાં અહિંસાને એક અનિવાર્ય યુક્તિ માનનારા પણ છે. તેથી કાર્યવાહક સમિતિ મહાત્મા ગાંધીજીની સવિનય

કાનૂન ભંગ કરવાની દરખાસ્તને વધાવી લે છે, અને મહાત્મા ગાંધીજીને તથા તેમની સાથે કામ કરનારા જેઓ સ્વરાજ્ય પ્રાપ્તિને માટે અહિંસાને ધર્મ માનતા હોય તેમને તેઓ ઇચ્છે ત્યાં અને તેવી રીતે અને તેઓ ઠરાવેલી મર્યાદાની અંદર સવિનય કાનૂન ભંગ શરૂ કરવાનો કાર્યવાહક સમિતિ અધિકાર આપે છે "

" કાર્યવાહક સમિતિ આશા રાખે છે કે જ્યારે સત્યાગ્રહની લડત ચાલુ હશે ત્યારે મહાસભાવાદીઓ બીજા બધા સત્યાગ્રહીઓને દરેક રીતે પૂર્ણ સહકાર આપશે અને ગમે તેટલી ઉશ્કેરણી છતાં પણ તેઓ સંપૂર્ણ શાંતિ સ્થાપશે અને જાળવશે "

' કાર્યવાહક સમિતિ વળી આશા રાખે છે કે, સત્યાગ્રહ વ્યાપક સ્વરૂપ લે તો જેઓ તેઓને ઇચ્છાપૂર્વક સહકાર આપી રહ્યા છે, ( જેવા કે વકીલો ) અને જેઓ સરકાર પાસેથી કહેવાતા લાભ લઇ રહ્યા ( જેવા વિદ્યાર્થીઓ ) તેઓ પોતાના સહકાર અને લાભનો ત્યાગ કરશે અને સ્વરાજ્યની આ આખરી લડતમાં ઝંપલાવશે."

" કાર્યવાહક સમિતિ વિશ્વાસ રાખે છે કે, નેતાઓ પકડાય અને કેદમાં જાય તેને ત્યાગ શક્તિ હોય અને સેવાની ભાવના હોય તેઓ મહાસભાની સંસ્થા ચલાવશે અને પોતાની શક્તિ પ્રમાણે લડતને રૂપ આપશે. '

\+ \+ \+ \+

કોંગ્રેસ કારોબારીના આ ઠરાવમાં ગાંધીજીએ કહ્યા તેમના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખતા અનુયાયીઓને સવિનય ભંગ આરંભવાની સલાહ ખાનગી આપવામાં આવી છે પાછળથી અમદાવાદમાં મળેલી મહાસમિતિએ આ મર્યાદા વિસ્તૃત કરી સવિનય ભંગની હિલચાલનો આરંભ કર્યો અહિંઆ મુદ્દો એટલા માટે સ્પષ્ટ કરવો પડે છે કે ૧૯૩૪ ના મે માસની સવિનય ભંગની હિલચાલ પાછી ખેંચી લેવામાં આવી ત્યારે પણ અપવાદ તરીકે ગાંધીજીને તે આદરવાની છૂટ આપવામાં આવી હતી. એટલે કે ગાંધીજીને સવિનય ભંગ આદરવાની છૂટ આપ્યા પછી સવિનય ભંગની જે હિલચાલ શરૂ કરવામાં આવી હતી ગાંધીજી માટે તે છૂટ કાયમ રાખી પાછી ખેંચી લેવામાં આવી, આ વખતે કારોબારી સમિતિએ પસાર કરેલા ઠરાવો કરતા આ પ્રસંગે આમંત્રેલા તેમના મિત્ર
ગાંધીજીએ જે વાતચીત કરી હતી, તે અત્યારે મહત્વની છે આ વાતો મીઠાનો કાયદો કેવી રીતે તોડવો—મીઠું બનાવીને કે જ્યાં મીઠું બાઝ્યું હોય ત્યાંથી ઉપાડીને કે પછી મીઠાનો સરકારી સંગ્રહ ઉપર હલ્લો કરીને એવી બાબતને લગતી હતી.

\+ \+ \+ \+

**પ્રજા તૈયાર નથી એવો ભય**

ની સભામાં કેટલાક લોકોએ એવો એ પ્રદર્શીત કર્યો કે દેશ સામુદાયિક ભય પેટે તૈયાર નથી આ ભય પ્રદર્શિત કરનારાઓમાં દર વરસ આગળથી સામુદાયિક સવિનય ભંગની નોટીસ મળી ચૂકી હતી સામુદાયિક સવિનય ભંગ મોકુફ રાખવામાં આવે તો અમુક નિશ્ચિત દિવસે દેશ એને માટે તૈયાર થશે એવી ખાત્રી તેઓ આપી એમ હતું ? લડવા માટેની ખરી તૈયારી લડવુ એજ છે.

\+ × ×

સાબરમતીની મહાસમિતિની બેઠક પછી દેશનું વાતાવરણ મીઠામય બની ગયું. બધે પૂછવા લાગ્યા કે આપણે જાતે મીઠું પકવવું પાલવશે કે કેમ ? સરકારી અધિકા પણ દરિયા કાંઠે પહોંચી ગયા અને મીઠું બનાવવાનો પ્રયોગ કરવા મંડી પડ્યા અને પ્ર અંતે બળતણ, મજૂરી વગેરેનો ખર્ચ ગણી જાહેર કર્યું કે સરકારી મીઠા કરતાં હાથે બ મીઠું નવું ઘણું મોંઘું પડશે. અફસોસની વાત એ હતી કે ગાંધીજીની લડાઈનો મુદ્દો અ પણ નૈતિક હતો. એની તેમને ખબર ન હતી.

× × ×

સાબરમતીમાં એકઠા મળેલા બધા ગાંધીજીની યોજના વિષે પૂછપરછ કરવા હતા. એ સ્વાભાવિક હતું જો કે લોર્ડ કિપનર, માર્શલ ફોશ કે હિન્ડનબર્ગને યુદ્ધને કે એ પણ તેમની યોજના બહાર પાડવા નહોતું કારણ કે આ સેનાપ આગળથી પોતાની યોજના ખુલ્લી કરી શકે નહિ. સત્યાગ્રહની બાબતમાં એવું નથી. એવી કોઈ ચોક્કસ યોજના તૈયાર હતી જ નહિ. સત્યાગ્રહી તો હાથમાં દીવો લઈને છે. અને તેની મદદથી જ આગળનું પગલું ભરે છે.

× + ×

## મીઠાના કાયદાનો ભંગ

ગાંધીજી મીઠાના કાયદાનો ભંગ કરે ત્યાર પછી જ બીજાઓએ તે કાયદાનો કરવાનો હતો. સાબરમતી આશ્રમના ગાંધીજીના સાથીઓને તેમનામાંજ સમાવેશ થતો વલ્લભભાઈને પણ તેમની સાથે કૂચ કરવાની નહોતી. વધાં આશ્રમના માણસોએ ગાંધીજી પકડાય ત્યાં સુધી થોભી બંધ તૈયાર રહેવાનું હતું. પોતાના પકડાયા પછી સમગ્ર દેશમાં ફેલાઈ જાય અને ઠેર ઠેર લોક સમુદાય પોતાની મતિ પ્રમાણે વિજય મે કે ધરતીના પડ ઉપરથી જવું. એવા નિશ્ચયથી તીવ્ર સ્વરૂપમાં લડત ચલાવે. એવી ગાંધી ઇચ્છા હતી. પરંતુ જે પ્રજાએ કદી અંગ્રેજનું બૂરું ઇચ્છયું નથી. તેને ઉખેડી નાખવા દરેયોને માટે શક્ય ન હતાં. એવી પ્રજાને ઉખેડી નાખવામાં આવે તો એ કૃત્યથી સામ્રાજ્યના પાયા ગગડી ગયા. અહિંસાના અમલનું એજ પરિણામ થાય.

+ × ×

ગાંધીજીની એવી માન્યતા હતી કે આપણી પક્ષ વાતાવરણમાં હિંસા વ્યાપી રહી એ હિંસા વધતી જાય છે. એનું કારણ આપણે તેનો પ્રતિકાર કરતા નથી એ છે. ... હિંસા દૂર કરવા અહિંસાદ્વારા આપણે તેનો પ્રતિકાર કરવો જોઈએ.

ગાંધીજીની યોજનાનો આધાર બૌદ્ધિક ગણતરી ઉપર ન હતો. પણ તે તેમના અં સ્ફુરતો. પોતાનો અંતરનાદ એજ તેમનો સહાયક, મિત્ર અને સલાહકાર હતો. ગાંધી શુદ્ધ આશયને વિષે તેમના વિરોધીઓને પણ શંકા નહોતી. મીઠાના સત્યાગ્રહને વિ વિચિત્ર પ્રકારનો અને ભયંકર ગણતાં છતાં તેની પાછળના આશય વિષે તેઓ કદી ઉઠાવતા નહીં. ગાંધીજીએ એ સમયના વાયસરોય લોર્ડ ઈરવીનને એક લંબાણ પત્ર લ પોતાની યોજના સમજાવી હતી. એ પત્ર થોડા વખતથી આશ્રમમાં રહેતા રેજી રેનોલ્ડ્સ નામના એક યુવાન અંગ્રેજ મારફતે વાયસરોયને પહોંચાડવામાં આવ્યો

સાબરમતીની મહાસમિતિની બેઠક પછી દેશનું વાતાવરણ ઓહામય બની ગયું. લોકો બધે પૂછવા લાગ્યા કે આપણે જાતે મીઠું પકવવું પાલવશે કે કેમ ? સરકારી અધિકારીઓ પણ દરિયા કાંઠે પહોંચી ગયા અને મીઠું બનાવવાનો પ્રયોગ કરવા મંડી પડયા અને પ્રયોગને અંતે બળતણ, મજૂરી વગેરેનો ખર્ચ ગણી જાહેર કર્યું કે સરકારી મીઠાં કરતાં હાથે બનાવેલું મીઠું ત્રણ ઘણું મોંઘું પડશે. અફસોસની વાત એ હતી કે ગાંધીજીની લડાઈનો મુદ્દો આર્થિક પણ નૈતિક હતો. એની તેમને ખબર ન હતી.

× × ×

સાબરમતીમાં એકઠા મળેલા બધા ગાંધીજીની યોજના વિષે પૂછપરછ કરવા લાગ્યા હતા. એ સ્વાભાવિક હતું જો કે લોર્ડ કિપસર, માર્શલ ફોશ કે હિન્ડનબર્ગને યુદ્ધને ટાંકણે કે એ પણ તેમની યોજના બહાર પાડવા નહોતું કારણ કે આ સેનાપતીઓ આગળથી પોતાની યોજના ખુલ્લી કરી શકે નહિ. સત્યાગ્રહની બાબતમાં એવું નથી. પરંતુ એવી કોઈ ચોક્કસ યોજના તૈયાર હતી જ નહિ. સત્યાગ્રહી તો હાથમાં દીવો લઈને ચાલે છે. અને તેની મદદથી જ આગળનું પગલું ભરે છે.

× + ×

મીઠાના કાયદાનો ભંગ

ગાંધીજી મીઠાના કાયદાનો ભંગ કરે ત્યાર પછી જ બીજાઓએ તે કાયદાનો ભંગ કરવાનો હતો. સાબરમતી આશ્રમના ગાંધીજીના સાથીઓનો તેમનામાંજ સમાવેશ થતો હતો. વલ્લભભાઈને પણ તેમની સાથે કુચ કરવાની નહોતી. વર્ધા આશ્રમના માણસોએ પણ ગાંધીજી પકડાય ત્યાં સુધી થોભી જઈ તૈયાર રહેવાનું હતું. પોતાના પકડાયા પછી લડત સમગ્ર દેશમાં ફેલાઇ જાય અને ઠેર ઠેર લોક સમુદાય પોતાની મતિ પ્રમાણે વિજય મેળવવો કે ધરતીના પડ ઉપરથી જવું. એવા નિશ્ચયથી તીવ્ર સ્વરૂપમાં લડત ચલાવે. એવી ગાંધીજીની ઇચ્છા હતી. પરંતુ જે પ્રજાએ કદી અંગ્રેજનું ભૂરૂં ઇચ્છયું નથી. તેને ઉખેડી નાખવા એ દસ્યોને માટે શક્ય ન હતાં. એવી પ્રજાને ઉખેડી નાખવામાં આવે તો એ કૃત્યથી જ સામ્રાજ્યના પાયા ગગડી ગયા. અહિંસાના અમલનું એજ પરિણામ થાય.

+ × ×

ગાંધીજીની એવી માન્યતા હતી કે આપણી પક્ષ વાતાવરણમાં હિંસા વ્યાપી રહી છે. એ હિંસા વધતી જાય છે. એનું કારણ આપણે તેનો પ્રતિકાર કરતા નથી એ છે. આથી તેસા દૂર કરવા અહિંસાદ્વારા આપણે તેનો પ્રતિકાર કરવો જોઇએ.

ગાંધીજીની યોજનાનો આધાર બૌદ્ધિક ગણતરી ઉપર ન હતો. પણ તે તેમના અંતરમાં સ્ફુરતો. પોતાનો અંતરનાદ એજ તેમનો સહાયક, મિત્ર અને સલાહકાર હતો. ગાંધીજીના શુદ્ધ આશયને વિષે તેમના વિરોધીઓને પણ શંકા નહોતી. મીઠાના સત્યાગ્રહને વિનીતો વિચિત્ર પ્રકારનો અને ભયંકર ગણતાં છતાં તેની પાછળના આશય વિષે તેઓ કદી શંકા ઉઠાવતા નહી. ગાંધીજીએ એ સમયના વાયસરોય લોર્ડ ઇરવીનને એક લંબાણ પત્ર લખી. પોતાની યોજના સમજાવી હતી. એ પત્ર થોડા વખતથી આશ્રમમાં રહેતા રેજીનાલ્ડ રેનોલ્ડ્સ એક યુવાન અંગ્રેજ મારફતે વાયસરોયને પહોંચાડવામાં આવ્યો હતો.

આનો વાયસરોયે તરતજ ટૂંકમાં સ્પષ્ટ જવાબ વાળ્યો તે યુદ્ધના પડકાર રૂપ હતો. તેમણે ગાંધીજીએ લેવા ધારેલા પગલાં માટે ખેદ દર્શાવી જણાવ્યું હતું કે, તમે (ગાંધીજી, એવું કાર્ય ઉપાડવા ધારો છો કે જેને પરિણામે સુલેહશાંતિનો ભંગ થવાનો તથા કાયદાનો અનાદર થવાનો ભય ચોખ્ખો રહેલો છે. આનો ગાંધીજીએ સાચા સત્યાગ્રહીને છાજે એવો નમ્રતા અને હિંમતભર્યો જવાબ વાળ્યો. તેમણે જણાવ્યું કે " પગે પડીને જ્યાં મેં ખાવાનું માગ્યું ત્યાં ભાણામાં પથરો મળ્યા. " બ્રિટીશ પ્રજા શરીર બળમાંજ માને છે એટલે વાયસરોયના જવાબમાં મને કશું આશ્ચર્ય પામવા જેવું લાગતું નથી. પ્રજાઓ એક જ સુલેહ શાંતિ અનુભવે છે. અને પોતાના જ દેશમાં કેદી જેવી સ્થીતિમાં રહેવાની આખો હિંદુસ્તાન દેશ એક મોટું કેદખાનું થઇ ગયો છે. હું આવા કાયદાને ગણકારતો નથી. અને જે ફરજિયાત શાંતિ પ્રજાના દિલને મોકળાશને અભાવે ગૂંગળાવી રહી છે, તેના સ્મશાનવત એક સૂરનો નાશ કરવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું.

× × ×

## દાંડીની કૂચ

આમ ગાંધીજીની કૂચ અનિવાર્ય થઇ. તેને માટે જરૂરી બધી તૈયારી થઇ ગઇ હતી. આશ્રમવાસીઓ અને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાંથી કૂચ માટે ગાંધીજીએ પોતાના ૭૧ અનુયાયી ચુંટી કઢાયા મીઠાના કાયદાનો ભંગ કરવાના નિયત સ્થાન દાંડી જતાં રસ્તામાં આવતાં દરિયાકાંઠાના ગામોને સ્વાતંત્ર્યના આ યાત્રાળુઓનું જરાપણ ખરચાળ સ્વાગત ન કરવાની સૂચના ગાંધીજીએ મોકલી દીધી. ગાંધીજી આમ કૂચની ગોઠવણ કરવામાં ગૂંથાયા હતા, એવામાં વલ્લભભાઇ બોરસદ તાલુકાના રાસ ગામમાં સીમી આગળ ઝડપાઇ ગયા. તેમની ધરપકડ પછી આખુ ગુજરાત એક વ્યકિતની જેમ સરકારની સામે ઉભું થયું. સાબરમતીની રેતમાં ૭૫, ૦૦૦ માણસો ભેગાં થયાં. અને તેમણે નીચેનો ઠરાવ રજુ કર્યો.

" અમે અમદાવાદના શહેરીઓ વલ્લભભાઇને માર્ગે જઇશું અને તેમ કરીને પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યા વિના અમે જંપીશું નહિ અને સરકારને પણ જંપવા નહિ દઇએ. અમે ગંભીરતાપૂર્વક જાહેર કરીએ છીએ કે હિંદની મુકિત સત્ય અને અહિંસામાંજ રહેલી છે."

× × ×

ગાંધીજીએ પોતાના ૭૧ સાથીઓ સહિત ૧૯૩૦ના માર્ચની ૧૨ તારીખે ઐતિહાસીક દાંડીકૂચ આરંભી. એ રામ કે પાંડવોના વનવાસ જેવી મહાકાવ્યની ઘટના હતી. ગાંધીજીની આ કૂચ ચાલતી તે દરમિયાન ગુજરાતના ગામોના લગભગ ૩૦૦ પટેલોએ રાજીનામાં આપ્યાં. જેમ જેમ કૂચ આગળ ચાલતી ગઇ તેમ તેમ આખા દેશમાં અલૌકિક જાગૃતિ આવી. લોકો ગાંધીજીના ઉપદેશનું રહસ્ય સમજી ગયા અને આપ મેળે લડતની યોજના સમજી તેના સૂત્રધાર બન્યા. ગાંધીજીની યોજના પ્રત્યે નિરાશાની નજરથી જોતાં બુદ્ધિશાળી વર્ગને ખાતરી થઇ કે લોકોત્તરના દર્શન આગળ તેમની પામર બુદ્ધિના ખોખાં લાગે એમ નહોતું. ગાંધીજીની આ કૂચ સરકારી મીઠાના સુરક્ષિત સંગ્રહો ઉપર ધાડ પાડવા કે નિરવધિ મહાસાગર ઉપર ચડાઇ કરવા માટે નહોતી. એ તો ૩૧ કરોડ હિંદી પ્રજાના, તેમની સંમતિ વિનાના તથા નતિ કે સૌજન્યતા અગર નિયમોના આલંબન વિનાના બ્રિટીશ કાયદાના વિરોધના પ્રતિકાર રૂપે હતી.

+ × ×

આ હિલચાલની સુધરેલી દુનિયા ઉપર ત્વરિત અને સચોટ અસર થઈ તે વર્ણવવાને ભાષા હારી જાય એમ છે. ગાંધીજીની કૂચથી દુનિયાએ જાણ્યું કે હિંદે બ્રિટીશ સલતનત સામે અહિંસક યુદ્ધ આરંભ્યું છે. અને જો અસત્ય સામે સત્ય, અંધકાર સામે પ્રકાશ અને મરણ સામે આત્માના અમરત્વનો વિજય થાય છે, એ વિધિના અચળ નિયમો સાચા હોય તો હિંદને આ લડતમાં અવશ્ય વિજય મળવો જ જોઈએ.

× × ×

ધીરે ધીરે ગાંધીજીએ આરંભેલી હિલચાલ દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ફરીવળી અને ઉત્તરોત્તર વિસ્તાર અને તીવ્રતામાં વધતી જ ગઈ. સરકારે પણ પ્રથમ એ હિલચાલને ક્ષુલ્લક ગણી હસી કહાડી હતી. પણ હવે તે વધારે વખત સમતા ધારણ કરી શકી નહિ. થોડાજ વખતમાં મુંબઈ, મદ્રાસ, યુક્ત પ્રાંતો અને મદ્રાસની સરકારે ગાંધીજીની કૂચની ફિલ્મ બતાવવાની મનાઈ કરી.

× × ×

દરેક જમાનાની એકાદ અદ્ભુત ઘટના હોય છે. ૧૨ મી માર્ચ ૧૯૩૦ને દિવસે વહેલી સવારે ગાંધીજીએ પોતાના સાથીઓ સાથે દાંડીકૂચ શરૂ કરી ત્યારે સાબરમતી આશ્રમ આગળ ઉભરેલી માનવમેદની એ એક અદ્ભુત ઘટના હતી. ગાંધીજીના આ મહાપ્રસ્થાનનું દર્શન કરવાને ઉત્કંઠિત માણસો આખી રાત આશ્રમભૂમિ અને સાબરમતીની રેતમાં બેસી રહ્યાં હતાં. તેમાં દેશ પરદેશના વર્તમાનપત્રોના ખબરપત્રીઓ તથા સીનેમાવાળાઓ પણ હતા. સવારમાં ગાંધીજી આવ્યા. તેની પાછળ "ગાંધીજીકી જય" ના ગગનભેદી પોકાર કરતો, પરંતુ બહુજ વ્યવસ્થિત રીતે આખો માનવ સમુદાય આવ્યો. ગાંધીજીના દર્શન કરવાને આખું અમદાવાદ શહેર ઉલટ્યું હતું. અપંગ અને બાળકો સિવાય ભાગ્યેજ બીજું કોઈ ઘરમાં બેસી રહ્યું હશે. અમદાવાદથી દસ માઈલ દૂર આવેલાં અસલાલી ગામ સુધી ગાંધીજી જ્યાંથી પસાર થવાના હતા તે રસ્તા ઉપર હિંદના ઉદ્ધારકને નમન કરવા કીડીદર લોકો ઉભરાયાં હતાં.

+ + ×

આરંભમાં ગાંધીજી જ્યાં જ્યાં રોકાયા હતા ત્યાં ત્યાં પહેલાં કદી ન જોવામાં આવેલી એટલી મોટી માનવમેદની એકઠી થતી. તેમને ગાંધીજી ખાદી પહેરવાને અસ્પૃશ્યતા નિવારણનો તથા મદ્યપાન નિષેધનો સત્યાગ્રહની લડતમાં સાથ આપવા ઉપદેશ આપતા હતા. રસ્તામાં તેમણે જાહેર કર્યું હતું કે, પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ વિના આશ્રમમાં કદી પગ નહિ મૂકીશ. એક ઠેકાણે તેમણે જણાવ્યું હતું કે "હિંદના બ્રિટીશ અમલે આ મહાન દેશનો નૈતિક, આર્થિક સંસ્કૃતિ તેમજ આધ્યાત્મિક વિનાશ કર્યો છે. એ અમલને હું શાપરૂપ લેખું છું. આ શાસન પદ્ધતિનો નાશ કરવાને હું બહાર પડ્યો છું. મેં "ગોડસેવ ધી કીંગ" નું ગીત ગાયું છે. મને બીજાઓ પાસે એ ગવડાવ્યું છે. હું અરજી કરવામાં, ડેપ્યુટેશન મોકલવામાં, અને મિત્રતાભરી મસલત કરવામાં માનતો હતો. આજે આમાંની એક બાબતમાં મને વિશ્વાસ નથી."

× + +

આ હિલચાલની સુધરેલી દુનિઆ ઉપર ત્વરિત અને સચોટ અસર થઈ તે વર્ણવવાને ભાષા હારી જાય એમ છે. ગાંધીજીની કૂચથી દુનિઆએ જાણ્યું કે હિંદે બ્રિટીશ સલ્તનત સામે અહિંસક યુદ્ધ આરંભ્યું છે. અને જો અસત્ય સામે સત્ય, અંધકાર સામે પ્રકાશ અને મરણ સામે આત્માનાં અમરત્વનો વિજય થાય છે. એ વિધિના અચળ નિયમો સાચા હોય તો હિંદને આ લડતમાં અવશ્ય વિજય મળવો જ જોઈએ.

× × ×

ધીરે ધીરે ગાંધીજીએ આરંભેલી હિલચાલ દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ફરીવળી અને ઉત્તરોત્તર વધી. વિસ્તાર અને તીવ્રતામાં વધતી જ ગઈ. સરકારે પણ પ્રથમ એ હિલચાલને ક્ષુલ્લક ગણી હસી કહાડી હતી. પણ હવે તે વધારે વખત સમતા ધારણ કરી શકી નહિ. થોડાજ વખતમાં મુંબઈ, મદ્રાસ, યુક્ત પ્રાંતો અને મદ્રાસની સરકારે ગાંધીજીની કૂચની ફિલ્મ બતાવવાની મનાઈ કરી.

× × ×

દરેક જમાનાની એકાદ અદ્ભુત ઘટના હોય છે. ૧૨ મી માર્ચ ૧૯૩૦ને દિવસે વહેલી સવારે ગાંધીજીએ પોતાના સાથીઓ સાથે કૂચ શરૂ કરી ત્યારે સાબરમતી આશ્રમ આગળ ઉભરેલી માનવમેદની એ એક અદ્ભુત ઘટના હતી. ગાંધીજીના આ મહાપ્રસ્થાનનું દર્શન કરવાને અગણિત માણસો આખી રાત આશ્રમભૂમિ અને સાબરમતીની રેતમાં બેસી રહ્યાં હતાં. તેમાં દેશ પરદેશના વર્તમાનપત્રોના ખબરપત્રીઓ તથા સીનેમાવાળાઓ પણ હતા. સવારમાં ગાંધીજી ચાલ્યા. તેની પાછળ " ગાંધીજીકી જય " ના ગગનભેદી પોકાર કરતો, પરંતુ બહુજ વ્યવસ્થિત રીતે આખો માનવ સંપ્રદાય ચાલ્યો. ગાંધીજીના દર્શન કરવાને આખું અમદાવાદ શહેર ઉલટ્યું હતું અપંગ અને બાળકો સિવાય ભાગ્યેજ બીજું કોઈ ઘરમાં બેસી રહ્યું હશે. અમદાવાદથી દશ માઈલ દૂર આવેલાં અસલાલી ગામ સુધી ગાંધીજી જ્યાંથી પસાર થવાના હતાં તે રસ્તા ઉપર હિંદના ઉદ્ધારકને નમન કરવા કીડીઆરા લોકો ઉભરાયાં હતાં.

+ + ×

માર્ગમાં ગાંધીજી જ્યાં જ્યાં રોકાયા હતા ત્યાં ત્યાં પહેલાં કદી ન જોવામાં આવેલી એટલી મોટી માનવમેદની એકઠી થતી. તેમને ગાંધીજી ખાદી પહેરવાને અસ્પૃશ્યતા નિવારણનો તથા મધ્યપાન નિષેધનો સત્યાગ્રહની લડતમાં સાથ આપવા ઉપદેશ આપતા હતા. રસ્તામાં તેમણે જાહેર કર્યું હતું કે, પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ વિના આશ્રમમાં કદી પગ નહિ મૂકીશ. એક ઠેકાણે તેમણે જણાવ્યું હતું કે " હિંદના બ્રિટીશ અમલે આ મહાન દેશનો નૈતિક, આર્થિક સંસ્કૃતિ તેમજ આધ્યાત્મિક વિનાશ કર્યો છે. એ અમલને હું શાપરૂપ લેખું છું. આ શાસન પદ્ધતિનો નાશ કરવાને હું બહાર પડયો છું. મેં " ગોડસેવ ધી કીંગ " નું ગીત ગાયું છે. અને બીજાઓ પાસે એ ગવડાવ્યું છે. હું અરજી કરવામાં, ડેપ્યુટેશન મોકલવામાં અને મિત્રતાભરી મસલત કરવામાં માનતો હતો આજે આમાંની એકે બાબતમાં મને વિશ્વાસ નથી. "

× + +

અલબત્ત આ સમય દરમ્યાન મહાત્માજીનું સમગ્ર ધ્યાન વર્તુલ પરીષદ સન્મુખ હિંદનો અવાજ કરવામાં એકચીત્ત થયું હતું.

અને જે પ્રથમ પ્રવચન સમીતિના પ્રતીનીધીઓ સમક્ષ એમણે કર્યું તેમાં તલવારના જોરથી નહિ પણ કાચા સુતરના પ્રેમના તાતણાથી હિંદને બાંધી રાખવાનો બ્રીટનનો અનુરોધ કર્યો.

અને મુત્સદી ગીતના ચટપટા દાવને અંતે પરિષદની પુર્ણાહુતી થઈ ત્યારે પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરતાં મહાત્માજીએ જાહેર કર્યું !

"આપણા માર્ગો હવે જુદા થાય છે. અને આપણે હવે જુદી જુદી દિશાએ પ્રયાણ કરીશુ મનુષ્ય સ્વભાવનું ગૌરવ એમ માગે છે કે, જીવનના પ્રવાહમાં વહેતાં જે વાવાઝોડા ઉઠે તેની સામે આપણે ટક્કર ઝીલવી જોઈએ. મારો રસ્તો કઈ દીશા પકડશે એની મને આજે ખબર નથી. પરંતુ મને એની કશી ફિકર નથી તેથી મારે તમારી દીશાથી તદન ઉલટી દીશામાં જવાનું થાય તો પણ તમે મારા હાર્દિક અને ઉંડા અંતઃકરણના આભારના અધીકારી છો.

આ અરસામાં મહાત્માજીએ પોતાનો ભાવી માર્ગ નિર્માણ કરી લીધો હતો બીજુ આગાહી ઉમ્મેદવારીને ગાંધીજીએ ગોળમેજી પરિષદની વિદાય લીધી ત્યારે હિંદમાં પરોસ્તોતી વીકટ બની રહી હતી ગાંધી-ઈરવીન કરાર પછી ગાંધી ઈમર્સન કરાર થયા હતા. તેનો પણ છડેચોક ભંગ થઈ રહ્યો હતો. અને મહાત્માજીએ ઈ.સ. ૧૯૩૧ ડીસેમ્બર તા. ૨૮ના રોજ મુંબઈ બંદરે પગ મુકયો ત પહેલાં આખાય દેશને સેવા પરસ્ત આગેવાનોની ધરપકડોથી નોકરશાહીએ સળગાવી મુકયો હતો.

પુનઃ જંગ

પરંતુ એમ તેવા વીકટ સંજોગોમા પણ મહાત્માજી ધીરજ ગુમાવે એ અશક્યવીત વાત હતી.

મુંબઈ બંદરે ફર્યા પછી મહાત્માજીએ લોર્ડ વીલીંગ્ડનની મુલાકાતની માગણી કરી પરંતુ એ ઠુકાવી દેવામા આવી. એટલે મહાત્માજીએ એક વધુ સંદેશો પાઠવ્યો પરંતુ કંઈ પણ સંદેશા ઘર થાય તે પહેલા સેવકોની હિસ્ત આશ્ચર્યકારક હતી. તેઓએ ગાંધીજીનો અહિંસાનો ઉપદેશ બરોબર પચાવ્યો હોય એમ લાગતું હતુ"

આખરે સંધી થઈ:—

૧૯૩૦-૩૧ ની એ સવિનય અનાદરની લડત ગાંધીજી એ ઉપાડે છે. ખરેખરો સગ્રામ જ હતો, અને પહેલાં તો એ વખતના વાયસરોય લોર્ડ ઈરવીને આ નવા પ્રકારની લડતને હસી કહાડી હતી, પણ ગાંધીજીએ સાબરમતીથી દાંડીની કુચ કરતાં, અને ગાંધીજીનાં જાદુથી દેશભરમાં સ્ત્રી પુરુષો અને છોકરાઓએ સુધ્ધાં જેલો ભરી મુકતાં લોર્ડ ઈરવીનની સરકારે દમનનીતીના ઘોડા પૂરપાટ દોડાવ્યા હતા, પ્રજાની સ્વતંત્રતા પર અંકુશ મુકવા અનેક ઓર્ડીનંસો કહાડયા હતા, પોલીસોએ લોકો પર અત્યાચારો કર્યા હતા. બોરસદમાં બહેનોનાં ટોળા પર લાઠી મારી જંગલી પોલીસ તેમની છાતી પર બુટ મુકી ચાલી હતી, કોંગ્રેસની વરકીંગ કમીટીને ગેરકાયદે ઠરાવી તેના સાથીદારોને પકડવામાં આવ્યા હતા, દેશના આ છેડાથી બીજા છેડા સુધી જુસ્સો દાબી દેવા પારાવાર સખ્ત

ઈલાજો લેવાયા આવ્યા હતા, છતાં અહિંસક રહી હતી, અને યુદ્ધમાં ઉત્સાહપૂર્વક ભાગ લઈ રહી હતી, અને જગતભરનાં વર્તમાનપત્રોના ખબરપત્રીઓ જગતના માનવજાતના ઈતિહાસમાં કદી નહિ થયેલું આવું આ વિચિત્ર યુદ્ધ જોવા હિંદમાં આવ્યા હતા. તે દરમ્યાન વાઈસરોય સાથે થયેલા પત્રવહેવાર અને અંગત મુલાકાતોને પરિણામે ગાંધી-ઈરવીન કરાર તરીકે સુપ્રસિદ્ધ બનેલી તહકુબી પર ત્રીજી માર્ચે સહીઓ થઈ. અને મહાત્માજી મહાસભાના એકલા પ્રતીનીધી તરીકે દરીઆપારનો પ્રવાસ કરવાને કટીબદ્ધ થયા.

ઉપ્લો ફટકો:—

ઉપલો ફટકો—"પી જવાને માટે મહાત્માજી સ્ટીમર "રજપુતાના" પર સ્વાર થયા.

સાથે મીરાબેન, મહાદેવ દેસાઈ, પ્યારેલાલ અને દેવીદાસ હતા.

કોઈ વિજયી સેનાપતીની કુચ ચતી હોય તેમ માર્ગમાં ઠેર ઠેર મહાત્માજીનું સ્વાગત થતું હતું.

જગતના એક સર્વ શ્રેષ્ઠ નરપુંગવનું સ્વાગત કરવાને મીસરવાસીઓ ફેન્ચો અને અંગ્રેજો ટોળે મળ્યા હતા ચોથી માર્ચ ને રોજ મળસ્કે મહાત્માજીની ધરપકડ કરીને જ્યાંથી યુદ્ધ પડતું મુક્વાયું આવ્યું હતું ત્યાંથી સરકારે જ શરૂ કર્યું.

ગત સંગ્રામના અનુભવનો લાભ લઈને નોકરશાહીએ પહેલો ઘા કર્યો અને સેંકડો આગેવાનોની એક સામટી ધરપકડ કરીને તેમજ વટહુકમો બહાર પાડીને મહાસભાને પૃથ્વીના ગર્ભમાં ધકેલી મુકી.

લોર્ડ વીલીંગ્ડનની સરકારે દરમ્યાન વટહુકમોથી આપખુદ અમલ ચલાવ્યે રાખ્યો. છતાં મહાસભા સામે પારાવાર સખ્તાઈના દમન દોર, છતાં દિલ્હી અને કલકત્તાનાં એપ્રીલ ૧૯૩૨ અને ૧૯૩૩ માં મહાસભાના બે અધીવેશનો ભરાયાં.

× + ×

વરોડાનો યજ્ઞ

આમ નોકરશાહીની ભારે તકેદારી છતાં પ્રજા હૃદયમાં મહાસભાનું અને મહાત્માજીનું જે અનન્ય સ્થાન હતું તે તો ન જ ભુંસી શકાયું.

દરમ્યાન તા. ૧૭ મી ઓગસ્ટે રામ્સે મેકડોનાલ્ડે પંચ તરીકે પોતાના નામચીન "કોમી ચુકાદા"ની જાહેરાત કરી. અને દલીત વર્ગોને પણ ભાવી બંધારણમાં અલગ મતદાર મંડળો આપવાની ઘોષણા કરી.

બીજે જ દિવસે એટલે તા. ૧૮ મીએ મહાત્માજીએ પોતાનો ભીષણ નિશ્ચય કરી લીધો અને વડા પ્રધાનને સંભળાવી દીધું કે જો કોમી ચુકાદામાં દલીતો પુરતો ફેરફાર કરવામાં આવશે નહિ તો તા. ૨૦ સપ્ટેમ્બરથી પોતે અનશનનો આરંભ કરશે.

નીયત દીવસે અને નીશ્ચીત પળે યરોડાના જેલ મંદીરમાં હવે ઐતીહાસિક બનેલા એ આમ્રવૃક્ષ નીચે મહાત્માજીની યજ્ઞ ધુણી સળગી અને સારાય ભારત વિષે એક શુકમ્પ અનુભવ્યો સમગ્ર દેશની નજર એ તપસ્વી ઉપર ઠરી અને પુના દિલ્હી અને લંડન વચ્ચે તારનાં દોરડાંઓ દીનરાત ઝણઝણવા લાગ્યાં

દેશભરમાંની આગેવાનોની યરોડા યાત્રાનો આરંભ થયો અને ઉંડી મંત્રણાઓને વિચારણાના પરિણામે ઉપવાસને પાંચમે દીવસે એક સમજુતીની યોજના ઘડાઈ જેનો પુના કરારમાં સમાવેશ થયો અને વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડે એ કરારનો સ્વીકાર કર્યો અને એ જાતના નીવેદનો ઓફીસ સાથે પંગલાક અને ઠીકમાં બહાર પડયાં

અને પરીણામે દેશમાં હરિજન ઉદ્ધારનું એક પ્રચંડ આંદોલન શરૂ થયું.

ખુબ લખાપટી પછી સરકારે પણ જેલમાંથી અસ્પૃશ્યતા નીવારણનો પ્રચાર કરવાની મહાત્માજીને છુટ આપી.

**એકવીશ દિવસના ઉપવાસ**

ઇ. સ. ૧૯૩૩ની સાલમાં કલકત્તામાં 'ગેરકાયદેસર' મહાસભાનું અધીવેશન મળ ગયા પછી દેશમાં પાછો એક તદ્દન ઝણુધાર્યો બનાવ બન્યો. હરીજન પ્રવૃત્તીમાં વધારે વધારે માણસો પડવાં લાગ્યા. તેમનું કામ તેઓ વધારે શુદ્ધ અને સાચા સેવા ભાવથી કરતા થાય એ હેતુથી તેમને સહાયભુત થવા માટે જરૂરી આત્મશુદ્ધિ મેળવવા તા ૮ મી એ ૧૯૩૩ના રોજ મહાત્માજીએ ૨૧ દીવસના ઉપવાસ કર્યા.

સરકારે એજ દિવસે જાહેરનામું બહાર પાડી જણાવ્યું કે ઉપવાસનું સ્વરૂપ અને તે વિષેની ગાંધીજી દૃષ્ટિ લક્ષમાં લેતાં સરકારે તેમને છોડી મુકયા; અને ગાંધીજીએ પણ છ અઠવાડીઆ માટે સત્યાગ્રહની લડત મોકુફ રાખવાનો અનુરોધ કર્યો.

**ધરતીકંપની આફત**

આ પછી થોડા જ વખતમાં બીહારના ધરતીકંપની આફત દેશ ઊપર આવી પડી અને દેશના સર્વે મહાસભાવાદી સેવકોને સંકટ ગ્રસ્તોને રાહત આપવાના કાર્યમાં સામીલ થઇ જવાની સલાહ આપી, અને નૂતન બીહારની રચનાની પ્રવૃત્તીમાં સૌ કોઈ મશગુલ બની ગયાં

ઇ. સ. ૧૯૩૪ ગે માસમાં હીંદના રાજકારણનો નવો ફણગો ફુટયો. અને આચાર્ય નરેન્દ્ર દેવના પ્રમુખપદે સમાજવાદની પક્ષની સ્થાપના થઇ.

ઇ. સ. ૧૯૩૫માં હીંદમાં નવા રાજ્યધારણનો અમલ શરૂ થયો ત્યારે મહાત્માજીએ સઉ કોઇના આશ્ચર્ય વચ્ચે ધારાસભા પ્રવેશની પ્રવત્તીને સાથ આપ્યો. અનેક પ્રાંતોમાં મહાસભાવાદીઓની બહુમતીએ ચુંટણી થતાં હોદ્દા સ્વીકારવાની પણ મહાત્માજીએ હીમાયત કરી અને લગભગ આ પ્રાંતોમાં અઢી વર્ષ સુધી મહાસભાનું શાસન ચાલ્યું.

આ શાસને માર્ગદર્શન કરવામાં મહાત્માજીએ અદ્ભુત રચનાત્મક શકિતનો સાક્ષાત્કાર કરાવ્યો.

* × +

**યુદ્ધનો દાવાનળ**

પરંતુ મહાસભાવાદી પ્રધાનો વીશેષ સીદ્ધીઓ સંપાદન કરી શકે તે પહેલાં યુરોપમાં યુદ્ધનો દાવાનળ સળગી ઉઠયો અને ગાંધીજી સમક્ષ વીકટ પ્રશ્ન ઊભો થયો. મહાસભા દ્વારા બ્રીટીશ સરકારને નમુઝવાની મહાત્માજીએ અનેક મહેનત કરી છતાં યુદ્ધ નેમોની સ્પષ્ટ જાહેરાતને અભાવે ઇ.સ. ૧૯૪૦માં વ્યક્તી સ્વાતંત્ર્યનો સંગ્રામ શરૂ કરવાની મહાત્માજીને ફરજ પડી.

ત્યાર બાદ સને ૧૯૪૨માં મહાત્માજીએ અંગ્રેજો સામે જગપ્રસિદ્ધ " હિંદ છોડો " ની લડત શરૂ કરી હિંદમાં કારાવાસ અને સખત દમન થયું. અને જેલમાં શ્રી કસ્તુરબાનું અવસાન થયું.

એ લોક લડતે હિંદને આઝાદી અપાવી, ત્યારબાદ હિંદુ–મુસ્લીમ હુલ્લડો ફાટી નીકળતાં ગાંધીજીએ નોઆખલી, બિહાર વગેરે જગ્યાએ બંને કોમો વચ્ચે સલાહ સંપ રહે તે તે માટે અગીરથ કોશિષ કરી.

હિંદના–હિંદ અને પાકિસ્તાન એમ બે ભાગલા થતા પાકિસ્તાનમાંથી હિંદુઓને હાંકી કાઢતા કત્લેઆમ શરૂ થઇ અને દેશમાં હાહાકાર ફેલાઇ ગયો. પરિણામે દિલ્હીમાં પણ ભયંકર તોફાનો શરૂ થયાં પૂજ્ય ગાંધીજી દિલ્હી ગયા અને સલાહ શાન્તિ રાખવાના પ્રયત્ન કર્યા. એ દરમ્યાન પરમાત્માએ તેમને આપણી વચ્ચેથી લઇ લીધા. પણ જગતની એ મહાન વિભુતિનો આત્મા આપણને સદામાર્ગ દર્શક બની રહેશે. સં. કે. ચ. પ

## શક્તિનો અખુટ ખજાનો

* સ્વપ્નદોષ * નામર્દાઈ * નપુસકતાપણું

વી. માટે સંપુર્ણ અસરકારક અને અજોડ દવા

## રીક્ષોટોન વાપરો!...

ઉપરના બતાવેલ દરેક રોગ માટે સચોટ છે. આ દવાના ફક્ત એક અઠવાડીયાના સેવનથી ઉપરની બધી ફરીયાદો દુર કરી સંસાર સુખ સારી રીતે માણી શકાય છે. અને ખાસ સમયે શરમાંદગીથી બચાવ છે. બાટલી ૧ ના રૂ. ૧૦) એક્સ્ટ્રા સ્પેશીઅલ બાટલી ૧ ના રૂ. ૩૦) વી. પી. પોસ્ટેજ દરેકનું અલગ. અગાઉથી તેની કીંમત મુજબ પૈસા મોકલનારને પોસ્ટેજ ફ્રી.

વધુ માહિતી માટે લખો.

**શંકર ટ્રેડીંગ કું.** ભાવનગર (કાઠીઆવાડ.)

## "સ્ત્રીબોધ"ના જાહેર ખબરના

—ભાવ—

| | ૧ પાનું | ૦॥ પાનું | ૦। પાનું |
|---|---|---|---|
| ૧ મહિના માટે | ૬૦–૦ | ૩૫–૦ | ૨૦–૦ |
| ૬ મહિના માટે | ૫૦–૦ | ૩૦–૦ | ૧૮–૦ |
| ૧૨ મહિના માટે | ૪૫–૦ | ૨૫–૦ | ૧૫–૦ |

ટાઇટલ પાછલું પાનું ઢું કલરમાં ૧ વખત માટે રૂ. ૧૨૫–૦–૦.

ટાઇટલ અંદરનું બીજું ત્રીજું પાનું ૧ કલરમાં રૂ. ૧૦૦) એક વખત માટે

મહિનાની ૫ મી તારીખે નિયમીત અંક બહાર પડે છે. ૧ કોલમ ઈંચના રૂ. ૬–૦–૦ એક વખતના.

વધુ માટે મળો........

એડવરટાઇઝીંગ એજન્ટ:—

**એડવાન્સ પબ્લીસીટી કું૦**

જવાહર હોટલ સામે, ગાંધીરોડ : અમદાવાદ.

## જ્યોતિષી દુનીયામાં અજબ ચમકારો.

卐 ——— ✶ ——— 卐

સોનું, ચાંદી, કપાસ, (ફીગર) વગેરેના સચોટ ભાવો મેળવવા લખો:–

સાદા કવર ૧ ના રૂ. ૫)

સચોટ રૂખ કવર ૧ના રૂ. ૧૦)

પૈસા પત્ર લખવાના ટાઇમ સાથે અગાઉથી મનીઓર્ડરથી જ મોકલવા.

–વી. પી. કરવામાં આવતું નથી.–

લખો:– **જ્યોતિષી જટાશંકર**

C/o શંકર ટ્રેડીંગ કું.

ભાવનગર.

ડોક્ટરો વાપરવા ભલામણ કરે છે

**પ્રવીણ ગ્રાઇપ સીરપ**

બાળકને તંદુરસ્ત રાખે છે

દરેક દવાવાળા પાસેથી મળશે

પ્રવીણ લેબોરેટરી, ...રોડ, મુંબાઇ ૭.



અસ્થિ સંચય



શ્મશાન યાત્રા



ચિર નિદ્રા

# "માવડી માયા ભરી રે"



સારા સંસારની વાડીએ
એક શીળી રૂપાળી કુંજ રે
માવડી માયા ભરી રે

મમતા ભરેલ એની છાંયડી
જાણે દેવે ધર્યા શીર હાથ રે
માવડી માયા ભરી રે

ભાવે ભર્યાં એના ભોગડા
ને મળી ભર્યું ભર્યું સદા દીલ રે
માવડી માયા ભરી રે

સ્નેહે લીપ્યું ગુંપ્યું આંગણું
જાણે જગમાં વૈકુંઠ ગીયાત રે
માવડી માયા ભરી રે

ચઢ્યા હારે ધગ વીકતી
એમ હારે તપેલા ઉર રે
માવડી માયા ભરી રે

ઉરના ઉચાટો ટાળવા
એને હૈયે ઉમળ ના માય રે
માવડી માયા ભરી રે

વ્હાલે વ્હાલે વ્હાલ નીતરે
ને વળી વરસે સદા સુખમેહ રે
માવડી માયા ભરી રે

પ્રીતિ પરમ અલબેલડી
કદી પીતાં ખુટે નહિ નીર રે
માવડી માયા ભરી રે

હૈયું આનંદ ભર્યું ગાયતું
દુઃખી દુનીયા ભૂલાવે સબ રે
માવડી માયા ભરી રે

જગતી રખેવાળુ ભાગથી
કદી લાગે નહિ ઉની આંચ રે
માવડી માયા ભરી રે

કરતી સદા પ્રભુ પ્રાર્થના
પ્રભુ રાખો સદા સુખી માત રે
માવડી માયા ભરી રે

દુઃખીયાંના દીનનો આસરો
મીઠી માડી જગત અમીધાર રે
માવડી માયા ભરી રે

ભગવાનદાસ પટેલ



# સુન્દરીનાં સ્મિત



(ગરબી)

સુન્દરીને અમૃત સ્મિત એ મીઠી
માનવતાની શારદા પીઠે,
એ ઘેર શારદાનું વનની રિદ્ધિ,
રિદ્ધિ સિદ્ધિ ને સકલ સમૃદ્ધિ.
જુવતી તો ધરની જેણે ધરી છે,
પર બ્રહ્મ સ્થાને તીર્થેશ્વરી છે.
રામથી સવાયાં સીતા માતા છે,
લક્ષ્મીને સ્મિતે વિષ્ણુ શાતા છે.
કૃષ્ણેય રાધા રાસે આરાધ્યાં;
શંકરે પણ શું શક્તિને સાધ્યાં
માતૃદેવો ભવ શાસ્ત્રનું વાક્ય.
બાલદેવો ભવ જનનીનું વાક્ય.
જે હાથ ઝુલવે બાળકનું પારણું,
તે હાથ ઝુલવે સંસ્કૃતિનું પારણું.
કલ્યાણી એ તો નયન રાણી છે,
કલ્યાણી એ તો હૃદય રાણી છે.
ગૃહરાણી તો જગની રાણી છે.
વીણા રવ સમી મંગળ વાણી છે.

કુસુમાકર.

# દે જો પ્રભુ



લેખક—હરિપ્રસાદ કે. આચાર્ય
એમ. એ.

ઉંચા એ આભમાં ઉંચી એ મેડીએ,
પદ્મમના છંદ કંઈ ગૂંજી રહ્યા;

ઝાલરના ડંકા વાગ્યા મંદીરીએ,
પાયે પડીને બાલા માગી રહી.

માગુ માગુ ને પ્રભુ માગુ હું એટલું,
સ્વામી સલુણો દે જો પ્રભુ,

કરે પાતાળિયો ને વાને ગોરીલો,
હસતો હસાવતો દે જો પ્રભુ.

પાયે પડીને બાલા એ વિનવે,
સ્વામી કલ્યાણો દેજો પ્રભુ;

શામળુભરી તેની આંખોમાં પ્રભુછ,
મગ પ્રત્યે અમી વહાવજો પ્રભુ;

સ્નેહે સંધાયેલ, વચને બંધાયેલ
સ્વામી સંસ્કારી દેજો પ્રભુ.

માગું માગુ ને માગું હું એટલું
સ્વામી સલુણો દેજો પ્રભુ.

★

# ભારત સેવક ગોખલે અને ભગિની સમાજ

( શ્રી. કૃષ્ણદાસ—ચીતલીયા. હિંદ સેવક સમાજ. )

## ભારત સેવક ગોખલે-ભગિની સમાજ

સ્વ. ગોપાલકૃષ્ણ ગોખલેના સ્મારક તરીકે તેમની પ્રથમ પુણ્ય તિથિએ 'ભારત સેવક સમાજના છત્ર નીચે તા. ૧૯મી ફેબ્રુઆરી ૧૯૧૬ના દિને તેની સ્થાપના થઇ ત્યારથી 'ભગીનિ સમાજ' ગોખલેજીની પુણ્ય તિથિ ધાર્મિક વૃત્તિથી ઉજવી તેમના સેવામય જીવન માંથી પ્રેરણા મેળવી તેમના સિદ્ધાંતને અનુ- રૂપ સેવા કાર્ય કરવા યથાશક્તિ પ્રયાસ કરે છે. ભગિની સમાજની સ્થાપનાના પ્રસંગેજ મહાત્મા ગાંધીજીએ ભારત વર્ષના સમગ્ર ભગિની સમાજ સારૂ ગોખલેનો વારસો લખી આપ્યો. એ લેખ મનનીય છે, એમનો શબ્દે-શબ્દ સહૃદય વાચકના અંતરને વલોવી દેશપ્રેમ—માનવ-સેવા—જીવનશુદ્ધિ—ધર્મવૃત્તિ—જગાડે એટલો એ સચોટ છે.

"હિન્દના સરેરાશ પ્રજાજનની દુનિયાના હરકોઇ પ્રજાજનની સરાખમણીમાં સ્થિતિ શું છે ? સ્થાન શું છે ? ચારિત્ર્યમાં, આરોગ્યમાં હુન્નર ઉદ્યોગમાં, વિદ્યાકળામાં, બુદ્ધિશક્તિમાં, નિયમનમાં, ત્યાગમાં કે તપશ્ચર્યામાં— બધી બાબતોમાં આપણું સ્થાન શોધી કાઢી દોષોનું નિવારણ કરવાના પ્રયત્નો હાથ ધરવા સખ્ખાબંધ, બુદ્ધિશાળી, ચારિત્ર્યવાન યુવાન યુવતીનાં સર્વસ્વ સમર્પણની દેશને જરૂર છે. પોતાપણાનો, અહંતાનો કીર્તિનો લોભ તજવો જોઈએ. કેવળ કર્તવ્યમાં મગ્ન રહેવાની ધૂન જોઇએ. અને આ બધું ઘડી બે ઘડી નહિ પણ જીવન પર્યંત અને છતાં યશની અપેક્ષા આ જમાનામાં આપણે ન રાખી શકીએ. ન રાખવી જોઈએ."

આ તીક્ષ્ણ બોલોના બોલનાર હતા સદ્‌ગત શ્રી. ગોપાળકૃષ્ણ ગોખલે. હું તેમના જન્મ અને જીવનનો ટુંક ચિતાર અત્રે આપીશ.

જન્મ:—સને ૧૮૬૬ ના મે. માસની ૯ મી તારીખે કોલ્હાપુર ગામમાં થયો.

બાલ—ગોપાલ ગોખલેનો વિદ્યાભ્યાસ: ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં ઉછરી ફક્ત ૧૩ વર્ષની કુમળી વયે પિતા વિદેહ થયા છતાં વત્સલ માતા અને કાકાની હુંફમાં, અનેક કષ્ટો સહીને 'ગોપાલ' ૧૮મે વર્ષે બી. એ. થયા. તેમની ગરીબ વિદ્યાર્થી અવસ્થાનો ઇતિહાસ કરૂણ છતાં આજના વિદ્યાર્થીને બોધક ને માર્ગદર્શક નિવડવા સંભવ છે.

હવે શું કરવું ? પોતાની અને કુટુંબની ગરીબી ટાળવાનો સમય આવ્યો હતો. મોટું અમલદાર—વકીલ—પ્રોફેસર પદ પ્રાપ્ત કરી ખૂબ પૈસા કમાવા કઠણ ન હતા. પણ ભોગ—વિલાસ—સત્તાની—પદ્ધિનાં સાધન તેને ન આકર્ષી શક્યાં એથી ઊલટું નિર્ધન રહીને આ ઊગતા જુવાને સતત નિષ્કામ સેવાનું અસિધારા—વ્રત સ્વીકાર્યું. શ્રેય અને પ્રેયાં વચ્ચેના ઝઘડામાં—મનોમન્થનમાં સિંહાસન કરતાં સેવાસન ગોખલેજીને શ્રેયસ્કર લાગ્યું. કુમળી ૧૮ વર્ષની વયે સ્વેચ્છાએ સ્વીકારેલો સેવા સન્યાસ જીવનની છેલ્લી ઘડી સુધી એકધારો વહેવડાવી ભારત વર્ષને સેવા સન્યાસનો પદાર્થપાઠ પઢાવ્યો.

આ આજથી ૬૩ વર્ષ ઉપરના સમયની વાત છે જે વેળા ઇન્ડીયન નેશનલ કોંગ્રેસનો જન્મ થયો, ૧૮૮૫-૮૬મા તે વેળા—ગોખલેજીએ ડેક્કન એજ્યુકેશન સોસાઇટીમા અધ્યાપક તરીકે શિક્ષણ સેવાનુ કામ સ્વીકાર્યું. જે ૨૦ વર્ષ પર્યંત ફક્ત માસિક રૂ ૭૦ ના પગારથી કામ કરી, મેળવેલી વિદ્યાનો વિક્રય ન કરતા વિદ્યાને દીપાવી

આ વર્ષો દરમિયાન ફર્ગ્યુસન કોલેજમાથી હજારો વિદ્યાર્થીઓ, પ્રોફેસર ગોખલેના પ્રસંગમા આવ્યા હશે સેકડો પ્રેરણા પ્રાપ્ત કરી શકયા હશે જેમાથી તેમના ભાવિ ભારત સેવક સમાજને જીવન સમર્પણ કરનાર સાથીઓ થોડાજ સાપડયા. ગોખલે ખવાસના માણસો જ્યારે કેળવણીને કાજે પોતાની જીદગી સમર્પણ કરે ત્યારે જ કેળવણી ફળદાતા નીવડે અને વિદ્યાર્થીઓને ચારિત્ર્ય, સદવર્તનનો પાઠ પઢાવાય

અધ્યાપક તરીકે તેમની તૈયારી, વાણીનો અખડ પ્રવાહ અને નિયમન અદ્વિતિય અમે નજ઼ય કરે તેવાં હતાં. ૧૮૮૭ મા ડેક્કન એજ્યુકેશન સોસાઇટી'ના સમારભ પ્રસગે તેઓ સ્વયંસેવક હતા મડપના દ્વારપાલ ગોખલે હતા "પાસ વગર કોઇ ન આવે" એવી ઉપરીની આજ્ઞા હતી. એક આગેવાન વ્યક્તિ ગોખલે થી અપરિચિત અદર દાખલ થવા ચાહે છે તેનગી ગોખલે નમ્ર વદને પૂછે છે 'આપનો' પાસ ? પાસ વગર કોઈ અદર જઇ શકતુ નથી ' પિતા મહની જેમ સ્વયસેવકના નિયમનને માન આપી વૃદ્ધ પુરુષ ખડા થઈ રહે છે તે પુરુષ તે એમના ગુરુ ન્યાય મૂર્તિ રાનડે જેમના ચરણમા શિર ઝુકાવી ૧૪ વર્ષ પર્યંત શિષ્યપદ સ્વીકારી દેશ સેવાના ગોખલે પાઠ પઢે છે

૧૮૮૮ મા રાનડેએ ગોખલેને હાથમા લઇ ઘડવા માડયા. સુધારક પત્રનુ તત્ર તેને સોપ્યુ 'ક્વાર્ટલી જર્નલ' પણ તેજ ચલાવતા

૧૮૮૯મા મુંબઈની કોંગ્રેસમા સક્રિય ફાળો આપ્યો

૧૮૯૫મા કોંગ્રેસના મંત્રી, ને રાષ્ટ્ર સભા સમાચારના તત્રી થયા

૧૮૯૬મા ગોખલેજીનુ અને મહાત્મા ગાધીજીનુ પ્રથમ મિલન ૧૮૯૭મા વેલ્બી કમીશનમા જુબાની આપવા ગોખલેને રાનડેએ તૈયાર કરી વિલાયત મોકલ્યા રાનડે અને સર વેડર્બર્ને પ્રવાસ ખર્ચ જોગવ્યો. વિલાયતમા ગોખલે દાદાભાઈ સાથે રહ્યા કમીશનમા જુબાનીનું કામ બ્રિટિશરોને પણ દગ કરી નાખે એવુ બન્યુ સર્વત્ર એક અવાજે તેની પ્રસશા થતી ગજકારણમાં ગોખલેની જુબાનીએ અનોખી ભાત પાડી ધન્યવાદના વરસાદ વરસતા તેમણે નમ્રપણે કહ્યુ કે—એમા કઇ વખાણવા જેવુ હોય તો તે તેમના ગુરુજીને આભારી હતુ તેઓ તો માત્ર નિમિત્ત હતા

### ૧૮૯૭ માં પૂનાનો પ્લેગ અને ગોખલેની લડત

ગોખલેનો સિતારો પ્રતિદિન ચઢયેજ જતો હતો, પરતુ જીવન પ્રવાહ એક ધારો થોડો જ વહે છે ' પૂનાના પ્લેગ પ્રકરણે કર્તવ્ય બજાવતા ગોખલેને કારમી કસોટીમા આણી મૂક્યા અનેક અપમાનો વેદનાઓ, આક્ષેપો, એ સજોગોમા ગોખલેજી જેવા મૃદુ હૃદયે મુગે મોઢે શાતિથી સહ્યા જાહેર જીવનમાથી તેમને હાકી કાઢવાના, ભૂસી નાખ

વાના, તિરસ્કાર છૂટે એવા નીચ પ્રયત્નો થયેલા. એ બધામાંથી કર્તવ્યબુદ્ધિ, સત્યનિષ્ઠા-પ્રમાણિકતાનો માર્ગ ગ્રહણ કરી-તેને દૃઢપણે વળગી રહી લોકપ્રિયતાના ભભૂકતા તેજની કે વિરોધની પરવા કર્યા વગર, તેમના ઉન્નત આત્માને યોગ્ય લાગ્યું તેમ તે વર્ત્યા. જ્યારે જાહેર જીવનમાંથી મુક્ત થવાની સલાહ કોઇના તરફથી તેમને મળી ત્યારે તેમણે ઉત્તર આપ્યો:-

'લોક સેવાનાં કાર્યો નથી કોઇના કહેવાથી લેવાતાં કે મૂકાતાં જે કક્ષામાં માણસ કામ કરતું હોય, તે કક્ષા ઊંચી છે કે નીચી એ બહુ મહત્વની બાબત નથી. કર્તવ્ય બજાવ્યાની કદર પ્રજા કરે તો કર્તવ્યનિષ્ઠને તેટલો સંતોષ-આનંદ-ઉત્તેજન મળે, તેની શક્તિનો વિકાસ થાય, એટલું જ આ દેશમાં પુરતું છે...મારા કાર્યનું ઉગમ સ્થાન મારો આત્મા" આવો એક પત્રનો ઉત્તર ગોખલેજીએ લખેલો.

૧૮૯૯માં ગોખલેજીએ મુંબઈની ધારા સભામાં લોકનિયુક્ત સભ્ય તરીકે પ્રવેશ કર્યો. ૧૯૦૧ માં ધારાસભામાંથી 'અસહકાર' *Walk-out* થયો.

૧૯૦૨માં તેઓ હિન્દની વડી ધારાસભામાં ચૂંટાયા. પોતે મુક્ત થઇને સર ફિરોજશાહ મહેતાએ ગોખલેજીને જગ્યા કરી આપી. ડેક્કન એજ્યુકેશન સોસાઈટીમાંથી (રૂ. ૪૫)ના પેન્શન ઉપર નિવૃત્ત થયા.

## મારૂં મંગળ પ્રભાત

૧૯૦૪ ના નવેંબરની ૨૯મીનો પ્રસંગ. મુંબઇ શહેરમાં ઈ. ને. કોંગ્રેસ ભરાવાની હતી. નામદાર ગોખલે કોંગ્રેસના મંત્રી હતા. મુંબઇ શહેર ઉત્સાહથી ધમધમી રહ્યું હતું. વિલાયતથી સર હેન્રી કોટન પ્રમુખસ્થાને બિરાજવા સર વિલીઅમ વેડર્ન બર્નની સાથે પધારનાર હતા. મુંબઈમાં-કોટમાં કાળા ઘોડા પાસેનું-મ્યુઝીઅમ વાળું સ્થાન ત્યારે ખુલ્લું મેદાન હતું તે ઉપર કોંગ્રેસના મંડપની રચના થતી હતી. વર્તમાન પત્રોમાં અને ચોપાનીઆ-ઓમાં કોંગ્રેસનો ઇતિહાસ આલેખાતો હતો. જુવાનોમાં અજબ ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. સેંકડો વિદ્યાર્થીઓ કોંગ્રેસના સ્વયંસેવકો થયા હતા. લેખક પણ તેમાંનો એક હતો. કોંગ્રેસની સાથોસાથ, ઓવેલના વિશાળ મેદાનમાં પહેલું જ સ્વદેશી પ્રદર્શન પણ યોજાયું હતું. લાખોના ખર્ચ માટે પેપરો પ્રજાને અપીલ કરતાં હતાં. અમને પણ શરીર સેવા ઉપરાંત કોંગ્રેસને આર્થિક મદદ મળે અને પ્રજાને પણ લાભ થાય એવું કાંઇક કરવાની વૃત્તિ જાગી અમે મિત્રોએ એક યોજના કરી કે કોંગ્રેસના આજ દિન સુધીના જેટલા ધુરંધર કાર્યકર્તા થઈ ગયા તે બધાની ઉગતી પ્રજાને પિછાન રહે તે સારૂ એક મોટું ચિત્રપટ તૈયાર કરાવવું. એમાં બધા જ આગેવાનોની છબીઓનો સમાવેશ થાય. એ થોડી કિંમતે વેચવું. કોંગ્રેસ જેવો મહત્વનો ભારે પ્રસંગ છે, તેથી હજારો નકલો સહેજે ખપી જશે, નહીં બધો જ કોંગ્રેસ ને જશે. ઉગતી પ્રજા અને આમ વર્ગ પ્રેરણા મેળવશે.

આ *Champions of the indian National Congress*ના ચિત્રપટની કોંગ્રેસના લાભની યોજના માટે આગેવાનોની છબીઓ એકત્ર થઇ. કેટલીક, લખીને મેળવતાં પણ મુસીબત પડી પરંતુ એકની તો ક્યાંયે નજ સાંપડી ન તે કોઇ સંસ્થામાં હતી કે ન તો તેના મિત્ર મંડળને ત્યાં. એ છબી સારૂ હું બધે ફરી વળ્યો ને નિરાશ થયો. છેવટ (સર) લલ્લુભાઇએ

છબી તો નહિ પણ છબીની—આશા આપી વળતે દિવસે મને તેમને ત્યાં બોલાવ્યો હું ઠરાવેલ વખતે ગયો. લલ્લુકાકા ઘેર ન હતા. તેમના મહેમાન હતા, કે જેમની છબીની હું શોધમ હતો. પણ પિછાન વિના મોટા માણસને શી રીતે મળાય? વિલંબ કર્યો પાલવે તેમ ન હતું મેં હિમ્મત ધરી ચોકીદારને પૂછી લીધું કે, 'સાહેબ છે ના! મળશે ના.?' મેં મારૂં નામ મોકલીને પૂછાવ્યું. તુરત જ મને અંદર બોલાવ્યો પ્રવેશ કરતાં જ તે પુણ્ય પુરુષે આવકાર આપ્યો, બેસાડ્યો, પૂછ્યું 'ક્યાંથી આવો છો? શું ઇચ્છો છો?" મેં કહ્યું:–' હું કોઈના તરફથી નથી. આવ્યો હું છાપાવાળો નથી. હું સામાન્ય વિદ્યાર્થી છું, કોંગ્રેસના લાભની યોજના માટે આપની છબી મેળવવા આવ્યો છું. મને છબી આપો! તેમણે કહ્યું:—" મને પૂનામાં તમારો પત્ર મળેલો નું ઉત્તર ન લખેલો તે એમ માનીને કે, તમે મને જતો કરશો ઉદ્ધતાઈને લઇને તેમ ન હતું. જાઓ, છબી તો મારી પાસે નથી. આટઆટલી કોંગ્રેસની લેવાયલી છબીઓમાં પણ તમે મને નહિ દેખો. કારણ મને તે પસંદ નથી. બીજું એ કે, હજી હું નાનો છું. અલબત્ત આગેવાનોનું ફોટોગ્રુપ બનાવો. લાવો તમારી યોજના તેમાં રહી ગએલાં નામ તમને બતાવું. જુઓ આમાં લાલ મોહન ઘોષ અને પંડિત અજોધ્યાપ્રસાદ એ બે નામો રહી ગયાં છે, તે ઉમેરજો, અને મને માફ કરજો." આ વંદનીય પુરુષને હું બાળક શું કહી શકું! છતાં મેં હિમ્મતથી છબી મેળવવાનો આગ્રહ કર્યો. મેં કહ્યું:—'છબી ન હોય તો લેવડાવીશું, પણ છબી તો જોઇએ જ.' તેમણે ક્ષમા ચાહીને બીજું કૈં કામ હોય તો જણાવવા કહ્યું હું અવાક્ બન્યો. નમન કરી ગયો. દાદર પાસે પહોંચતાં મારા હૃદયે મને ધક્કો માર્યો–ઠપકો, દીધો! મૂર્ખ! આ શાંત, નમ્ર સાચા ભારત સેવકને બાદ રાખીને તું ચિત્રપટની યોજનાનો અમલ કેમ કરી શકે?' હું પાછે પગે પાછો વળ્યો ને તેમને નમ્રતા પૂર્વક જણાવ્યું કે, "સાહેબ, આ કોંગ્રેસના અને પ્રજાના લાભની યોજનાનો અમલ અમે વિદ્યાર્થીઓ કરીએ છીએ. અમે એની પાછળ પૈસા ખરચ્યા, સમય ખર્ચ્યો, અને અહિં લગી આવ્યા છીએ. હવે આપની છબીજ બાકી છે. તે નહિ મળે તો યોજનાનો અમલ અમો માંડી વાળીશું. અમો નિરુત્સાહ થશું. કોંગ્રેસને કરવા ધારેલો લાભ નહિ મળે, તેના જવાબદાર આપ ઠરશો." એ ગૃહસ્થ આખરે પ્રેમને વશ થયા ને છબી લેવડાવવા સ્વીકાર્યું. પછી તો છબી ક્યાં લેવડાવવી છે, ને શું ખર્ચ થશે વગેરે માહિતી મેળવવા માગી. મને બીજે પ્રભાતે સવારના સાત વાગ્યે ગવર્નમેન્ટ પ્રેસ ઉપર આવવા કહ્યું. જો કે તે વેળા પ્રેસનું સ્થાન પણ જોયું ન હોતું છતાં તેમને મેં હા કહી તેજ ઘડીએ પ્રેસ ક્યાં છે તે જઇ જોઇ આવ્યો અને એક અંગ્રેજ ફોટોગ્રાફર સાથે ગોઠવણ પણ કરી. બીજે પ્રભાતે પોણા સાતે હુ ગવર્મેન્ટ પ્રેસના દરવાજે જઇને ઊભો. સાતને ટકોરે તે ગૃહસ્થ આવ્યા. ત્યારે હું આમ તેમ આંટા મારતો હતો. તે મને ગાડીમાં બેસવા કહી પોતે પાંચ જ મિનિટમાં આવી મને કહ્યું "ચાલો, કાલબાદેવી ઉપર તમારા હોરમસજી ફોટોગ્રાફરને ત્યાં." ગાડી વાળાને મેં કોટમાં જોન્સ ફોટોગ્રાફરને ત્યાં લેવા કહ્યું. તેમણે મને પૂછ્યું 'ક્યાં લઈ જાઓ છો? કોઇ ખર્ચાળ અંગ્રેજ છબીવાળાને ત્યાં!' મેં હા કહી ને તેઓ નારાજ થયા. 'આપણે લોક અવિચારીપણે આમ કેટલાય પૈસા બરબાદ કરીએ છીએ, ઉદ્‌ગારોમાં અફસોસ બારોબાર હતો. છબીવાળાને ત્યાં જતાં છબીના પ્રકારની પસંદગી પૂછવામાં આવતાં તેમણે પૂછવામાં આવતાં તેમણે ઊંડું હુણાવિ મારી તરફ–આંગળી કરી, મેં તમને પ્રોફેસર

તરીકેના ઝભ્ભા સાથે એક છબીમાં જોયા હતા તે દેખાવ ભવ્ય લાગતો હતો. ફોટો લેવાની વેળાએ મેં નિર્દોષ ભાવે કહ્યું 'આ પિછોડી કાઢી નાંખોને'! એમણે પૂછ્યું:–કેમ એ પિછોડી ઠીક નથી લાગતી!' મેં કહ્યું:–' તેના વગર વધારે ઠીક લાગશે'' આના ઉત્તરમાં મને જે કહેવામાં આવ્યું તેજ શબ્દો મહાત્મા ગાંધીજીએ '૧૨' વર્ષે હિંદ આવીને ભગિની સમાજને સાવધાન રાખવા માટે કહ્યા, તેને તદ્દન મળતા હતા. બન્નેના કહેવાનો એકજ ધ્વની–એક જ સૂર હતો: એકે કહ્યું–"*No let me be What I am I dont want to Show myself better.*" બીજાએ લખ્યું:–"ક્યાંયે કૃત્રિમતા ન પેસી જાય એ તપાસજો, ઘણાં કાર્યોમાં કૃત્રિમતા પેસી જાય છે તે પછી ફળ કાંઇ માલ થતાં નથી." આ અંગ્રેજી શબ્દો બોલનાર ગૃહસ્થ મહાત્મા ગાંધીજીના ગુરુ ગોપાળ કૃષ્ણ ગોખલે હતા.

ફોટો લીધા પછી અમે નીચે ઊતર્યાં મેં તેઓને તકલીફમાં ઉતાર્યા બદલ તેમની માફી માગી. મને તેઓએ મારે સ્થળે પહોંચાડવા ગાડીમાં સાથે લીધો. ગાડીમાં પણ સામે નહિ પણ મને શરમાવીને પોતાને પડખે–સાથે જ બેસાડયો, પ્રેમથી પૂછીને મારી બધી વિગત જાણી. મારે વિદ્યાર્થી તરીકે કેમ વર્તવું તેની સલાહ આપી થોડા જ સચોટ શબ્દોમાં દેશની પરિસ્થિતિનું મને દર્શન કરાવ્યું. કામના ડુંગરો દેખાડ્યા દેશ પોતાનું સર્વસ્વ સમર્પણ કરે તેવાં સંખ્યાબંધ માણસોની જરૂર દર્શાવી.મારો આત્મા જગાડયો. મારા અંતરમાં જ્યોત પ્રકટાવી. મારો ભારે પુનર્જન્મ થયો. તેજ ક્ષણે મને લાગ્યું કે, આ પુરુષને ચરણે બેસીને દેશ સેવાના પાઠ પઢ્યા હોઈએ તો તે અવશ્ય સફળ નીવડે. એ ધન્ય દિવસની ક્ષણો મારા હૃદયમાં કોતરાઇ રહી છે. અને તે હંમેશ લગી રહેશે. એ શુભદિન મારું મંગળ પ્રભાત મંગળવાર તા. ૨૯મી નવેમ્બર ૧૯૦૪.

એ ટુંકસમયમાં વિશાળ ભારતની પરિસ્થિતિનું ચિત્રપટ તેમણે જે દોરેલું તેમાં "જગતના પટપર ભરતખંડ મનુષ્ય સંખ્યાના પ્રમાણમાં બીજે નંબરે આવે. પહેલે નંબરે ચીન: છતાં બીજા દેશોના મુઠીભર માણસો કરોડોની ઉપર રાજતંત્ર ચલાવે છે તે કેમ?' તે શોધવું જોઇએ. તેના સંશોધન માટે ઊંડો અભ્યાસ બારીક અવલોકન અને ચિંતન આવશ્યક છે. તે વગર બધું વૃથા છે.

ઉપર જણાવેલ દૃષ્ટિથી ભારતવર્ષમાં સ્ત્રીઓનું સ્થાન, અને તેમની સ્થિતિ તથા ઉન્નતિના ચાલી રહેલા પ્રયત્નોનો અભ્યાસ, અવલોકન, અને સંશોધન કરવાની ધારણાથી મેં મુંબઇઇલાકાની સ્ત્રી સંસ્થાઓની માહિતી એકઠી કરવા માંડી તેનો આ પ્રસંગે ઝાંખો ખ્યાલ આપું.

આપણા મુંબઈ શહેરમાં જ લગભગ સો ૧૦૦ સામાજિક સ્ત્રી સંસ્થાઓ છે. તેમાં સામાજિક કેળવણી વિષયક અને આરોગ્ય તથા સેવા સુશ્રુષાને લગતી છે. ગૂજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં મળીને ૧૦૦ જેટલી સ્ત્રી ઉન્નતિના પ્રયત્નો કરતી સંસ્થાઓ મળી આવે છે. તેની સમાલોચના કરવાનું આ સ્થાન નથી; પરંતુ સામાજિક ઉન્નતિ અર્થે નિઃસ્વાર્થ સેવા અર્થે પ્રયત્ન કરી રહેલી પારમાર્થિક મિશનરી સંસ્થાઓના પ્રમાણમાં આપણું સ્થાન મહાસરોવરના એક બિંદુ સમાન છે, એટલુંજ કહેવું બસ છે.

હિન્દનાં જંગલો, પહાડો, રેલ્વેથી દૂર દૂર એવા અગમ્ય પ્રદેશોમાં મીશનરીઓ છાવણી નાંખી ત્યજાયલાં, કંગાળ, નિરાધાર એવા લાખો મનુષ્યોની સ્ત્રી પુરૂષ બાળકોની મુંગી સેવા–કરીએ

જાહેરાતો સિવાય આજ સો. સો. વર્ષથી મિશનરીઓ કરી રહ્યા છે. તેમની સંખ્યાઅત્યારે ૬૦૦૦ ની છે. તેમાં ૪૦૦૦ એકલી સ્ત્રીઓજ છે. અને આ સંખ્યા તે તો ફક્ત પરદેશથી સેવાભાવે ઊતરી આવેલ મિશનરીઓની મદદમાં બીજા હજારો દેશી સ્ત્રી પુરૂષો છે. તેમણે જમાવેલાં સંસ્થાનોની સંખ્યા જ ૧૦૦૦ની છે. ફક્ત મુંબઈ ઇલાકામાંજ ૪૫ મિશનરી સંસ્થાનો છે. જ્યારે સંસ્થાની સંખ્યા ૨૬૪ છે. તેમાં કામ કરનારાં ફક્ત પરદેશી સ્ત્રીઓની સંખ્યા ૪૫૦ની છે. અને પુરૂષો ૨૫૦ છે. આ લોકો પોતાનો બધો સમય અને આખું જીવન પોતે ઉપાડેલા કામને સમર્પે છે. તેમની પ્રવૃત્તિના પ્રકાર અને સંસ્થાઓની સંખ્યા ફક્ત મુંબઈ ઇલાકામાંજ.

| | | |
|---|---|---|
| ૧૪ ખેતીવાડી | ૨૦ સંસ્થાનો | ૧૪ ઉદ્યોગાલય |
| ૯ સહકારી | ૧૦ સેવાશ્રમો | ૩૨ મીડલસ્કુલો |
| ૪ છાપખાનાં | ૧ અંધાશ્રમ | ૯ શિક્ષક ટ્રેનિંગ સ્કૂલ |
| ૨ ઉદ્યોગશાળા | ૪ ક્ષયરોગીગૃહ | ૫ પ્રચારક |
| ૩ કોલેજ | ૯ રક્તપીતરોગીગૃહ | ૭ કાર્યકર્તા |
| ૪૦ હાઇસ્કૂલ | ૨૭ હોસ્પીટલ | ૪ આરામગૃહો |
| | ૧૭ અનાથાશ્રમ | ૩૪ દવાખાનાં |

સેવા સંન્યાસનો માનવસેવાનો અણમોલ અધિકાર એટલા ઇશુનાજ અનુયાયિઓને થોડો છે!

૧૯૦૫માં ગોખલેજી 'હિંદ સેવક સમાજ'ની સ્થાપના પૂનામાં કરી. અને બનારસ કોંગ્રેસના પ્રમુખ ચુંટાયા.

તા. ૧૨મી જૂન ૧૯૦૫ની પ્રભાતે ફર્ગ્યુસન કોલેજ પાસેની પાંડવ ટેકરી ઉપર ભારત સેવક સમાજના પ્રથમ સભ્ય ગોખલેજીએ આજીવન દેશ સેવાની પ્રતિજ્ઞા લીધી (આ રહી તે પ્રતિજ્ઞાઓ)

૧ દેશને મારા વિચારોમાં પ્રથમ સ્થાન રહેશે, અને મારામાં જે કંઇ ઉત્તમમાં ઉત્તમ છે તે હું તેની સેવામાં નિવેદન કરીશ.

૨ દેશની સેવા મારફત હું મારો કોઇ પણ પ્રકારનો અંગત સ્વાર્થ સાધીશ નહિ.

૩ હું સર્વે હિન્દીઓને ભાઇઓ સમજીશ. અને જ્ઞાતિ ધર્મના ભેદ વિના સર્વેની ઉન્નતિ માટે કાર્ય કરીશ.

૪ મારા તથા મારા કુટુંબના ભરણ પોષણ માટે 'સમાજ' જે કાંઈ જોગવાઇ કરી શકશે તેટલામાં હું સંતોષ માનીશ. મારા પોતા માટે કમાણી કરવામાં હું મારી શક્તિનો અંશ પણ ખર્ચીશ નહિ.

૫ હું મારૂ અંગત જીવન શુદ્ધ રાખીશ.

૬ હું કોઇની પણ અંગત તકરારમાં ઉતરીશ નહિ.

૭ હું સમાજનાં ધ્યેયોને સદા દ્રષ્ટિમાં રાખીશ, તેનું હિત પૂર્ણ ઉત્સાહથી તાકતો રહીશ. અને તેનું કાર્ય ખીલવવા મારાથી બનતું સર્વ કરીશ સમાજનાં ધ્યેયોથી અસંગત એવું વર્તન હું હરગીજ કરીશ નહિ.

અને એ પ્રતિજ્ઞા દેવધર, પટવર્ધન અને દ્રવીડ એ ત્રણને દીધી.

દેવીને દેશ સેવાની દિક્ષા.

ગોખલેએ દેશ-સેવકોનું મંડળ જમાવવા ભારત સેવક સમાજ કાઢયો, પણ તેમનો આત્મા સમાજની નાની સીમામાં બંધાઈ રહી શકે એવો નહોતો. તેમને તો જ્યાં જાય ત્યાં ભારત સેવક સમાજજ હતો. અને જે લાગમાં આવે તેના ઉપર પોતાની ખુરશી નાંખવી એ તેમનો સ્વભાવ થઇ પડયો હતો. સરોજીની દેવી કદી ભારત સેવક સમાજના દફતર ઉપર સભ્ય તરીકે નોંધાયાં નથી, પણ ગોખલેજીએ એક ગંભીર પળે તેમને દેવી દિક્ષા આપી તેનું વર્ણન દેવીએ પોતે એક પ્રસંગે પોતાની કાવ્યમય વાણીમાં કર્યું છે.

ગોખલે માંદગીને બિછાને હતા. હિન્દુ અને મુસલમાનો વચ્ચે ઐકરાગ કરવાનો પ્રયત્ન લખનૌ મહાસભા વખતે ચાલી રહયો હતો. ગોખલે પોતે બિછાને પડેલા છતાં એ બાબતની ભારે ચિંતા રાખતા સરોજિની દેવીના પ્રેરક ભાષણથી હિન્દુ તેમજ મુસલમાન નેતાઓનાં હદય પીગળ્યાં અને એકતાની આશા બંધાઈ. દેવીએ પોતે આવી ગોખલે પાસે આ વાતની વધાઇ આપી. આ ખુશખબર સાંભળતાંજ ગોખલે પથારીમાંથી ઉભા થઈ ગયા. તેમના મનમાં કંઇક કહેવાનું હતું. તે ખાતર તે દેવીને લઇ ઉપર ખુલ્લી અગાશીમાં જવા માગતા હતા.

દેવી બોલ્યાં :— 'અરે! તમે દાદર કેમ કરીને ચડશો?'

ગોખલે :— "તમે આજે મારામાં નવી આશાનું જોમ રેડયું છે. હવે મને ફરીથી જીવનમાર્ગે ચડવાનો અને કામે લાગવાનો ઉત્સાહ આવ્યો છે."

આવી આશા અને ઉત્સાહની પળે ગોખલેજી અગાશી ઉપર જઇને સરોજીની દેવીને સંબોધવા લાગ્યાં દેવી કહે છે "ગોખલેજીએ મને સોનેરી શબ્દો કહ્યા" 'આવો દેવી' આજે અહીં મારી પાસે ઊભાં રહો આ ઊંચેના તારાઓ તથા આ સામેના પર્વતો આજે તમારા સાક્ષી થાઓ. એમની હાજરીમાં તમારૂં જીવનધન અને તમારૂં બુદ્ધિધન, તમારૂં કાવ્ય અને તમારૂં વકતૃત્વ, તમારા વિચારો અને તમારાં સ્વપ્નો માતૃભૂમિને ચરણે સમર્પણ કરો. ઓ કવિ! પર્વત શિખરો પરના ચત્રો ગીતો અને નીચેનાં મેદાનોમાં વેતરાં કરી રહેલાઓમાં આશાના સંદેશાઓ ફેલાવો"

સરોજીની દેવીને આ રીતે કોઈ પ્રકારની કૃત્રિમતા વિના ભારત સેવક સમાજનાં સભા કે ઠરાવ વિના દિક્ષા મળી.

ગાંધીજી ભારત સેવક સમાજના દફતરમાં સ્થાન પામી શક્યા પણ ગોખલેજીના હદયમાં તેમને પ્રેમભર્યું સ્થાન મળી ચૂક્યું હતું.

૧૯૦૭માં હિન્દ સેવક સમાજમાં જોડાવા માટે મેં ગોખલેજીને અરજ કરી હતી. અમે મિત્રોએ એક મંડળી કરી હતી. તેનું નામ 'સ્વદેશ સેવક સમાજ' આમાં અમો વ્યાખ્યાનો કરાવતા, ચર્ચાઓ કરતા, સ્વદેશીનો પ્રચાર કરતા શ્રી. ભુલાભાઇ દેસાઇ અમારા પાડોશી હતા. તેમને બોલાવતા, તે આવતા વ્યાખ્યાન આપતા, સલાહ આપતા, એક વેળા ગોખલેજી મુંબઈ આવ્યા, તેમને અમે વ્યાખ્યાન માટે આમંત્ર્યા. તેમણે તો લંબાણ પૂછપરછ કરી અને સૂચવ્યું કે, 'પેટ્રન કે લાઇફ મેમ્બર' જેવું પવિત્ર આસન વેચાણ કે ભાડુથી ન બનાવાય. "દેશસેવા ફુલ શય્યા નથી." એ સંબંધી પ્રવચન કર્યું અને દેશસેવાના મહા-

મંત્રની ગૂઢ ગ્રંથીઓનો ઉકેલ કર્યો. ભગિની સમાજનું ધોરણ ઘડતાં આ હૃદય સ્પર્શી પ્રસંગો. અમલ મૂકો.

"૧૯૦૮માં ગોખલેજીને હું પૂનાં મુકામે મળ્યો. મને સારી નોકરીની ઑફર મળેલી તે કહી પરંતુ મારૂં મન સોસાયટિ પ્રતિ ઢળેલું જણાવ્યું. તેમણે કહ્યું "તમે મારા મંત્રે પૂર્ણજ ભાવ ધરાવો છો ખરું ને?" મેં "હા" કહી. "ત્યારે હું તમને ફરમાવું છું કે તમારે સત્વર નોકરી સ્વીકારવી. જતાં આવતાં અહીં ઉતરવું, રહેવું, સંબંધ ચાલુ રાખવો સમજ્યા? પધારો."
મેં આજ્ઞા માથે ચડાવી, તેમણે ઉમેર્યું. 'હજી તમે બિન અનુભવી ભાવનામય બાળક છો. *You must Struggle* તમારે ઘડાવું જોઈએ. જગત જોવું જોઈએ. કસોટીએ ચડવું જોઈએ સમજ્યા?"

મેં વિદાય લીધી ત્રણ વર્ષ નોકરીનો ઠીક અનુભવ લીધો.

૧૯૦૯ની લાહોર કોંગ્રેસ વખતે ગોખલેજીએ (ચાલીસ વર્ષ ઉપર) ગાંધીજીની પિછાન આ પ્રમાણે કરાવી હતી.

"સત્યાગ્રહની આ લડતમાં શ્રી. ગાંધીએ અમર ભાગ ભજવ્યો છે, અને મારે કહેવું જોઈએ કે, કોઈપણ હિન્દી આ સભામાં અથવા હિન્દીઓની બીજી કોઈ સભામાં, એવો નહિં હોય જે સદા તેમનું નામ ઊંડી લાગણી અને અભિમાન સાથે ન ઉચ્ચારે (આ વખતે આખી સભા ઊભી થઈ અને તેણે શ્રી ગાંધીના નામનો ત્રણવાર ઘણાજ ઉત્સાહ પૂર્વક જયઘોષ કર્યો.) ગૃહસ્થો! શ્રી ગાંધીને હું સારી રીતે ઓળખું છું. તે હું મારું ભાગ્ય સમજું છું—મારી ખાતરી છે કે, તેમના કરતાં વિશેષ પવિત્ર ઉદાર ચરિત્ર, શૂરં મહાનુભાવ આત્માનાં આ પૃથ્વી ઉપર અગાઉ કદી પગલાં થયાં નથી. શ્રી. ગાંધી એક એવા પુરૂષ છે કે જે પોતે તપસ્વી જેવું સાદું જીવન ગાળી સત્ય નિષ્ઠ ન્યાયપરાયણ અને પ્રાણી માત્ર તરફ પ્રેમાર્દ્ર રહી પોતાના નબળા ભાઈઓ પર જાદુઈ અસર કરે છે અને તેમને નવાં ચક્ષુ અર્પે છે તેમને માટે કહી શકાય કે, તે એક મર્દ, અદ્વિતિય વીર, અનન્ય દેશભક્ત છે. તેમનામાં ભારતીય આર્ય જીવનનો પરમોત્કર્ષ પ્રતિફલિત થયો છે."

૧૯૧૦માં હું પાછો ગોખલેજીને મળ્યો. અને મને સોસાયટીમાં સ્વીકારવા પુનઃ વિનતિ કરી ઉત્તર મળ્યો "હજી વાર છે"

૧૯૧૦માં 'અબલાહિત—દર્પણ' નામના એક બહેનના લખેલા ઇનામી નિબંધની પુસ્તિકા ગોખલેજીને અર્પણ થઈ. તેમાં ઉલ્લેખ આ હતો ".ગોખલેજીના આદર્શરૂપ હિન્દના બાળકોને અનુકરણ કરવા લાયક દેશસેવામાં આત્મ સમર્પણની યત્ કિંચિત યાદીમાં અર્પણ કરી આનંદ પામુ છુ" ગોખલેજીના આદેશ મુજબ દેશસેવાના ક્ષેત્રના વિશાળ મહાસાગરમાંથી મારો કાર્ય વિભાગ મારી શક્તિ, મતિ, વૃત્તિ અનુસાર શોધી કાઢવા હું મથતો હતો. મારા ચિંતનમાં મને મરહૂમ મલબારી, દયારામભાઈ ગીદુમલજી, મણિશંકર ભટ્ટ, રણજીતરામ અને ભોગીન્દ્રરાવ ઉપકારક નીવડેલા.

૧૯૧૨માં ગોખલેજી દક્ષિણ આફ્રિકા ગયા. ગાંધીજી તેમના મંત્રીનું કામ બજાવતા. ત્યાંના ગોરા અમલદારોને, વ્યાપારીઓને, પ્રજાજનોને, ગોખલેજીનાં સૌજન્યે, શક્તિએ, ચરિત્રે પવિત્રતાએ સૌને મહાત કીધા, ત્યાંના હિન્દીઓને થતો-અન્યાય દૂર કરવાનું વચન મેળવ્યું. વચન ન પાળતાં ગાંધીજીએ યત્ન આદર્યો, જંગમાં જીત મેળવી.

દૈવી સંકેત—એક અપૂર્વ પ્રસંગ:- આફ્રિકાના ગોખલે ગાંધી સહચાર સમયે શાંતક્ષણોમાં ભારતભૂમિની સેવાની મંત્રણાનેજ. અગ્રસ્થાન હતું. ગોખલેજી પોતે માનતા ને કહેતા કે, 'ગાંધીજી' જેવી પ્રતિભાશાળી વ્યક્તિની અસાધારણ શક્તિ થોડા હજાર આફ્રિકામાં વસતા હિન્દીઓ માટે ખરચાય તેના કરતાં હિન્દની સેવામાંજ એ સમર્પિત થાય એ ઇષ્ટ હતું.

એ પ્રકારનો દૈવી સંકેત હશે કે-ગોખલેજી ગાંધીજીને હિન્દ બોલાવી બધું ભળાવીને વિદેહ થાય!

૧૯૧૩ની ૧લી મેને દિવસે મારો સાત વર્ષની—ધીરજ ધરવાનો કસોટીક્રમ પૂરો થયો. મારો હિન્દ સેવક સમાજમાં કેટલીક મુસીબતો ઓળંગી થયા બાદ "એસોશીએટ" તરીકે સ્વીકાર થયો. આ તપશ્ચર્યાના સમય દરમિયાન મેં પ્રવાસ કર્યો. સંસ્થાઓનું અવલોકન કર્યું ને હિન્દ સેવક સમાજના ધોરણ ઉપર અમરેલી વગેરે સ્થળે કામ શરૂ કર્યું.

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૫ ને દિને જાગ્રત સેવક ગોખલેજી સમાજના સભ્યોને નિષ્કામ સેવાની ગંભીર પ્રતિજ્ઞાનું પાલન કરવાની યાદ આપતાં દેવલોક ગયા શાશ્વત નિદ્રામાં લીન થયા. સેવા ધર્મનો સાક્ષાત્કાર કરાવનાર અલૌકિક શસ્ત્રધારી સન્યાસીને આપણાં હજારો વંદન !!!

૧૯૧૪-૧૫ ગાંધીજી દક્ષણ આફ્રિકાથી મુંબઇ આવી પૂના ગોખલેજીના હિન્દ સેવક સમાજમાં અડવાડીયુ ગાળી પ્રવાસે નીકળ્યો, અમદાવાદથી તેમણે સત્યાગ્રહની યોજના વિચારી અને પ્રસિદ્ધ કરી.

સેવકે તેમને લખીને પૂછાવ્યુ કે.—આપના યોજવા ધારેલા સત્યાગ્રહાશ્રમમાં સ્ત્રીઓને સ્થાન ખરૂં કે? તેમનો તરતજ ઉત્તર આવ્યો કે, 'મારી એવી એકે યોજના ન હોય કે જેમાં સ્ત્રી ને સ્થાન ન હોય.'

અને ૧૯૧૬ અમદાવાદ કોચરબમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના થઈ ચુકી હતી. સેવકે ત્યાં જઈ માગણી કરી કે, 'આપ ભગિની સમાજ માટે ગોખલેજીનો જીવન સંદેશ લખી આપો. ભગિની સમાજ નામની સંસ્થાની સ્થાપના ગોખલેજીના સ્મારક ચિન્હ તરીકે તેમની પ્રથમ પુણ્ય તિથિને દિને એટલે તા. ૧૯મી ફેબ્રુઆરી ૧૯૧૬ના દિને કરવાની છે.'.........'

તેમણે અવકાશ લઈ વિચાર કરી તેજ દિવસ લેખ લખી કાઢયો. અને બીજી પ્રભાતે મને આપ્યો, મેં તે વાંચ્યો. જે-સંદેશો ભારતનાં ભગિની સમાજ સારૂ મને જોઇતો હતો તે તેમાં ન હતો. મેં કહયું—'આપુ ' આતો મને ન જોઇએ. ફરીથી ને સ્પષ્ટતા પૂર્વક ગોખલેજી જે જીવન જીવ્યા તે ભારત વર્ષની બ્હેનો બરાબર સમજી શકે, ઝીલી શકે એવી શૈલિમાં લખી આપો.

બાપુતો સામુંજ જોઇ રહ્યા! ધીમેથી હસીને કહ્યું:- "એમ? ઠીક ત્યારે......પણ મારે તો હમણાં તો જરૂરી બીજું કામ છે. પાછું પ્રવાસે નીકળવાનું છે. પ્રવાસમાં હું તમારે સારૂ ગોખલેનો વારસોને લખી કાઢીશ ને કાશીથી તમને વખતસર મળી જાય તે પ્રમાણે મોક્લાવીશ, બસ?" મેં. સંતોષ પ્રદર્શીત કરી નમન કરી વિદાય લીધી.

કાશી ક્ષેત્રથી મહાત્મા ગાંધીજીએ મહાત્મા–ગોખલેનો વારસો લખીને ભગિની સમાજ સારૂ મોકલાવ્યો એ ગોખલેજીની પ્રથમ પુણ્ય તિથિ તા. ૧૯મી ફેબ્રુઆરીએ ભગિની સમાજ પત્રિકા માળાના અંક તરીકે પ્રસિદ્ધ છે જે સર્વદા ચિરસ્મણીય રહેશે.

પ્રથમથીજ મહાત્મા ગાંધીજીએ આશીર્વાદ આપતાં ભગિની સમાજને સેવાધર્મના પવિત્ર પથે વિચરતાં નિરંતર, સાવધાન રહેવા સુચવ્યું છે.

ભગિની સમાજની સ્થાપના થઇ તેના કાર્યથી–વાકેફ થઈ ગાંધીજીએ આશીર્વાદ આપતાં લખ્યું કે, " તમારો પ્રવાસ ભારે છે. મનોરથ પણ તેવોજ છે. ફતેહમંદ થાઓ એ ઇચ્છું છું. સાથે એ પણ માગું છું કે ક્યાંયે કૃત્રિમતા ન પેસી જાય એ તપાસજો. અત્યારે ઘણાં કાર્યોમાં કૃત્રિમતા પેસી જાય છે. ને પછી ફળ કંઇ પ્રાપ્ત થતાં નથી. પોતાના કાર્ય વિષે તલ્લિન થઇ શકે એવા મનુષ્યોની હિન્દને ભારે જરૂર છે. એક નિષ્કામી કામ કરનારને બીજી જે વિભુતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઇશ્વરી વચન છે.ને મહાત્મા ગોખલેજીનું જીવન તેનો મહાન પુરાવો છે."

અને ૧૯૧૭ના વર્ષની શરૂઆતમાંજ પ્રસગવશાત્ ગાંધીજીને મુંબઈ મણિ–ભુવનમાં રહેવું થયુ, ત્યારે તેમને અવાર નવાર મળવુ થતું, તેમણે તો એક ભારે જવાબદારી વાળો પ્રશ્ન હાથ ધરવાને ભગિની સમાજને સુચવ્યું. ભગિની સમાજ હજી તો બાર માસનું બાળક! એટલે ગંભીર પ્રશ્નના વિચારને ઉકેલ એ કેટલુ કઠણ કામ? છતાં તેઓશ્રીના આગ્રહને વશ થઇ તેમની ઓથે હિમ્મત ધરી. પ્રશ્ન હતો ફીજી બેટમાં હિન્દી ગિરમિટિયા બ્હેનો પર થતા અત્યાચાર અટકાવવાના પ્રયત્નનો, ભગિની સમાજદ્વારા ચળવળ ઉપાડી શહેરની સ્ત્રી જનતાને જાગૃત કરી સરકારને કાને આ વાત લઇ જઇ તેનો ઉકેલ લાવવાનો હતો. તા. ૧૧–૨–૧૭ના દિને સમાજની સભા ભરી ૪૦—૫૦ બ્હેનો હાજર હતા બ્હેન જાઈજી પિટિટ, લેડી લક્ષ્મી બાઈ, લેડી મહેતા, શ્રી સુરજ બ્હેન મણીલાલ વગેરે એ કામ ઉપાડ્યું.

ગાંધીજીએ ફીજીમાં હિન્દી બ્હેનોની દુર્દશાનું ચિત્રપટ રજુ કર્યું. હાજર રહેલા બ્હેનોનાં હૃદય વલોવાયા—ગાંધીજીએ સુચવ્યુ કે, " તમારી બ્હેનોના શિયળ સાચવવા હરેક પ્રયત્ન કરવાનો તમારો ધર્મ છે." સૌએ ત્યાંને ત્યાંજ મસલત કરી તરતજ શહેરની આગેવાન બ્હેનોની એક સભા તા. ૧૫–૨–૧૭ ના દિને સર્વન્ટસ ઑફ ઇન્ડીયા સોસાયટીમાં બોલવી શહેરની સ્ત્રીઓની કમિટિ નીમાઈ. વર્તમાન પત્રોએ ચળવળને પુષ્ટિ આપી. જાહેર સભાઓ દ્વારા. ઉહાપોહ થયો. અને ઠરાવવામાં આવ્યુ કે, બ્હેન જાઇજી પિટિટની આગેવાની હેઠળ સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન ના. વાયસરોય પાસે મોકલી દાદ માગવી. ડેપ્યુટેશને વાયસરોયને મળીને પુરેપુરી સંતોષ કારક દાદ. મેળવી. સ્ત્રીઓના ઇતિહાસમાં આ એક નોંધવા લાયક હકિકત છે.

ગોધરામા ગુજરાત સામાજિક તેમજ રાજકીય પરીષદો એકી સાથે ૧૯૧૭માં યોજાઇ. આપ્રસંગે ભગિની સમાજનાં મુખ્ય કાર્યકર્તા ગાંધીજીના વિશેષ પરિચયમાં આવ્યાં. અને ભગિની સમાજના બીજા વાર્ષિક સંમેલનનું પ્રમુખસ્થાન ગાંધીજી ઉપર લાદવામાં આવ્યું. જેનો સ્વીકાર તેમને કરવોજ પડયો.

૧૯૧૮ ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે ભગિની સમાજનું બીજું વાર્ષિક સંમેલન અને ગોખલેજીની પુણ્યતિથિ ઉજવાઇ, તે પ્રસંગે ગાંધીજીએ પધારવા સ્વીકારેલું પરંતુ બીજાં અગત્યનાં રોકાણોને અંગે જાતે હાજર ન રહી શક્યા પરંતુ પોતાનું તે પ્રસંગ સારૂ ખાસ તૈયાર કરેલું ભાષણ વખતસર મોકલાવી, આપ્યું હતું. જેમાં સૂચન હતું કે. 'જેમ બીજાની તપશ્ચર્યા વડે આપણને વિમાન નથી મળી શકતું તેમ પુરૂષો થકી સ્રી જાતીની ઉન્નતિ નહિ થાય. હરકોઇ વ્યક્તિ કે જાતિ આપ બળથીજ ઉન્નતિ મેળવી શકે છે. હું એવો અવસર જોવા ઇચ્છું છું કે આપ બ્હેનોમાંથી કોઈ કરસનદાસ ભાઈની જગ્યા રોકીલે.

"જ્યારે આ સમાજ પોતાના અધિકારી વર્ગને સ્રી મંડળમાંથીજ ચૂંટી લઇ પોતાનું કાર્ય, આજે દીપે છે તેના કરતાં વિશેષ દીપાવી સેરી ત્યારેજ તેનું સ્વરૂપ બહાર પડશે, હું માનું છું કે જો ભગિની સમાજનાં બ્હેનો પ્રજાના ૮૫ ટકાના જીવનનો સારો અભ્યાસ કરશે તો સમાજની કાર્ય—રેખા બહુ સુંદર રીતે ઘડી શકશે. સમાજ કરવા ધારેતો સુંદર ફળદાયિ ઘણી પ્રવૃત્તિ છે. ક્ષેત્ર એટલુ વિસ્તીર્ણ છે કે જો સજાગ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કંઇજ નહિ ગણાય.

મને તો લાગે છે કે......આપણાં કાર્ય વડે જેટલો પ્રભાવ આપણે લોકોપર નાખી શકીશું તેટલો કદી આપણા ભાષણ કે લેખોથી નહિ નાખી શકાય. આ સમાજ મુગાં કાર્યને પ્રધાનપદ આપો એવી સમાજ પ્રત્યે મારી પ્રાર્થના છે."

સને ૧૯૧૯ ભગિની સમાજ એટલે ગાંધીજીએ લખી આપેલો ગોખલેજીનો વારસો. આ સંસ્થાએ તેના જન્મથીજ ગોખલે સંવત્સરી તેમજ ગાંધી જયંતિ ઉજવવાની પ્રણાલિકા પાડી છે. આ વેળા ગાંધીજીનો ૫૧ મો જન્મોત્સવ હતો. આ પ્રસંગ તેમના સુવર્ણ મહોત્સવનો હતો. આ પ્રસંગને ચીરસ્મરણીય બનાવવાનો ભગિની સમાજનો નિરધાર હતો.

ગોખલે સ્મારક સંસ્થા ભગિની સમાજ, હિન્દ સેવક ગોખલેજીના જીવનને અનુરૂપ સ્વરૂપ ધારણ કરે એવો તેનો અભિલાષ હતો. હિન્દ સેવક સમાજના ધોરણપર—ભારત ભગિની સમાજ રચવાનાં સ્વપ્નાં સેવાતાં હતાં, એમાં મહાત્મા ગાંધીજી જેવા પવિત્ર પુરૂષનો હાથ અને સાથ હોયતોજ એ ભવ્ય આશા ફળે એવા સમાજના સંચાલકોની પ્રતિતિ હતી.

ગાંધીજી સુવર્ણ મહોત્સવનો ભવ્ય સમારંભ ભગિની સમાજે રચ્યો. આ પ્રસંગે તેમને સમાજદ્વારા એક થેલીઅર્પણ કરવાની યોજના કરી, અપીલ કરી થોડાજ દિવસમાં રૂ. ૨૪૦૦૦) એકઠા કર્યા.

તા. ૨૭ ઑકટોબર ૧૯૧૯ ના દિને ગાંધીજીના સુવર્ણ દિનોત્સવ નિમિત્તે તેમને થેલી અર્પણ થઇ. પ્રભાવશીલ હૃદય દ્રાવક ભાષણો થયાં. ગાંધીજીને થેલી અર્પણ કરવાનો હિન્દુસ્તાનમાં આવ્યા બાદ આ પહેલોજ પ્રસંગ હતો! ગાંધીજીએ પર્સ સ્વીકારી. અને ગદ્ગદ્ કંઠે બોલતાં કહ્યું :" ક્યા શબ્દોમાં ઉપકાર માનું ! આ ભેટ મારા પર ઘણીજ જવાબદારી નાખે છે. મારા જીવનમાં જે સારૂં લાગે તે લેવું. અગર જો રૂપિયાથી ઉન્નતિ શક્ય નથી. દરેક વસ્તુ પોતાને સ્થાનેજ શોભે. સત્યયુગ આણવાનો મારો અખ્તરો છે. સ્રી ઉન્નતિ સ્રી કેળવણીથી થશે. કેળવણી ચિચળનું ગ્રહણ કરશે. તે કેળવણી આપવા ચારિત્ર્યની જરૂર છે. એમાં પૈસાનીએ બલકુલ જરૂર નથી. મારા પર એવો પ્રેમ બતાવો કે ફરી પાછો સત્યયુગ આવે. સ્વાશ્રયી થવા

માટે વીરનરો અને વીરાંગનાઓ જોઈએ, તે હોય તો આપણે સ્વતંત્ર જ છીએ આપનો પ્રેમ અગાધ છે. આ દ્રવ્ય અખૂટ છે. સાચા હૃદયનું દાન જરૂર ફળશે જ"

સને ૧૯૨૦—કાઠિઆવાડમાં ૧૯૧૯ના દુકાળબાદ અમરેલીમાં ઉદ્યોગ અને રેંટીયા પ્રદર્શન ભર્યું, સેવાભાવીઓનું સંમેલન ભર્યું. પરિણામે મેં ત્યાં કામનો આરંભ કર્યો. નવા પ્રદેશમાં ને નવા કાર્યમાં અવનવા અનુભવ થવા લાગ્યા હું અકળાતી.. ...મહાત્માજીએ તો સત્યાગ્રહનો ટંકાર સંભળાવ્યો. સારોય દેશ હલી ગયો! જેમ જાણે જાદુ ન કર્યું હોય?

હું તો લાંબા પત્રો લખી તેમને પજવતી. તેઓ થાકી જતા ન હતા. જવાબ દીધે જ જતા. મેં પુછેલું—"આટલી તેત્રીસ કરોડની પ્રજાને તમે હલાવી કેમ? કાંઈ જાદુ તો નથી કર્યું?"

તેમનો ઉત્તર આ હતો.—"એ જાદુ નથી પણ મારામાં રહેલું સત્ય તરી નીકળે છે હું મરીશ ત્યારે કહે—સત્ય મરવાનું છે? મારે વિશેની શ્રદ્ધાને તમે મારામાં રહેલા ગુણો ઉપર ઉતારજો. તે જ ગુણો જ્યાં મૂર્તિમંત થશે ત્યાં ત્યાં તેટલી જ શક્તિ તમે ભાળશો. એ વિશે મને શંકા નથી"

મને તો ખાદીના પવિત્ર કાર્યમાં પણ લોકો અપવિત્ર, અપ્રમાણિક, જુઠા, દંભી, બોલે એક બતાવે બીજું કરે ત્રીજું એવા અનુભવ થએલા તે મહાત્માજીને સ્પષ્ટ જણાવેલ. મેં માનેલું કે ચેતામણી એટલે ખાદીધારી તો ઉજળી ખાદી જેવા ચોકખા જ હોવા જોઈએ. પણ વાસ્તવમાં તેમ ન નિહાળતા મને અત્યંત ગ્લાનિ થઈ. મહાત્માજીએ જણાવ્યું કે—કદાપી કે એવડી વાતોથી ગભરાતા નહિ એ વાતાવરણને જીતવું એ આપણું કાર્ય છે તેને આપણે વશ ન થવું. પણ તેને વશ કરવું એ કર્તવ્ય આવું જ વાતાવરણ સર્વત્ર ચાલી રહ્યું છે તેથી જ મારી સુચના છે કે એક સ્થળે નિરાંતે બેસી ચુપચાપ—આપણે કામ કરી તપશ્ચર્યા કરીએ તો જ ફળ મળે તે વિનાનું બધું જ ફાંફું છે. ભાવનાથી સભા ભરી શકાય છે. કામ કરનારા મેળવતા કષ્ટ પડે છે તેમાંથી આપણે જાણી લઈએ કે આપણે કામમાં રસ ઉત્પન્ન કરીએ

હવે આપણને કારીગર પ્રચારકોની જરૂર છે. મારી માન્યતા તો એ છે કે, જેમ બહાર પર રહેનારાએ ખલાસીનું કામ જાણી લેવું જોઈએ તેમ ભારત વર્ષમાં રહેનારાએ ખેતીનું, વણાટનું ને કાંતવાનું જાણી લેવું જોઈએ. આપણે બચપણમાં ન જાણ્યું તો હવે જાણી લઈએ ને તે ન આવડે તો શરમ ઉપજવી જોઈએ."

સને ૧૯૨૪માં ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ કરેલા તે પ્રસંગે બાળાઓની એક મોટી સંખ્યાએ કાંતવાની હરિફાઈમાં ભાગ લઈ પ્રાર્થના કરેલી. પ્રસંગ પસાર થતાં ગાંધીજીને હાથે જ તે બાળાઓને ઇનામ મળવાના હતા—ઉપદેશ મળવાનો હતો. ગાંધીજી તેમને ભાષણ તો શું આપે? સંભાષણ શરૂ કર્યું—વાર્તાલાપ આદર્યો અને દ્રષ્ટાંતો આપી...કૃત્રિમતાનો અર્થ બાળાઓને સ્પષ્ટ સમજાવ્યો ગાંધીજીએ કહ્યું—"ઘણું જ સુંદર દેખાતું પણ કૃત્રિમ એટલે બનાવટી ફુલ તમે જોયું છે? તેમાં સુવાસ હોય ખરી? કૃત્રિમ ફળમાં મિઠાશ હોય ખરી? કૃત્રિમ વચનમાં સત્ય હોય ખરું? માટે તમે કૃત્રિમનો અને ખરાનો ભેદ પારખતા શીખશો ને જે કરો તે સમજીને કરજો. ભગિની સમાજ અત્યારે પ્રસંશનીય પ્રવૃત્તિ કરી રહ્યું છે, બાલમંદીર, ભગિની મંદીર, સેવા મંદીર, ઉદ્યોગ મંદીર, જ્ઞાન મંદીર, પ્રકાશન મંદીર, વગેરે પરથી હૃદય

મંદીરના ચણતર વગર કદાચ પ્રત્યેક મંદીરનું ઈંટચુનાનું ચણતર થાય તો પણ અધુરુજ લેખાય."

પ્રત્યેક પ્રવૃત્તિને નિભાવવા, દૃઢ કરવા, સ્થાયી બનાવવા ઓછામાં ઓછી એકેક વ્યક્તિ તો એવી જોઈએજ તેની પાછળ તન્મય હોય.પ્રવૃત્તિમાં રેડી તેને પ્રાણવાન બનાવે. નહિતો કાચી ઈંટના ચણતરની જેમ કામ કાચુ રહે. એટલેજ ભગિની સેવા મંદીરનો પાયો નાંખતાં મહાત્મા ગાંધીજીએ કહયું હતું કે, ઇંટ ચુનાના ચણતર પહેલાં હૃદય મંદીરનું ચણતર આવશ્ય છે.

ભગિની સમાજની સો સો બેનોનું જુથ બની પોતાનો પ્રાણ પાથરે એવી એક એક બહેનને શોધી કાઢી તૈયાર કરી તેને લાયક પ્રવૃત્તિમાં ન પરોવી શકે? આ પ્રથા પાડી શકાય તો અનુકરણીય નીવડે એટલા સારુજ ભગિની સમાજનું સર્જન છે.

ભગિની સમાજનાં મૂળ એટલાં ઉંડા છે વર્ષોના સતત અભ્યાસ અને ચિંતનબાદ જ્યારે સ્ત્રી શકિત—સેવા, શારદા, લક્ષ્મી (તન, મન, ધન,) આ ત્રિવેણીનો સુયોગ થયો—સંગઠન થયું ત્યારેજ સમાજે સ્વરૂપ પકડયું. સમાજના પાયામાં કંઈક બહેનોએ પોતાના પ્રાણ પૂર્યા છે. ભગિની સમાજ, કેવળ સંખ્યા કે વિદ્વત્તા કે સંપત્તિની મહત્તા કરતાં ભગિની ભાવથી સમાજ સેવા કરવા; અને જે જે બહેનોને જે જે કુદરતી વૃત્તિ હોય તે બાબતમાં તેમને મદદ કરવા જન્મ્યું છે. ભારત સેવક ગોખલે જેવી ભેખધારી ભારત ભગિની નિપજાવવા જેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવા જન્મ્યું છે. ભગિની સમાજ—ગોખલે જ્ઞાનમંદીર, સેવામંદીર હૃદયમંદીર, બની રહે એવી ભગિની સમાજ પ્રવર્તકોની પ્રાર્થના છે.

સમયાનુસાર નવસર્જન આવશ્યક છે. અનિવાર્ય છે. પરંતુ પુનઃ રચના કરતાં પણ પાયામાં પૂરાયેલા પ્રાણરૂપી સિધ્ધાંત નિરંતર અખંડિત રહે એ જોતાં રહેવાની ચોક્કસ નવસર્જકોની ફરજ છે. સિધ્ધાંત સારુજ સંસ્થા જન્મે છે. ને જીવે છે. ગોખલેજી સિદ્ધાંત વાદી હતા. ભગિની સમાજ 'તેનું' સ્મારક છે—તેનો વારસો છે.

એટલેજ દુનિયામાં એક મનાતા માનવોમાંના એક મહાત્મા ગાંધીજી જે વિભૂતિને પોતાના ગજ્યાદારી કાર્યકર્તા વિગેના આદર્શનો સંપૂર્ણ નમૂનો, પોતાનુ હૃદયમંદીર સર કરનાર પોતાના મુરશીદ તરીકે સ્વીકારે છે તે ભારત સેવક ગોપાળ કૃષ્ણ ગોખલેજીને ભગિની ભાવે શ્રધ્ધાંજલિ અર્પવી એ આપણી સૌની ફરજ છે.

ઈ. સ. ૧૯૨૯—ભગિની સેવા મદીરનું ખાતમુહુર્ત મહાત્માજીને શુભ હસ્તે થયું ત્યારે તેઓશ્રીએ પ્રસ્તાવ કરતાં કહેલું કે —મુંબઇમાં હું જ્યારે જાઉં ત્યારે મુંબઇનાં ભાઇબહેનો મને છોડેજ નહિ. મણિભુવનમાં ભાઈબહેનોની મિજલસ જામેલીજ હોય, પણ આ વખતે સાતમી તારીખે (૭-૯-૨૯) ભોપાળ જતા મુંબઇમા ચાર ક્રિયાઓ ગોઠવવામા આવી હતી. તેમા બે વીલાપારલામા ને બે મુંબઈમાં આમા પહેલી ક્રિયા સ્ત્રી સેવા અર્થે એક આશ્રમ ભગિની સેવામંદીરનું ખાતમુહૂર્ત કરવાની હતી. આના પ્રણેતા ભાઇ કરશનદાસ ચીતળીયા હતાં. આવા એક આશ્રમનાં સ્વપ્નાઓ રોજ સેવ્યા કરતા હતા. તેમની નજર સૂરજ બહેન અને બીજી બહેનો ઉપર હમેશાં રહી છે. દુર્ભાગ્યે સૂરજ બહેન વિધવા થયા છે. તેમને સધવા કરવાનો એક ઇલાજ એ રહ્યો કે તેમને સ્ત્રી સેવાના કામમા પુરા હોમી દેવા ને તેમનુ દુઃખ ભુલાવવું. શ્રી. રમાબાઈ રાનડે વગેરે ભવ્યવિધવા બહેનોએ આ આદર્શને જીવતો રાખ્યો છે. ભાઈ કરશનદાસની અનન્ય શ્રધ્ધા સૂરજ બહેન ઉપર છે. એ બહેન છે તો નિરક્ષર પણ તેમનું હૃદય કોમલ છે. સ્ત્રી સેવા કરવાની ધગશ તેમને હમેશા રહી છે. પણ તેમને હજુ તૈયાર થવાનું બાકી છે, એમ મારી માન્યતા છે. ભાઇ કરશનદાસનો અભિપ્રાય છે કે, "તે તૈયાર થાય કે ન થાય પણ જો એકવાર તેમને સારૂ એક નાનકડું મકાન ચણી મૂક્યું હોયતો તે બહેન કોમળ હોવાથી એમની મેળે તૈયાર થઇ જશે ને શાંતિ મેળવશે. તે આત્મ

સમર્પણ કરશે તો બીજી બ્હેનો પણ તેમાં પોતાને હોમશે." આમાં હું અધિરાઇ ને ઉતાવળ જોઉં છું. હું માનું છું કે—જ્યારે બ્હેનો તૈયાર થશે ત્યારે મકાનોતો તૈયાર થશેજ ઇંટ ચુનાનું ચણતર થાય તે પહેલાં હૃદયમંદીરનું ચણતર થવાની આવશ્યકતા છે, તે થયું તો બીજું તો પાછળ છેજ, તે ન હોયતો બીજું હોય તોએ નકામું ને ઘણી વેળા તે નિભાવતાંયે મુશ્કેલી પડે અથવા અનેક પ્રપંચ, રચવા પડે, એવાં મકાનો આજે પડયાં છે કે જેમાં કાગડા ઉડે છે. એવાં બીજાં પડયાં છે જે આશ્રમના નામને લજવે છે. ને જ્યાં પરમાર્થની નહિ પણ સ્વાર્થની નીતિની નહિ પણ અનીતિની આરાધના થાય છે.

પણ હું પ્રેમવશ આવેલો છું. ભાઇ કરશનદાસની અડગ નિષ્ઠા ઉપર હું મુગ્ધ છું. તેમના અને શ્રી જાઇજી પિટિટના પ્રયાસે દશ વર્ષ ઉપર મને ભગિની સમાજ તરફથી લગભગ રૂા. ૨૩૦૦૦ ની થેલી મળી હતી.

ત્યારેજ મારો સંકલ્પ હતો કે તેનો ઉપયોગ કેવળ સ્ત્રી સેવાર્થેજ કરીશ. અને તેના ઉપયોગ માટે મુખ્યત્વે આ બે ભાઇ બ્હેનની સલાહ શોધીશ. આ આશ્રમને સારૂ કંઇક ધન ભાઇ કરશનદાસે પેદા કર્યું. કંઇક સુરજ બ્હેને આપ્યું હતું. તેટલેથી આશ્રમ થાય નહિ એટલે ભાઇ કરશનદાસની પ્રેરણાથી મેં પેલી થેલીનો ઉપયોગ જોઇતી રકમને સારૂ કરવાનો નિશ્ચય કર્યો, આટલેથી સંતોષ ન માનતાં મકાનનું ખાત મુહૂર્ત મારે હાથે કરાવવાનો ભાઇ કરશનદાસે આગ્રહ રાખ્યો એટલે તેમના આગ્રહને વશ થઇને મેં આ ખાત મુહૂર્ત કર્યું છે. હવે જે બહેનોની ઉપર ભાઇ કરશનદાસની નજર છે તે બહેનો તેમની શ્રદ્ધાને ફળીભુત કરે એવી મારી પ્રાર્થના અને આશા છે. આશ્રમનું ટ્રસ્ટ અને બંધારણ થવાનાં છે એટલે વ્યવહાર બુદ્ધિ જેટલું સુચવે તેટલી સાવચેતીઓ તેના ઉદ્દેશને સુરક્ષિત રાખવાને લેવામાં આવે છે ને આવશેજ બાકી સ્ત્રી સેવા તો સ્ત્રી સેવિકાઓ ઉત્પન્ન થવાથીજ થવાની છે.

સ્ત્રીઓએ સાથે રહેતાં, સાથે કામ કરતાં, એક બીજાના સ્વભાવ સહન કરતાં સ્વતંત્રપણે વિચાર કરતાં તેનો હિમ્મત અડગતા પૂર્વક અમલ કરતાં અને મુશ્કેલીઓ વેઠતાં શીખવુંજ જોઇશે, સ્ત્રીમાં ત્યાગ શક્તિ પુરૂષના કરતાં ઘણી વધારે છે. પણ ભારત વર્ષની સ્ત્રી હજુ કુટુંબની સાંકડી હદથી આગળ નથી જતી તે ઉણપ મટાડવાનો આ આશ્રમનો એક ઉદ્દેશતો છેજ,"

ઇ. સ. ૧૯૩૧માં ભગિની સેવા સંઘની સ્થાપનાને અંગે મહાત્માજીએ નીચે પ્રમાણે નોંધ લેવરાવેલી.

"ભગિની સેવા સંઘ" આ નામે સંઘ સ્થાપવાનો નિશ્ચય ભાઇ કરશનદાસ ચીતળીયાએ શ્રી. સુરજ બ્હેન મણિલાલની સાથે મળીને કર્યો છે, ભાઇ કરશનદાસ ચીતળીયાના પ્રયત્ને વીલાપારલામાં ભગિની સેવામંદીર બન્યું ને ખુલ્યું હવે સંઘની સ્થાપના સારૂ તેમણે પત્રિકા બહાર પાડી છે. તે પત્રિકા આખી જેમને વાંચવી હોય તેમણે ભાઇ કરશનદાસ પાસેથી મંગાવી લેવી.

તેમાં સંઘ વિષે આ પ્રમાણે લખ્યું છે.

"જીવન પર્યંત દેશ સેવાની પ્રતિજ્ઞા પાળનાર વ્રત સ્વીકારી સેવામંદીરમાં જોડનાર બહેનોનો 'ભગિની સેવા સંઘ: અનકે વ્રતધારી બ્હેનો ઉપરાંત એક ભાઇ બ્હેનોનું મિત્રમંડળ પણ રહેશે કે જે સંઘને અમુક નિશ્ચિત સમય તેમજ સાધન પુરાં પાડી શકે,"

સેવકાની પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે.

૧ હું પ્રભુનાં સર્વ સંતાનોને સમાન ગણીશ.

૨ મારા ચિંતનમાં મારો દેશ પ્રથમ પદ ભોગવશે,
૩ મારી સર્વ શક્તિ હું દેશ ભાંડુઓની સેવામાં વાપરીશ.
૪ ન્યાત જાતના તફાવત વગર ભગિની ભાવથી હું સર્વના ઉત્કર્ષ માટે સતત્ પ્રયત્ન કરીશ.
૫ સંઘ મારે માટે જે વ્યવસ્થા કરશે તે ઉપરાંત કમાણી માટે ખાનગી હું કોઇજ વ્યવસ્થા નહિ કરૂં.
૬ હું આજીવન નિર્મળ પવિત્ર જીવન ગાળીશ. અને કોઇની સાથે ખાનગી કલહમાં નહિ ઉતરૂં.
૭ આ સંઘના ઉદ્દેશનું ઉલ્લંઘન થાય એવું વર્તન કે એવો વિચાર હું કદી નહિ કરે.

નીચે પ્રમાણે યોગ્યતા ધરાવતી બ્હેનો દાખલ થઇ શકશે.

૧૮ વર્ષ ઉપરની કોઇપણ સ્ત્રી, કુમારી, વિવાહિત કે વિધવા જીવનભર સેવાવ્રત લેવા ઇચ્છતી હોય તે આ સંઘમાં સેવિકા તરીકે દાખલ થઇ શકે. માતૃભાષાનું (ગુજરાતીનું) સારૂ જ્ઞાન તે સાથે હિન્દીનું જરૂર પુરતું જ્ઞાન સેવિકા થનારને હોવું જોઇએ, પ્રથમનું એક વર્ષ ઉમેદવારીનું ગણાય. વ્યવસ્થાપક મંડળને જરૂર લાગે તો તે મુદત લંબાવાય પણ ખરી. સેવિકાઓની આર્થિક જરૂરીયાતો પુરી પાડવાની યોગ્ય વ્યવસ્થા થશે.

દેશભરમાં હાલ સેવાભાવના સારા પ્રમાણમાં વ્યાપિ રહી છે—અને તે તકે આવા સેવા મંદીરની જરૂરીઆતો સૌ કોઇ સ્વીકારી શકશે. જે કોઇ બ્હેન આવી જાતની સેવાવ્રતધારી જીંદગી ગાળવા માટે આતુરતા ધરાવતાં હોય તેમણે દાખલ થવા માટે અગર તો બીજી રીતે કામકાજમાં સામેલ થવા માટે શ્રી. સુરજ બ્હેનને ભગિની સેવામંદીર વીલેપારલેમાં મળવું અગરતો શ્રી. કરશનદાસ ચીતળીયા સાથે સર્વન્ટ ઓફ ઇન્ડીયા સોસાઇટી સેંડહર્સ્ટ-રોડ મુંબઇ નં. ૪ સરનામે પત્ર વ્યવહાર કરવો "

**(ગાંધીજીની પ્રસ્તાવના)** આ પ્રયાસમાં ભાઇ કરશનદાસને સફળતા઼ ઇચ્છું છું.

ભાઇ કરસનદાસ ચીતળીઆને ખાતાં પીતાં, જાગતાં સુતાં, બેસતાં ઉઠતાં, ભગિની સમાજ મનમાં વસી રહેલ છે. સ્ત્રી સેવામાં દેશ સેવા છે, ને ભગિની સમાજ મારફતે સ્ત્રી સેવા થઇ શકે છે એવી તેની માન્યતા છે. તેથી ભાઇ કરસનદાસ ભગિની સમાજના આત્મા થઇ રહેલ છે. અને આમ કરવામાં હિંદ સેવક સમાજમાં પોતે કરેલી પ્રતિજ્ઞા પૂરેપુરી પાળે છે, એમ તે માને છે. એક વેળા વ્યંગમાં ભાઇ દેવધરે ભાઇ કરસનદાસની આ સ્થિતિ ઉપર ટીકા કરેલી કે ભાઇ કરસનદાસનો રોગ મટાડવાનો કંઇક ઉપાય શોધવો પડશે આ ટીકા માનરૂપે હતી અને એ માન વાસ્તવિક હતું. પોતાના કાર્યને વિષે તલ્લીન થઇ શકે એવા પુરૂષોની હિંદમાં ભારે જરૂર છે. ભાઇ કરસનદાસ એવા છે એમ હું જાણું છું એટલે તેમની પ્રસ્તાવના લખવાની મને થએલી માગણીનો અસ્વીકાર મારાથી થઇ શક્યો નથી.

પ્રસ્તાવના લખવાનું મારે નસીબે આવ્યું,—એટલે ભાઇ ભોગીંદ્રરાવ દીવેટીયાનું પુસ્તક વાંચવાની ફરજ પડી. સુંદર ને સરળ ભાષામાં અને ટુંકાણમાં સ્ત્રીઓને લગતા ઘણા વિષયોને ચર્ચ્યા છે. પોતાના વિચારો આગ્રહ પણે મૂકવાને બદલે તે સૂચનારૂપે જ મૂક્યા છે. એ ભાઇ દીવેટીઆના લખાણની મને ખૂબી જણાઇ છે. સ્ત્રી વર્ગને, વળી પુરૂષ વર્ગને પણ, સામાન્ય દ્રષ્ટિએ વાંચવાના પુસ્તકમાં આગ્રહ અંતરાય પાડે છે. તેમણે દર્શાવેલા બધા સુધારાને હું પસંદ કરૂં છું એવો અર્થ આ પ્રસ્તાવના લખવાના કાર્યમાંથી કે હું જે કંઇ લખું છું. તેમાંથી કોઇ વાંચનાર નહિ ખેંચી કહાડે એવી હું ઉમેદ રાખું છું. ભાઈ દીવેટીયાએ રસીલી રીતે પોતાના વિષયો વાંચક વર્ગ પાસે મૂક્યા છે એથી તેમનો લેખ બહુ વંચાશે એવી આશા બાંધી શકાય છે.

લેખકે પોતાના સંવાદોમાં પુરૂષને પોતાની સ્ત્રીનો શિક્ષક આલેખ્યો છે. આ બહુ વાસ્તવિક લાગે છે. કન્યા કેળવણી આપણને જોઇએ છે. તે કેળવણી કયા પ્રકારની હોવી જોઇએ તે હવે શોધાશે. અત્યારે તો આપણે અખતરાઓ કરી રહ્યા છીએ. પણ સ્ત્રી કેળવણીમાં આપણે માત્ર કન્યા કેળવણીથીજ પહોંચી વળવાના નથી. હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નનો ભોગ થઈ આપણી નજરેથી અલોપ થઇ જાય છે. તેઓ ગૃહિણી બને છે! આ પાપી રિવાજ જ્યાં સુધી આપણામાંથી નહિ જાય ત્યાં સુધી પુરૂષોને સ્ત્રીશિક્ષક બનતાં શીખવુ પડશે. તેઓની આ વિષયની કેળવણીમાં આપણી ઘણી આશાઓ છુપાએલી પડી છે. આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી આપણી સહચરી આપણી અર્ધાંગના, આપણા સુખદુઃખની ભાગીયણ ન બને ત્યાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે. કોઈ પોતાની સ્ત્રીને પશુ સમાન ગણે છે. આ સ્થિતિને સારુ કેટલાક સંસ્કૃત વચનો અને તુલસીદાસનો એક પ્રસિદ્ધ દુહો બહુ જવાબદાર છે. તુલસીદાસજીએ એક જગ્યાએ લખ્યુ છે કેઃ— **ઢોર ગંવાર શુદ્ર અરુ નારી, યે સબ તાડનકે અધિકારી** તુલસીદાસજીને હું પુજુ છુ. પણ મારી પુજા આંધળી નથી. કાંતો ઉપરનો દુહો ક્ષેપક છે. અને જો તુલસીદાસનોજ હોય તો તેણે વગર વિચાર્યે પ્રચલીત રૂઢીને અનુસરી કહાડેલો હોવો જોઇએ. સંસ્કૃત વચનો વિષે તો એવો વહેમ પેસી ગએલો જોવામાં આવે છે કે સંસ્કૃતમાં લખાએલા શ્લોકો તો કેમ જાણે શાસ્ત્ર કથનજ હોય નહિ. આ વહેમ દુર કરીને આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમુળથી ઉખેડવી જોઈશે. બીજી તરફથી વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રીને ઢીંગલી દેવી ગણી તેની પુજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભુષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પુજાદોષમાંથી પણ નીકળી જવું જરુરનુ છે. છેવટે તો જેમ શંકર ને ઉમા, રામ ને સીતા, નળ ને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠિમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્‌ગારો સમજતી, તેને પોપાતી પોતાની અલૌકીક પ્રેરણા શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળાતામય શાંતિ દેતી થશે, ત્યારે જ—પણ તે પહેલાં નહિ—આપણો ઉદ્ધાર સંભવે છે. એવી દશા હાલ તુરતમાં કન્યાશાળા મારફતે પ્રાપ્ત થવાનો ઘણોજ થોડો સંભવ છે. જ્યાં લગી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સરજી હશે, ત્યાં, લગી પુરૂષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવુ પડશે. અને એ શિક્ષણ માત્ર અક્ષરનુંજ નહિ. ધીમે ધીમે રાજ્ય પ્રકરણી, સંસાર સુધારાના વિષયોમા તેઓને પ્રવેશીત કરી શકાય છે. આ કરતાં પહેલા અક્ષર જ્ઞાનની જરૂર જણાતી નથી. આવા પુરૂષે પોતાનું સ્ત્રી પ્રત્યેનું વલણ ફેરવવું પડશે.. સ્ત્રી. પુખ્ત. ન. થાય. ત્યા. લગી. શિક્ષાવસ્થામાં. રહે અને ત્યાં. લગી. પુરુષો. તેમની પ્રત્યે બ્રહ્મચર્ય પાળે તો ' આપણે જડતા (ઈનર્શીયા) રૂપી શક્તિના દાબ તળે કચરાએલા ન હોઇએ તો આપણે બાર કે પંદર વર્ષની બાળા ઉપર કદિ પ્રસવની મહા વ્યથાનો બોજો ન જ મુકીએ એ વિચાર કરતા પણ આપણને કંપારી છુટવી જોઇએ.

પરિણીત સ્ત્રીઓને સારૂ વર્ગો કાઢવામાં આવે છે તેઓને સારૂ ભાષણો થાય છે. આ બધું સરસ છે. આવી પ્રવૃત્તિ કરનાર પોતાના વખતનો ભોગ આપે છે એ આપણા જમે પાસામાં નોંધાય છે. પણ તેની સાથે ઉપર બતાવેલી પુરૂષોની ફરજ જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી આપણે બહુ સારાં પરીણામો નહિં મેળવી શકીએ એમ જણાય છે. સહેજ ઉંડો વિચાર કરતાં સહુને આ સ્વયંસિદ્ધ વાત જણાશે. તેથી ભગિની સમાજ જો પુરૂષોમાં પોતાની સ્ત્રીઓને કેળવવાની ભાવનાનો ફેલાવો કરશે તો તેની શાખ તેમો વહેલી .ર પડશે એમ ધારી શકાય છે.

# મહાત્મા ગોખલેનો વારસો.

જે કરે ભોગવે જેહુ જે હોમે દેજ દાન જે
જે તપે તપ કૌંતેય ! તે મ્હને અર્પ સર્વ તું.

કવિ નાનાલાલનો ગીતાજીનો તરજુમો

હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે
મારું જીવ્યું સફળ તવ લેખું રે
મુક્તાનંદનો નાથ વિહારી રે
ઓધા જીવન દોરી અમારી રે.

જે શબ્દો શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યા તે કેમ જાણે હિંદ દેવીએ મહાત્મા ગોખલેજીને કહ્યા ને તેમણે ઉંચકી લીધા હોય નહિં, તેવું વર્તન મરહુમ મહાત્માનું હતું. તેણે જે કર્યું, જે ભોગવ્યું, જે હોમ્યું, જે દાન દીધું, જે તપ તપ્યા તે બધું હિંદ માતાને આપ્યું હતું એ સર્વ માન્ય વાર્તા છે.

જે દશા ઓધવની મુક્તાનંદે શ્રી કૃષ્ણ પ્રત્યે ચીતરી છે તે દશા મહાત્મા ગોખલેની હિંદ પ્રત્યે હતી.

આવા જીવનનો સંદેશો શો હતો ? તેમનો વારસો શો છે ? મહાત્માજીએ એટલું પણ બાકી ન રાખ્યું. તેમના અવસાન સમયે હિંદ સેવક સમાજના જે સેવકો હાજર હતા તેમને બોલાવીને આવા શબ્દો કહ્યાઃ—"મારું જીવન વતાંત કરવામાં તમે ન રોકાશો, મારી બાવલાં ઉભાં કરવામાં તમે કાંઇ ન ગાળશો. તમે હિંદના ખરા સેવક હો તો તમે આપણા ઉદ્દેશો પાર પાડવામાં—એટલે હિંદની સેવામાં—તમારું જીવન રેડજો." આ સેવા વિષે પણ તેમના મનના ઉદ્ગારો આપણી પાસે છે. કોંગ્રેસને નીભાવવી એ છે જ, ભાષણો ભંખાણો દ્વારા જનસમાજ પ્રત્યે દેશની ખરી સ્થિતિ મૂકવી તે પણ છે જ, દરેક હિંદીને કેળવણી આપવાનો પ્રયત્ન કરવો તે પણ છે જ, આ બધું શા સારૂં ! કઇ રીતે ? એનો જવાબ આપવામાં તેનનું દષ્ટિબિંદુ નજરે આવે છે. તેમણે હિંદ સેવક સમાજનું ધોરણ રચતાં લખ્યું છે કે, સેવકોનું કર્તવ્ય હિંદનું રાજકીય જીવન ધાર્મીક બનાવવું એ છે. આમાં બધી વસ્તુનો સમાવેશ થાય છે. તેમનું જીવન ધાર્મિક હતું. જે સમયે તેમણે જે કર્યું હતું તે કેવળ ધાર્મિક વૃત્તિથી કરેલું એવી સાક્ષી મારો આત્મા પુરે છે. ત્રીસ વર્ષ પૂર્વે એ મહાત્માના ઉદ્ગારો કોઇ વેળા નાસ્તિકના જેવા ભાસતા. "જે શ્રદ્ધા રાનડેની હતી તે મને નથી; હોય તો કેવું સારું !" એમ તેમણે એક વેળા કહેલું. પણ તે વેળા પણ તેમના કાર્યમાં હું ધર્મવૃત્તિ જોઈ શકતો હતો. તેમની શંકામાં જ ધર્મવૃત્તિ હતી એમ કહેવું અઘટીત નથી. જે પુરુષ સાધુ જીવન ગાળે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે તે પુરૂષ પોતે જાણે અથવા ન જાણે તો પણ ધર્માત્મા છે. આવા પુરૂષ મહાત્મા ગોખલે હતા, એમ હું લગભગ વીશ વર્ષના તેમની સાથેના મારા અનુભવમાં જોઇ શક્યો હતો.

અને ૧૮૯૬ની સાલમાં 'નાતાલના ગીરમીટના સવાલ' બાબત ચર્ચા મેં હિંદમાં ચલાવી હતી. તે વેળા હિંદના આગેવાનોને માત્ર નામથી જ જાણતો. તે પ્રસંગે કલકત્તા, મુંબઇ, પુના અને મદ્રાસમાં વસતા આગેવાનોના પ્રસંગમાં હું પહેલો આવેલો. મ. ગોખલે રાનડેના શિષ્ય તરીકે ત્યારે ઓળખાતા હતા. હું કેવળ બીન અનુભવી જવાન હતો. અમારી પહેલી મુલાકાત જ્યારે પુનામાં થઈ ત્યારે જ અમારી વચ્ચે જે ગાંઠ બંધાઇ તે બીજા કોઈ આગેવાનને મારી વચ્ચે ન બંધાઇ. મહાત્મા ગોખલેજી વિષેમેં જે સાંભળ્યું હતું તેતો મેં પ્રત્યક્ષ અનુભવ્યું, પણ તેમના મુખારવિંદની કોમળતાયે મારા મન ઉપર જે અસર કરી તે હું હજુ ભૂલી શકયો નથી. તેમને મેં તુરત જ ધર્મમૂર્તિ તરીકે ઓળખ્યા. રાનડેજીના પણ મને તે વેળા દર્શન થયેલાં. પણ તેમના અંતરમાં હું પ્રવેશ નહોતો કરી શકયો. તેમને હું માત્ર ગોખલેજીના ગુરૂ તરીકે જાણી શકેલો. તેઓ વયે અનુભવે મારાથી બહુ મોટા હતા તેથી કે ગમે તે કારણથી હોય, પણ હું જેમ ગોખલેજીને ઓળખી શકયો તેમ રાનડેજીને ન ઓળખી શકયો.

૧૮૯૬ ના ઉપર પ્રમાણે વર્ણવેલા સમાગમ પછીથી ગોખલેજીનું રાજકીય જીવન મને આદર્શરૂપે થઈ રહેલું. ત્યારે જ મારા હૃદયમાં તેમણે મારા રાજ્યગુરૂ તરીકે નિવાસ કર્યો તેમણે સાર્વજનિક સભાનું ત્રિમાસીક લખ્યું, તેમણે ફરગ્યુશન કોલેજમાં શિક્ષણ આપી કોલેજને દીપાવી, તેમણે વેલબી કમીશનમાં જુબાની આપી પોતાની ખરી ઝવેરાત હિંદને બતાવી આપી. તેમની કુશળતાની એવી રૂડી છાપ લોર્ડ કર્ઝન ઉપર પાડેલી કે જે કોઈથી ન ડરતા તે મ. ગોખલેથી ડરતા. તેમણે વડી ધારા સભામાં મહત્ કાર્યો કરી હિંદને ઉજ્જવળ કર્યું. પબ્લીક સર્વિસ કમીશનમાં પોતાની જીંદગીને જોખમે તેમણે સેવા કરી. આ અને આવા અનેક કામો તેમણે કર્યાં તેનું વૃત્તાંત બીજાઓ મારા કરતાં બહુ વધારે સારું આપી ચૂકયા છે. વળી તેમનો સંદેશો જે મેં માન્યો છે ને ઉપર વર્ણવ્યો છે. તે આ કાર્યોમાંથી સ્પષ્ટ રીતે ઘટાવી શકાય એમ ન કહેવાય. એટલે આ લેખમાં જે મે પોતે અનુભવ્યું છે ને જે તેમના સંદેશાના પુરાવા રૂપે છે તેજ આપી લેખ પૂરો કરવા ધારું છું.

સત્યાગ્રહની લડતે તેમના મન ઉપર એવી ઉંડી છાપ પાડી કે તેમની તબીયત બીલકુલ કબુલ કરે તેમ ન હતું છતાં દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો, અને ૧૯૧૨ ની સાલમાં તેઓ દક્ષિણ આફ્રિકા પધાર્યા. ત્યાંના હિંદવાસીઓએ તેમને બાદશાહી માન આપ્યું. કેપટાઉનમાં ઉતર્યા તેને બીજે જ દિવસે ત્યાંના ટાઉન હોલમાં હતી. ત્યાંના મેયર પ્રમુખ હતા. ગોખલેજીની તબીયત મેળાવડાઓમાં ભાગ લેવાને ભાષણો કરવા જેવી જરાએ ન હતી, પણ તેમને સારું જે અસંખ્યને મહેનત આપનારી ગોઠવણો થઈ ચૂકી હતી તે બધી તેમણે કાયમ રહેવા દીધી. તે નિશ્ચયને આધીન થઇ પેલી ટાઉનહોલની સભામાં હાજર થયા. પહેલે જ અનુભવે તેમણે કેપટાઉનના ગોરાના હરણ કરી લીધાં. બધાના મનમાં એવી છાપ પડી કે આ કોઇ પવિત્ર આત્મા દક્ષિણ ...માં આવેલા છે મી. મેરીમેન જે દક્ષિણ આફ્રિકામાં મહાન નેતા ગણાય છે ને જે ઉદાર ચરિત્ર્યવાળા પુરૂષ છે તેમણે પોતાની સાથેની મુલાકાત વખતે આ શબ્દો કહેલા

"સાહેબ, આપના જેવા પુરુષો અમારી ભૂમીપર આવો છો ત્યારે અમારું વાતાવરણ પવિત્ર બને છે."

જેમ મ. ગોખલે પોતાના પ્રવાસમાં આગળ વધ્યા તેમ આ પ્રાથમિક અનુભવ વધારે દૃઢ થતો ગયો. જગો જગોએ ક્ષણભર તો ગોરાને ઘઉંવરણા વચ્ચેનો ભેદ જતો રહ્યો. દરેક જગ્યાએ કેપટાઉન જેવા મેળાવડા થયેલા. ત્યાં ગોરાને હિંદી એક પંક્તિએ બેસતા ને મ. ગોખલેને એક સરખું માન આપી પોતે માન લેતા. જોહાનીસબર્ગમાં તેમના માનમાં ખાણું આપવામાં આવ્યું હતું. ત્યાં લગભગ ત્રણસે નામાંકિત ગોરા હાજર હતા, ત્યાંના મેયર પ્રમુખપદે બીરાજ્યા હતા. જોહાનીસબર્ગના ગોરા કાઇના તેજમાં અંજાઇ જાય એવા નથી. તેઓમાં કેટલાક જેમ કરોડાધીપતિ છે તેમ માણસોને ઓળખનારા છે. તેઓ મ. ગોખલેના હાથ મેળવવાની હરિફાઇ કરતા હતા. આનું કારણ એક જ હતું. મ. ગોખલેના ભાષણમાં શ્રોતાવર્ગ તેમનો પોતાના દેશ પ્રત્યે ઉભરાઇ જતો પ્રેમ અને તેની સાથે તેમની ન્યાયદૃષ્ટિ જોઇ શક્યા. દેશને સારું તેમણે સંપૂર્ણ માન મેળવવા ઇચ્છયાં પણ પોતે બીજા દેશનું અપમાન ન ઇચ્છયું. પોતાના દેશના સર્વ હકો જાળવવાને સારું તેમની જેટલી તત્પરતા હતી તેટલી જ તેમ કરતાં બીજાના હક ન ડુબે એવી તેમની આકાંક્ષા હતી. આથી તેમના વચનમાં બધાને સ્વાભાવિક માધુર્ય લાગતું હતું.

મ. ગોખલેની માન્યતા હતી કે દક્ષિણ આફ્રિકામાં તેમનું સરસમાં સરસ ભાષણ જોહાનીસબર્ગમાં અપાયું હતું. તે ભાષણ પોણા કલાકથી ઉપરાંત ચાલ્યું હતું. છતાં શ્રોતાઓમાંના કોઇ કાયર થયેલા એવો આભાસ મારી ઉપર ન પડયો. આ ભાષણ તેમણે કેવી રીતે કર્યું? તેની તૈયારી તેમણે ૭ દહાડા અગાઉથી કરવા માંડેલી. તેને સારું જોઇતો ઇતિહાસ જાણી લીધો, જોઇતા આંકડાઓ યાદ કરી લીધા પછી પોતે આગલી રાતે જાગીને પોતાની ભાષા ગોઠવી લીધી. પરિણામ મેં જણાવ્યું તે આવ્યું. તેમણે ગોરાઓ અને પોતાના બંનેને સંતોષ્યા.

જનરલ બોથા અને જનરલ સ્મટસને જ્યારે તેઓ દ. આફ્રિકાની રાજધાની પ્રીટોરીયામાં મળ્યા ત્યારે તેને સારું તૈયાર થવામાં જે ખંત વાપરેલી તે હું મરણ સુધી ભૂલું તેમ નથી, મુલાકાતની આગલી તારીખે મો. કેલનબેકનીને મારી પુરી હાજરી લીધી. પોતે સવારના ત્રણ વાગે ઉઠયા. અમને બંનેને ઉઠાડયા. તેમને આપેલું સાહિત્ય તેમણે વાંચી લીધું હતું. હવે મારી ઉલટ તપાસ કરવી હતી ને તેમ કરી પોતે પૂરી તૈયારી કરી હતી કે નહિ એ જાણી લેવું હતું. મેં તેમને વિનયપૂર્વક કહ્યું કે "આટલી મહેનતની જરૂર નથી. અમને હાલ કંઇ નહિ મળે તો અમે લડી લઇશું પણ અમારી સગવડને સારું અમે આપનો ભોગ આપવા નથી માગતા." પણ જે પુરૂષે પોતાનો આત્મા પોતાના સર્વ કાર્યમાં રેડવાની ટેવ પાડી હતી તે મારા શબ્દો ઉપર કેમ ધ્યાન આપે? તેમની ઉલટ તપાસનું હું શું વર્ણન કરું! તેમની કાળજીનાં શાં વખાણ કરું! આવી મહેનતનું એક જ પરિણામ આવે. પ્રધાનમંડળે મ. ગોખલેને વચન આપ્યું કે સત્યાગ્રહીઓની માગણી કબુલ રાખનારો કાયદો મુલાકાત પછીની ત્યાંની પાર્લામેંટની આવતી બેઠકમાં લાવવામાં આવશે ને ગીરમીટીયાપરનો ત્રણ પૌન્ડનો કર રદ થશે.

'એ વચન નીમેલે વખતે ન પળાયું. પછી મ. ગોખલે ચુપ બેસી રહ્યા ? કદાચ નહિ. મારી ખાત્રી છે કે ૧૯૧૩ ની સાલમાં તે વચન પળાવવા ખાતર તેમણે જે પરિશ્રમ વેઠયો તેથી તેમની જીંદગીનાં કેટલાંક વર્ષ તો ઓછાં થયાં જોઇએ. આમ તેમના દાક્તરોએ માન્યું છે. એ વર્ષમાં હિંદને જગાડવામાં, પૈસા એકઠા કરવામાં તેમણે જે મહેનત કરી તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકાના સવાલે હિંદને હલાવી મૂકયું હતું. એ પ્રતાપ મ. ગોખલેના હતા. તવારીખમાં રહી જશે એવું ભાષણ મદ્રાસમાં લોર્ડ હાર્ડીંજે કર્યું તે પ્રતાપ પણ તેમના. તેમના ગાઢ પરિચયમાં રહેનારાઓ સાક્ષી પૂરે છે કે દ. આફ્રિકાના સવાલની ફીકરમાં તેઓ ખાટલાવશ થયા. તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. દક્ષિણ આફ્રિકાના લાંબા કાગળો જેવડા તાર મધરાતે આવતા ને તેજ ક્ષણે વાંચતા, જવાબો તેજ ક્ષણે ઘડતા, તેજ ક્ષણે લોર્ડ હાર્ડીંજ પર તાર જતા, ને તેજ ક્ષણે છાપાઓને આપવા યોગ્ય નોંધો તૈયાર થતી. તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સુવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવ્યો હતો. આ અનન્ય નિસ્વાર્થ ભક્તિ તો ધર્માત્મા હોય તેજ કરી શકે.'

હિંદુને મુસલમાનના સવાલમાં પણ તેમની કેવળ ધાર્મિક દૃષ્ટિ હતી. એક સમયે સાધુને વેષે હિંદુપણાનો દાવો કરનાર એક પુરુષ તેમની પાસે આવ્યો. તેની ઇચ્છા મુસલમાનને નીચા ગણાવીને હિંદને વધારવાની હતી. આ દાવમાં મ. ગોખલે ન આવ્યા ત્યારે તેમની ઉપર હિંદુપણાને સારૂં અભિમાન નથી એવો આરોપ મૂકયો. મ. ગોખલેએ ભમર ચઢાવી હૃદયભેદક સુરમાં જવાબ આપ્યો કે "જો તમે કહો છો તેમ કરવામાં હિંદુપણું હોય તો હું હિંદુ નથી. તમે મારી પાસેથી વિદાય થાઓ." સંન્યાસી સંન્યાસીને મેલી ચાલી ગયા.

મ. ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફટેનન્ટ રૅંડના ખૂન પછી પુનામાં ત્રાસ છૂટયો હતો. આ વેળા મહાત્મા ગોખલે વિલાયતમાં હતા. તેમણે પુનાના બચાવમાં ત્યાં ભાષણ કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબીત થઇ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદત બાદ દેશ આવ્યા. તેમણે અંગ્રેજી સિપાઇઓ જેની ઉપર આક્ષેપો રાખ્યા હતા તેની માફી માંગી. તે માફીથી હિંદુસ્તાનનો કેટલોક પ્રજા વર્ગ નારાજ પણ થયો; મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઇએ. બીકણતાનો આરોપ મૂકતાં પણ કોઇક અજ્ઞાન હિંદી અચકાયા નહિ. આ બધાને તેમણે એકજ જવાબ બહુ ગંભીર ને મીઠી ભાષામાં આપ્યો. "જે (દેશ સેવાનું) કાર્ય મેં કોઇના હુકમથી માથે લીધું નથી તે હું કોઇના હુકમથી છોડી પણ શકતો નથી. મારી ફરજ બજાવતાં હું પ્રજામત મારી તરફ રાખી શકું તો સારૂં જ. પણ જો તેટલો ભાગ્યશાળી ન થાઉં તો પણ સારૂં જ હશે." કરવું એ તેમણે ધર્મ માન્યો. કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થ દૃષ્ટિએ કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર સૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નિડરપણે હસમુખે ચહેરે કરવાની તેમનામાં શક્તિ હતી એમ મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા

આપણે કંઇક અવલોકન કર્યું. એ બીચને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણી ગાંઠી જ નીકળી શકશે. પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે, એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીથી જ થઇ શકે; એમ માનનારાઓમાંનો હું નથી. એમ માનતાં કાર્ય સિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ. તેટલા કાળની કશીએ જરૂર નથી એ હું ઘણે ક્ષણે અનુભવતો આવ્યો છું અવનતિનું જ્ઞાન, આજે જ, અક્ષરજ્ઞાનને સારૂ રોકાયા વિના, આપી શકીએ છીએ. હું હમણાં જ બિહારના એક જીલ્લામાંથી આવ્યો છું ત્યાં ઉંચા કુળની ઘણી બ્હેનોને મળ્યો, તેઓ બધી પરદામાં રહેનારી હતી. મારે સારૂં, બહેન જેમ ભાઇની પાસે પરદો નથી રાખતી તેમ, તેઓએ પરદો દૂર કર્યો આ બ્હેનો ભણેલી નહોતી.

તેઓને મળતાં પહેલાં તુરતજ મને એક અંગ્રેજ બાઇ મળી ગઇ હતી. એ બાઇ ઘણાં બાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિન્દુ બ્હેનોને મળવા મારે નોખી કોટડીમાં જવુ પડયું મેં તેઓને વિનોદમાં સૂચવ્યું કે ચાલો આપણે બધાં જ્યાં પુરૂષો બેઠા છે ત્યાં જઇને બેસીએ. તેઓએ હિંમતથી કહ્યું "અમે તો બહુ રાજી છીએ. પણ આપણા રીવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઇએ, અમને આ પરદો જરાયે ગમતો નથી, એ તમો તોડાવી નાખો." આમાં જેટલો કરૂણ રસ છે. તેટલું જ મારાં ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષર જ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું આ બાઇઓએ મારી મદદ માગી તે તો યોગ્ય જ હતું, પણ હું તેઓને વિષે જે તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમાં છે એમ તેઓએ કબુલ પણ કરેલું, હું એવી ઉમેદ રાખીને આવેલો છું કે આ બાઇઓનો પરદો થોડા દહાડાની અંદર જ પડી ગયેલો આપણે સાંભળીશું સાધારણ રીતે અભણ મનાય એવી બાઇઓ ચંપારણની અંદર સુંદર કામ કરી રહેલી છે જે સ્વતંત્રતા તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાન બ્હેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે, તેના સરખાજ મનવાળી છે, પુરૂષની બધી પ્રવૃત્તિ જીણતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છુટ પુરૂષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક્ક છે, અને જેમ પુરૂષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ એ કાંઇ અક્ષર જ્ઞાનના પરિણામ નહિ હોય અજ્ઞાન રૂપી અંધ કુવામાં ડુબેલા જડ પુરૂષો પણ, ન શોભી શકે, ન ભોગવી શકે તેઓ અધિકાર, કૂડી પ્રથાને લીધે, સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અધવચ જઇ અટકી પડે છે, આપણાં ઘણાં કાર્યો પૂરા શોભી નીકળતાં નથી અર્ધી મુડીથીજ વેપાર કરનારા પચ્છમ બુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

જો મારૂં કહેવું યોગ્ય હોય તો આ સમાજની ઘણી બ્હેનો, જેઓને પોતાની દશાનું ભાન નથી તેઓને ભાન કરાવવામાં રોકાશે એનો અર્થ એમ થશે કે જેટલો વખત મળે તેટલો વખત મેળવી, મુંબઇમાં અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઇ, તમને જે મળ્યું છે તે એમને આપશો, જો તમે પુરૂષ વર્ગની ધાર્મિક રાજ્ય પ્રકરણી અને સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતા થઇ ગયાં હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો.

જો તમે બાળકોને ઉછેરવા વિષે સારી માહિતી મેળવી હોય તો તે પણ આપશો. જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ અને સાદા ખોરાક, કસરત વગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધા હોય તો તે આ બહેનોને જણાવશો. આમ કરતાં તમો ચઢશો અને તેઓને ચઢાવશો.

જો કે આમ અક્ષરજ્ઞાન વિના ઘણાએ કાર્યો થઈ શકે છે. તો પણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષર કેળવણીથી બુદ્ધિ ખીલે છે, તિવ્ર થાય છે. અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. અજ્ઞાનની કીંમત મેં કોઈ દહાડો ઉંચી આંકીજ નથી. મેં તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે, પુરુષ, સ્ત્રી પાસેથી જન સમાજના સ્વાભાવિક હક્કો છીનવી લેવાનું અથવા તેઓને તે હક્કો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઈએ, એ મેં વખતો-વખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હક્કો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ, તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છે જ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. અનેક લખાણોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખૂટ ભંડાર ભર્યો છે. તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે. એ અતિશયોક્તિ નથી, પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરુષને તેમ સ્ત્રીને કેળવણી તો જોઈએ જ. જેમ પુરુષને અપાય છે તેમજ સ્ત્રીને કેળવણી આપવી જોઈએ એમ હું નથી માનતો. પ્રથમતો મેં બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી કેળવણી ઘણે અંશે ભૂલ ભરી અને હાનિકારક નિવડેલી છે. એ વર્ગને સારૂં તદ્દન ત્યાજ્ય છે. તેની ખામીઓ દૂર થાય તો પણ સ્ત્રીઓને સારૂ તે સર્વથા યોગ્ય છે એમ હું ન કબુલ કરૂં. સ્ત્રી અને પુરુષ એક દરજ્જાના છે, એકજ નથી. એ અપૂર્વ જોડી છે. તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ પુરુષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બનેનો નાશ થાય,-એ સિદ્ધાંત ઉપલી સ્થિતિમાંથી જ નીકળી આવે છે. તેથી સ્ત્રી કેળવણીની રચના ઘડનારને આ વાત નિરંતર યાદ રાખવી જોઈએ. દંપતિની બાહ્ય પ્રવૃત્તિમાં પુરુષ સર્વોપરી છે, તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષજ્ઞાન અને આવશ્યક છે. આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા બાળકોની માવજત, તેઓની કેળવણી; વગેરે વિષયોમાં સ્ત્રીને સારૂ વિશેષ જ્ઞાન ન જોઈએ. કંઈ પણ જ્ઞાન લેવાની કોઈને બંધી કરવાની અહીં કલ્પના નથી. પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયેલો ન હોય તો બંને વર્ગને પોતાનાં ક્ષેત્રોમાં પૂર્ણતા મેળવવાની તેમની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહિં એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે, મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમાં સ્ત્રી અથવા પુરુષ બેમાંથી એકને સારું અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્ય પ્રકરણી પ્રવૃત્તિને સારૂજ પુરુષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઈ શકે. સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધિ વિષે હું માનનો નથી. એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે, જેને લેવું હશે તે પુરુષોની સારૂ સ્થાપવલી શાળામાં જ લઈ શકશે. સ્ત્રીઓની શાળામાં સ્થપાયલી શાળામાં અંગ્રેજી દાખલ કરવું એ આપણી પરાધીનતા લંબાવવાનું કારણ થઈ પડશે.

## ઋણુ સ્મરણાંજલિ...

સોળ વર્ષે ભગિની સમાજનો ભાર ભગિની મંડળે લીધો.

મહાત્મા ગાંધીજીએ ભગિની સમાજના બીજા વાર્ષિક સમારંભને પ્રમુખસ્થાનેથી ૧૯૧૮ માં ઉચ્ચારેલું કે, ભગિની સમાજનું તંત્ર ભાઈ કરસનદાસ ચીતળીઆને સ્થાને, ભગિનીઓ પોતેજ સંભાળે અને શોભાવે એ દિન હું જોવા ઇચ્છું છું. ૧૯૩૨ ના ઑગસ્ટની તા. ૨૦ મીએ એ દિન ઉગ્યો જ્યારે સમાજનું તંત્ર કેવળ સ્ત્રીઓએ પોતે સંભાળી લીધું.

તે સાંજના સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટીના હોલમાં થોડાંક ભાઇબહેનો એકત્ર થયેલાં. ભાઇઓમાં માત્ર કરસનદાસ ચીતળીયા ઉપરાંત ૨ કેશવપ્રસાદ દેસાઇ હતા. બહેનોમાં ૧ જયશ્રીબેન રાયજી, ૨ હંસાબેન મહેતા, ૩ ઉર્મિલાબેન મહેતા, ૪ લીલાબેન બેંકર, ૫ જયાબેન કાનુગા, ૬ શારદાબેન દેસાઇ, ૭ સુરજબહેન મણીલાલ ઉપરાંત, ૮ ચંચળબેન ધીયા, ૯ ગુલાબબેન શાહ અને ૧૦ રસિકમણી દેસાઈ હાજર હતાં.

ભાઇ કરસનદાસ ચીતળીયાએ દરખાસ્ત તરિકે, આજથી ભગિની સમાજનું આખું તંત્ર કેવળ બહેનોજ પોતે સાંભળી લે એટલા સારુ હું સૂચવું છું કે ભગિની સમાજની કારોબારી કમિટી નીચે પ્રમાણે નીમવી: પ્રમુખ: શ્રી જયશ્રીબહેન રાયજી

મંત્રીઓ:–શ્રી લીલાવતી બેંકર ચંચળબેન ધીયા

અને કારોબાર મંડળના ૧૩ સભ્યો

બહેનોને ઉદ્દેશીને ભાઇ કરસનદાસે કહ્યું :–આજ પર્યંત આ સમાજનો બોજો તેમના પર લાદવામાં આવતો. હવે હર્ષથી એ જવાબદારી સ્વીકારી લેવા તેઓ તત્પર બન્યાં છે એ આનંદની વાત છે.

સમાજની સ્થાપનાની શરૂઆતની સ્થિતિ અને આજની સ્થિતિમાં ઘણો ફરક થયો છે. સ્ત્રીઓમાં જાગ્રતિ સાથે જવાબદારીનું ભાન થયું છે. લડતમાં અને બીજી રીતે બહેનોએ પોતાની શક્તિ અજમાવી આત્મવિશ્વાસ સંપાદન કર્યો છે. કઠણ જવાબદારીઓ શીકાવીને તે અદા કરી દેખાડી છે.

આગળ બોલતાં ગંભીરપણે તેમણે બહેનોને કહ્યું: આ તકે હું મારી દૃષ્ટિ રજુ કરું તો અસ્થાને નહિ લેખાય. ભગિની સમાજની સ્થાપનામાં બીજી સ્ત્રી સંસ્થાઓથી કંઇક જુદી દૃષ્ટિ રાખવામાં આવી છે. તે ગોખલેજીનું સ્મારક હોઈ. તેમનો વારસો છે તેમની દેશ સેવાની ધગશ, તેમની નિષ્કામ સેવાની અનોખી પ્રણાલિકા, કૃત્રિમ માર્ગે ન વિચરવાનો તેમનો દૃઢ નિશ્ચય, બધું લક્ષમાં રાખી, સમાજનું કામ ધર્મ માર્ગે અને નિર્મળ સાધનો દ્વારા કરવાનું છે.

આપણા હિંદી સમાજોમાં–સંસ્થાઓમાં એવી દુષ્ટ પ્રથા પડી ગઇ છે કે, સામાન્ય સ્થિતિની બહેનો, શક્તિશાળી અને ત્યાગ વૃત્તિની છતાં, તેમને માટે સંસ્થા દ્વારા બહાર આવવાનો અવકાશ જ મળતો નથી. એટલે શરૂઆતમાં જ સંસ્થાના ઉદ્દેશમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે:–"ભગિની ભાવે સમાજ સેવા કરવી અને બીજાને તેમ કરવા ઉત્તેજન આપી અનુકુળતા કરી આપવી." આ વસ્તુનું હાર્દ આપ સુજ્ઞ બહેનો સમજી લેશો અને સદાય નહાનાં મોટાં સૌને ખીલવાનો, વિકસવાનો અવકાશ અને અનુકૂળતા સાંપડે એવા પ્રકારનુ વાતાવરણ રચશો અને વિસ્તરશો.

ભગિની સમાજ એટલે સમાજની ભગિનીઓનો સમૂહ, તેઓ સગી બહેનની જેવું અરસપરસ વર્તન રાખે.

ભગિની સમાજના સોળ વર્ષના ઇતિહાસમાં એક પણ ઠરાવ એકપણ વખતે વધુ મતે પસાર કરવાનો પ્રસંગ ઉભો થવા પામ્યો નથી, એટલે કે દરેક વેળા દરેક બાબત સૌએ એકમત થઇ સાથે મળીને ઠરાવ કર્યો છે; કાર્ય કર્યું છે

આ ઘટના પણ નોંધ લેવા લાયક છે.

# ભગિની સમાજ માટે મકાન

"ભગિની સમાજ"ના નામથી મુંબઇ શહેર ઠીક ઠીક જાણીતું થયું છે. સ્ત્રીઓ માટે અને સ્ત્રીઓથી ચાલતી આ સ્ત્રી-સંસ્થાએ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. અનેકવિધ પ્રવૃત્તિ દ્વારા આ સંસ્થા કોમી ભેદભાવ વિના સ્ત્રી સેવા કરે છે. આ સંસ્થામાં સ્ત્રી કાર્યકરોનું એક સુંદર જૂથ બેયું થયું છે. ૧૯૧૬ માં સ્થપાયલી આ સંસ્થાએ થોડા વર્ષો ઉપર પોતાનો રજત મહોત્સવ ઉજવ્યો હતો. તે સમયે સંસ્થા માટે પોતાનું મકાન કરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. આ સંકલ્પ સિદ્ધ થયો છે, અને સંસ્થાનું નવું મકાન ખુલ્લું મુકવાની ક્રીયા ૨૦-૨-૧૯૪૮ ને રોજ થઈ ગઇ છે. તે પ્રસંગનો હેવાલ ભગિની સમાજ પત્રિકામાંથી અત્રે ઉતાર્યો છે.

સુવર્ણ દિનઃ

તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૪૮ નો દિવસ તે ભગિની સમાજને માટે સુવર્ણ દિન હતો. તે દિવસે સમાજનું પોતાનું મકાન હિંદનાં આરોગ્ય ખાતાનાં પ્રધાન શ્રીમતી રાજકુમારી અમૃતકોરને હાથે ખુલ્લું મુકાયું. સમાજનાં કાર્યકરોએ ઘણાં વર્ષોથી સેવેલા સ્વપ્નનો આખરે સાક્ષાત્કાર થયો, અને સમાજની અનેકવિધ પ્રવૃત્તિઓને વેગવાન બનાવનાર મોટું સાધન-પોતાનું મકાન-પ્રાપ્ત થયું એ ખરેખર એક ગૌરવની વસ્તુ છે.

ભગિની સમાજના આમંત્રણને માન આપી મુંબાઇનાં ઘણાંએક પ્રતિષ્ઠિત સજ્જનો અને સન્નારીઓ મકાનના ઉદ્ઘાટન પ્રસંગે હાજર રહ્યાં હતાં. સમાજનાં સભ્યોએ પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી. શરૂઆતમાં પ્રાર્થના પછી શ્રી. જયશ્રીબહેન રાયજીએ શુભેચ્છાના સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા. જેમાં મુખ્ય મુંબઇના વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર, શ્રી. વિદ્યાબહેન નીલકંઠ, શ્રી. શારદાબહેન મહેતા, લેડી લક્ષ્મીબહેન જગમોહનદાસ, પ્રિન્સેસ આનંદકુમારી ઓફ સંત અને ડૉ૦ જીવરાજ મહેતા તરફથી હતા.

સમાજનાં પ્રમુખ શ્રી. હંસાબહેને સૌને આવકાર આપતાં જણાવ્યું હતું કે "ભગિની સમાજની સ્થાપના સ્વ. ગોખલેજીની પહેલી સંવત્સરીને દિવસે એટલે ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને દિવસે કરવામાં આવી હતી. તે વખતે ભાઇ કરસનદાસ ચીતલીયાએ એને કોમી ભેદભાવથી દૂર રાખીને જ એની શરૂઆત કરી હતી. સ્વ. ગોખલેજીનો સમાજ સેવાનો આદર્શ સામે રાખીને જ ભગિની સમાજે પોતાની કાર્યપધ્ધતિ ગોઠવી છે અને દરેક કોમનાં સ્ત્રી, પુરૂષો અને બાળકોની અનેકવિધ સેવા કરવામાં જ પોતાની શક્તિ ખરચી છે. ભગિની સમાજની સ્થાપના થઇ ત્યારે એની પાસે એક ઓરડો પણ પોતાનો કહેવાય તેવો નહોતો. આજે લગભગ પોણાત્રણ લાખની કિંમતનું મકાન સમાજે ખરીદ્યું છે એ ખરેખર હર્ષની વાત છે. એ ખરીદવામાં ઘણાંએ પોતાનો ફાળો આપ્યો છે. પણ મુખ્ય ફાળો સમાજનાં જૂનાં કાર્યકર શ્રી. ચંચળબહેન ધીવાનો છે, એમણે પોતાના સ્વર્ગસ્થ પતિની યાદગીરીમાં પચાસ હજાર રૂપિયાની ઉદાર રકમ ભેટ આપી છે અને એમની ઇચ્છાનુસાર સ્વ. મગનલાલ ધીવાનું નામ મકાનને આપવામાં આવ્યું છે.

"દર વર્ષે ગોખલે જયંતી ઉજવી એ મહા પુરુષની સ્મૃતિ જીવંત રાખવા ભગિની સમાજ યત્ન કરે છે. આ વખતે સમાજના નવા મકાનનું ઉદ્ઘાટન એ જ દિવસે કરી

રંજન સમારંભ રાખવાનું નક્કી કર્યું હતું અને તે માટે તૈયારીઓ પણ થઈ હતી. પણ દુર્ભાગ્યે આપણા દેશ પર મોટી આફત આવી પડી. મહાત્માજીનું કરુણ અવસાન થયું ને દેશ દુઃખમાં ડૂબી ગયો. આને લઈ સર્વ રંજન કાર્યક્રમ બંધ રાખવામાં આવ્યો છે. પણ શ્રીમતી રાજકુમારી અમૃતકોરની મુંબઈમાં હાજરીનો લાભ લઈ માત્ર મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવાનું ઠરાવ્યું છે રાજકુમારીએ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી સમય કાઢી વિજ્ઞપ્તિ સ્વીકારી તે માટે સમાજ તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પૂજ્ય મહાત્માજીના સહવાસમાં તેઓ ઘણો વખત રહ્યાં હતાં અને સ્વ. ગોખલેજીનો પણ એમને પરિચય હતો. સમાજ તરફ એમને ઘણી મમતા છે. એટલે એમને હાથે ઉદ્‌ઘાટન થાય તે યોગ્ય જ છે."

શ્રી. કરસનદાસ ચીતલીઆએ સમાજનો શરૂઆતનો ઇતિહાસ કહી સંભળાવ્યો હતો અને પૂ. મહાત્માજી જેમને પોતાના ગુરુ લેખતા એ ગોખલેજીની યાદગીરીમાં એની સ્થાપના થઇ હોવાથી તેમજ એ કોમી ભેદભાવથી દૂર હોવાથી પ્રથમથી જ ગાંધીજીના આશીર્વાદ એને મળ્યા હતા, એમ તેમણે જણાવ્યું હતું. શ્રી ચંચળબ્હેને આટલી નાદર રકમની ભેટ આપી તે માટે તેમને શ્રી. કરસનદાસે ધન્યવાદ આપ્યો હતો.

સમાજનાં ખજાનચી શ્રી. વિદ્યાબ્હેન મુનીમે મકાન ફંડ ખાતેની ભેટની યાદી વાંચી સંભળાવી હતી. આ યાદીમાં શ્રી. ચંચળબ્હેનના ફાળા ઉપરાંત મુખ્ય રકમો શ્રી બદ્રીનાથ દાગા તરફથી હોલ માટે રૂા. વીસ હજાર, શ્રી સૌદાદેવી દાગા તરફથી શિક્ષણ સમિતિને રૂા. બાર હજાર, શ્રી. કામાણી તરફથી પુસ્તકાલય, માટે રૂા. દશ હજાર અને સ્વ. પન્નાબ્હેન ડફતરીના સ્મારક માટે તેમનાં કુટુંબીઓ તરફથી કલબ ખાતે રૂ. દસ હજાર હતી. શ્રી. વિદ્યાબ્હેને નાની મોટી ભેટો આપનાર સર્વનો સમાજ તરફથી આભાર માન્યો હતો.

શ્રીમતી રાજકુમારી અમૃતકોરે હિંદીમાં બોલતાં જણાવ્યું હતું કે "જ્યારે જ્યારે હું મુંબઈ આવતી ત્યારે મને ભગિની સમાજનાં ઘણાં કાર્યકરોનો પરિચય થતો અને એનાં કામકાજની માહિતી મળ્યા કરતી. તમે સમાજને કોમી ભેદભાવથી પર રાખી છે અને ઉંચા નીચા કે શ્રીમંત ગરીબના કોઈ ભેદ રાખ્યા નથી તે બહુ ગર્વ લેવા જેવું છે પૂજ્ય ગોખલેજીના જીવનને તમે આદર્શ રૂપે રાખ્યું છે એટલે તમારી ઉત્તરોત્તર પ્રગતિ થશે જ.

"જ્યારે હું નાની હતી ત્યારે સીમલામાં મારા પિતાજીને ત્યાં સ્વ. ગોખલેજી આવતા હતા. તેમનાં સ્વદેશ પ્રીતિ અને સેવાવૃત્તિનાં અમે સૌ પૂજક બન્યા હતાં એક વખતે મારા પિતાજીએ ગોખલેજીને પૂછ્યું હતું કે હિંદને સ્વરાજ્ય ક્યારે મળશે! ત્યારે એમણે જવાબ દીધો હતો કે "દક્ષિણ આફ્રિકામાં વસતા મોહનદાસ ગાંધી હિન્દુસ્તાન આવીને રહેશે ત્યારે" તે વખતે તો એ વાતને અમે કોઇએ મહત્વ આપ્યું નહોતું પણ એમની એ ભવિષ્યવાણી-સાચી પડી. મહાત્માજીએ આપણી વચ્ચે આવી આપણું જીવન પલટી નાખ્યું અને આપણને સ્વરાજ્ય અપાવ્યું. પણ એ સ્વરાજ્યને સફળ થયેલું જોવા તે રહ્યા નહિ. કોમી ઝેરવેરે એમનો ભોગ લીધો. એમના બલિદાનથી આપણે કોમી માનસને ત્યાગી ઐક્યને પંથે વળીએ તો જ એ બલિદાન સાર્થક થાય.

"આપણા દેશમાં અનેક પ્રકારના પ્રશ્નો છે. વિપત્તિઓનો પણ પાર નથી. એ બધામાંથી રસ્તો કાઢવા માટે ઐક્યની અને સેવા ભાવનાની જરૂર છે. ભગિની સમાજ એ બંને માટે સતત યત્ન કરે છે તે આનંદની વાત છે. તમે હરિજનોનો પ્રશ્ન પણ હાથમાં

# સ્ત્રીઓ માટે સર્વોત્તમ શક્તિવર્ધક દવા



રજી નં ૨૦૦૦

# જેમેસ્ત્રી

બ્હેનો! મકર, લોહીવા, અનિયમિત અટકાવ, અટકાવ વખતે પેટ કે પેડુમાં થતી પીડા, મુત્રમાર્ગમાં બળતરા કે કળતર, ગર્ભ ન રહેવો, ગર્ભ રહીને ચવી જવો, કસુવાવડ, સુગર્ભા અવસ્થામાં અન્ન ઉપર અભાવ, ઉલ્ટી, ઉબકા, છાતીમા દાહ, અમુઝણ, હેડકે રતવા, પ્રસવ સમયે પીડાતું, સુવાવડમાં નબળાઈ, સુવાવડની નબળાઈ, સુવારોગ, ધાવણની અછત, ઉંઘ ન આવવી, હીસ્ટીરીઆ વિગેરે માટે જેમેસ્ત્રી વાપરો. બીજી નિષ્ફળ બનાવટોથી સાવધાન રહેજો બધા દવાવાળા વેચે છે.

એજન્ટો :—કંચનલાલ વાડીલાલની કુાં૦ .. મંગળદાસ રોડ – મુંબઈ ૨

---



# રામતીર્થ બ્રાહ્મી તેલ

## સ્પેશીઅલ નં. ૧

મગજના જ્ઞાનતંતુઓ બળવાન બને છે. ગાઢ નિદ્રા આવે છે પીળા વાળ કાળા થાય છે. વાળ ખરતા અટકે છે. ટાલમાં વાળ ઉગે છે ખોડો મટે છે. યાદશક્તિ અને આંખની દૃષ્ટિ વધે છે. દરેક ઋતુમાં બ્હેનો, પુરુષો અને બાળકો માટે મહાન ફાયદો કરનાર છે. માથાનો દુઃખાવો મટે છે.

મોટી બાટલી કિંમત રૂા. ૩–૮–૦
નાની બાટલી કિંમત રૂા. ૨–૦–૦
બધે મળે છે.



## શ્રી રામતીર્થ યોગાશ્રમ

ઠે. ૪૪૮, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ–૪

(સ્વ. મહાત્મા ગોપાલકૃષ્ણ ગોખલે.)



(જેમના સ્મારકમાં તેમની પ્રથમ પુણ્ય તિથીએ તા. ૧૯ ફેબ્રુઆરી, ૧૯૧૬ દિને સ્થાપના થઈ.)

વર્ષ ૯૨
અંક ૬

# સ્ત્રીબોધ

જુન ૧૯૪૮
છુટક આઠ આના

મંત્રી:
ચંદ્રકાન્ત જી. મહેતા.

તંત્રી:
કેશવપ્રસાદ સી. દેસાઈ
જરબાનુ સેમરસટ



મીસ રથ ડ્રેપર
[ લંડન હેલ્થ સર્વિસના સફળ સંચાલક ]

# ગૃહલક્ષ્મી નું સાચું સૌંદર્ય

તેના **સ્વાસ્થ્ય** માં છે.




* પ્રદર
* ગર્ભાશયના વિકાર
* અગ્નિમાંદ્ય
* સોજા
* હરસ
* અરૂચી વગેરે

દૂર કરી

શાર્ઙ્ગધર લેબોરેટરી નો

## અશોકારિષ્ટ

સ્ત્રીઓને ગૃહસ્થાશ્રમના બોજા માટે સશક્ત બનાવે છે.

૪, ૮ અને ૧૨ ઔંસના પેકિંગમાં

## જામનગર શાર્ઙ્ગધર લેબોરેટરી લિમિટેડ

— જામનગર (સૌરાષ્ટ્ર) —

સ્ટોકીસ્ટો : —

વીરમગામ . મહેતા મેડીકલ સ્ટોર બોગડી બજાર
મહેસાણા . જે. વહનુભાઈ એન્ડ સન્સ
અમદાવાદ . એમ. નારણદાસ એન્ડ કંપની, રાયપુર ચકલા
પેટલાદ.. ... ધીરજ સ્ટોર, ચાવડી બજાર
ડાકોર .... વિનોદ સ્ટોર્સ, ટેમ્પલ રોડ
માઉન્ટઆબુ અગ્રવાલ સ્ટોર્સ, બજારમાં
મુંબઈ...... કુમાર એન્ડ કંપની ૩૪, મંગળદાસ રોડ અને બીજાઓ.




વર્ષ ૯૨] જુન ૧૯૪૮ [અંક ૬

# લગ્ન વિચ્છેદ

વીસમી સદીની શરૂઆતથી રાજકીય ચળવળો સાથે સમાજ સુધારાના પ્રયત્નો પણ થવા માંડ્યા હતા. અન્ય સુધારાઓ સાથે તેમાં બાળલગ્નનિષેધ અને છુટાછેડાના પ્રશ્નો પણ હતા. સંસાર સુધારકોના ઘણાંયે વર્ષોના પ્રયત્નો પછી લગ્નવિચ્છેદ-છુટાછેડા-નો કાયદો મુંબઈ ધારાસભામાં પ્રજાકીય સરકારના આવ્યા પછી અમલમાં આવી ગયો છે. અસમાન લગ્નો આપણા સમાજમાં ઘણાંયે થયેલાં છે, તે વાત તો સ્વીકારવી પડે છે. આવાં લગ્નોમાં સપડાયલાંઓએ સદાયે સહન કર્યા જ કરવું તે વ્યક્તિત્વ વિકાસના આ યુગમાં સ્વીકારવું મુશ્કેલ છે, પરંતુ છુટાછેડાથી આ પ્રશ્નનો છેવટનો નિકાલ આવશે તે માનવું પણ મુશ્કેલ છે. વળી છુટા છેડાના કાયદા સાથે તેનો અમલ કેવી રીતે થશે તેના ઉપર પણ તેના લાભાલાભનો આધાર રહેવા સંભવ છે.

લગ્ન વિચ્છેદનો વિચાર યુનાઈટેડ સ્ટેટસ-અમેરિકા-માં ઘણોજ આગળ વધેલો છે. ત્યાંની પરિસ્થિતિથી વાકેફ થઈને, ત્યાંના અનુભવો ધ્યાનમાં લઈને આપણે ત્યાં કાયદા ઘડાય અને તેનો અમલ થાય તો જરૂર લાભ થાય. ૧૯૪૬ ની સાલમાં અમેરિકામાં પાંચ લાખ છુટા છેડા થયા હતા. તેજ સાલમાં ગ્રેટબ્રિટનમાં પચીસ હજાર અને કેનેડામાં સાડા છ હજાર કેસમાં છુટા છેડા આપવામાં આવ્યા હતા. અમેરિકામાં છુટાછેડા લેવાનું પ્રમાણ વર્ષોવર્ષ વધતું જ જાય છે. ૧૯૪૭ના આંકડા હજી મળ્યા નથી પણ છુટાં છેડાની સંખ્યા તે સાલમાં ૭ લાખની થશે એમ લાગે છે. ગણત્રી ગણતાં એમ પરિણામ આવે છે કે દર પાંચ લગ્નમાંથી બે લગ્નમાં છુટા છેડા થાય છે. આ સ્થિતિ અમેરિકામાં પણ ઘણી ચિંતાજનક છે,

અમેરિકામાં આટલા બધા છુટાછેડા લેવાય છે શા માટે ! સામાજીક મનોવિજ્ઞાન શાસ્ત્રીઓ તેના ત્રણ કારણો બતાવે છે. (૧) યુદ્ધ સમયના અતિ ઉતાવળે થયેલાં લગ્નો છુટાછેડાના આંકડાઓથી જણાય છે કે તરતના પરણેલાંઓમાં તેનું પ્રમાણ વિશેષ છે. (૨) બીજું કારણ તેમના મત પ્રમાણે યુદ્ધ પછીની સામાજીક પરિસ્થિતિ, યુદ્ધમાં ગયેલા પતિઓ અને ઘેર એકલી રહેલી સ્ત્રીઓના સ્વભાવનો મેળ ના ખાય તે સમજી શકાય તેમ છે. વળી યુદ્ધ પછી રહેવાની જગાની તાણને લીધે માબાપ અને પરણેલું યુગલ સાથે રહેવાના બનાવો પણ ઘણાંજ બન્યાં છે. આમ સાસુ સસરા સાથે રહેનાર યુગલમાં પણ છુટા છેડા ઘણા થયા છે. (૩) ત્રીજું કારણ એ બતાવાય છે કે પ્રથમ વિશ્વયુદ્ધ પછી સામાજીક નૈતિક ધોરણો હલકાં થઈ ગયા છે અને કુટુંબ જીવન સંબંધી સામાન્ય બેદરકારી આવી છે.

માનસશાસ્ત્રીઓનો મત આમ છે પણ બીજા કેટલાએક નિષ્ણાતો એમ જણાવે છે કે લગ્ન વિચ્છેદનું પ્રમાણ વધી જવાનું કારણ તે સંબંધીના ઘણાજ અનુકૂળ કાયદાઓ છે. યુ. એસ. એ. માં ઉડતાલીસ પ્રાંતો, અને હવાઈદ્વીપમાં લગ્ન અને છુટાછેડા સંબંધી જુદા કાયદાઓ છે. તેમાંના કેટલાએક પ્રાંતો અથવા "સ્ટેટ"માં છુટાછેડા મેળવવાનુ બહુજ સહેલું છે. ત્યાંની કચેરીઓને છુટાછેડા માટેના કારખાનાનું ઉપહાસપાત્ર નામ આપવામાં આવે છે. કેટલાએક ત્યાંના સમાજશાસ્ત્રીઓ એમ ધારે છે કે જો છુટાછેડા મેળવવાનું બહુજ સહેલું ના હોય તો ઘણાંયે યુગલો જરા ધીરજ રાખી સંસાર સાથે ચાલવવાનો પ્રયત્ન કરે. પરંતુ એક સરખા કાયદાઓ દરેક સ્ટેટમાં ન હોવાથી, જેને આવેશ આવે તે, જ્યાં અનુકૂળતા હોય ત્યાં દોડી જઇને છુટાછેડા મેળવી લે છે. અત્યારે પરિસ્થિતિ એવી થઈ છે કે જો છુટા છેડા થયેલા બધા દાખલાઓ સખ્ત કાયદેસરતાથી તપાસાય તો કદાચ પંચ્યાસી ટકા છુટાછેડાના દાખલાઓ ગેરકાયદેસર ઠરે. અમેરિકાની વરિષ્ટ અદાલતે ઠરાવ્યું છે કે એક સ્ટેટ (પ્રાંત)ની કચેરી બીજા સ્ટેટના કાયદાઓની નોંધ ના પણ લે. આ ચુકાદાથી ઘણીજ ગુંચવણ ઉભી થઇ છે. કારણ કે કેટલાએક સ્ટેટમાં છુટાછેડાના કાયદાઓ ઘણી છુટ આપે છે એટલું જ નહિ પણ કાયદાનો અર્થ અને અમલ પણ છુટાછેડા સરળ બનાવી દે છે, પરિણામે આસપાસના સ્ટેટના માણસો તેનો લાભ લેવા દોડી જાય છે. કાયદો અમુક વ્યક્તિને લાગુ પડવા માટે એ સ્ટેટમાં અમુક સમયનો વસવાટ હોવો જોઇએ. આ વસવાટનો સમય પણ દરેક સ્ટેટમાં જુદો જુદો હોય છે. કેટલાએક સ્ટેટમાં—દાખલા તરીકે વ્યોમિંગમાં ફક્ત સાઠ દિવસનો વસવાટ હોય તો ત્યાંનો કાયદો લાગુ પડે છે. ફ્લોરીડામાં નેવું દિવસનો વસવાટ જોઇયે. જ્યારે બીજી તરફ મેસેચુસેટસમાં પાંચ વર્ષનો વસવાટ જોઇયે.

છુટાછેડા માટેનાં કારણો પણ દરેક સ્ટેટના કાયદામાં એક સરખા નથી. વોશીંગટનમાં તે માટે અગીયાર કારણો છે, પણ ન્યુયોર્કમાં ફક્ત એકજ કારણ "બદચાલ" જ છે: સાઉથ કેરોલીના સ્ટેટમાં છુટાછેડા માટે કાયદો નથી ન્યુ મેકસીકોમાં સરળમાં સરળ કારણ છે. સ્વભાવ મળતો ન આવે તો ત્યાં છુટાછેડા થઇ શકે છે

એક સ્ટેટમાં કાયદો સખ્ત હોય તો બીજા સ્ટેટમાં જઇને વસવાટ કરવામાં આવે છે. જે સ્ટેટમાં કાયદો નરમ હોય અને વસવાટ ઓછો હોય ત્યાં વધારે માણસો દોડી જાય એ સ્વાભાવિક છે. ઘર ભાડે રાખવું, ત્યાં કર આપવો, વગેરે રીતે વસવાટની સાબિતી થાય છે. એવા સ્ટેટમાં છુટાછેડાના કરનારાઓમાંથી સત્તાવાળાઓને, કચેરીઓને તથા વકીલોને સારી કમાણી થાય છે.

કાયદાઓ એક સરખા ન હોવાથી, કોઇપણ આદર્શ સચવાતો નથી એવી ફરીયાદ અમેરિકામાં કેટલાએક સ્થળોથી થાય છે. વળી ઉપર જણાવ્યું તેમ એક સ્ટેટ બીજા સ્ટેટના છુટાછેડાના કાયદા લક્ષમાં લેવા બંધાયેલ ન હોવાથી, સખ્ત કાયદાની દૃષ્ટિયે છુટાછેડા જેમાં અપાયલા છે તેવા દાખલામાંથી બહુ મોટા ભાગના છુટાછેડા અથવા ત્યાર પછીનાં બીજાં લગ્નો ગેરકાયદે ઠરી શકે તેમ છે. આ કાયદાની અંધાધુંધીની પરિણામે ન્યુયોર્કનો એક પતિ પોતાની પત્નીથી કંટાળીને "રેનો" નામે સરળ કાયદાના સ્થાનમાં જઇને છુટાછેડા મેળવે છે અને કનેકટીકટ સ્ટેટમાં જઇને અન્ય સ્ત્રી સાથે લગ્ન કરે છે ન્યુયોર્કનો કાયદો તો હજીયે તેની પ્રથમ પત્નીને જ કાયદેસર લગ્નથી પરણેલી સ્ત્રી ગણે છે; અને ત્યાંની કોર્ટ

એમ જાહેર કરે છે. કે બીજું લગ્ન કાયદેસર નથી. આ પતિ ન્યુજર્સીના સ્ટેટમાં જાય છે અને ન્યુયોર્કની કોર્ટનો ચુકાદો ત્યાં જણાવે છે કે તેનું બીજું લગ્ન કાયદેસર નથી. ત્યાં તે ત્રીજું લગ્ન કરે ને. આ ત્રીજું લગ્ન ન્યુયોર્ક કે કનેક્ટીકટ સ્ટેટમાં કાયદેસર નથી, આમ આગળ વધેલા અમેરીકા પ્રદેશમાં છુટાછેડાના કાયદાથી અતિશય ગુંચવણ ઉભી થઇ છે. છતાંયે તેનો ઉકેલ આણવા કોઇ તૈયાર નથી. છેક ૧૯૦૬ની સાલમાં સોપેડોર રૂઝવેલ્ટે જણાવ્યું હતું કે: "લગ્ન અને છુટાછેડાનો આખો પ્રશ્ન રાષ્ટ્રીય કોંગ્રેસને સોંપવો જોઇયે." છતાંયે હજી સુધી તેમ થયું નથી. સર્વ પ્રદેશો માટે એક સરખો છુટાછેડાનો કાયદો કરવા માટે મૂખ્ય રાષ્ટ્રીય કોંગ્રેસમાં બાવન વખત પ્રયત્ન કરવામાં આવ્યા છે પણ હજીયે તે નિષ્ફળ નિવડયા છે. પ્રાંતની સત્તા માટેનો દુરાગ્રહ, અમુક પ્રદેશના વકીલોની કમાણી ઘટી જવાનો ભય, અમુક પ્રકારના લોકોનો મત જીતવા માટેનો હેતુ, વગેરે કારણોને અનિષ્ફળતા આભારી છે. હવે અમેરિકાની ધારાશાસ્ત્રીઓની મહાસભાએ આ પ્રશ્ન ઉપાડયો છે. ગયા સપ્ટેંબર (૧૯૪૭)માં મળેલા અધિવેશનમાં તેમણે ઠરાવ કર્યો છે કે દરેક સ્ટેટની ધારાસભામાં એક સરખો છુટાછેડાનો કાયદો રજુ કરવો, તે માટેનો ખરડો તૈયાર કરવા પેટા સમિતિ પણ નીમી છે.

આપણા દેશમાં પણ અત્યાર સુધી છુટા છેડા માટે કાયદાથી પ્રબંધ નહોતો. પરંતુ આવા પ્રબંધની જરૂરીઆત હવે સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે. હિંદુ કાયદાઓને કલમવાર ગોઠવી ધારાપોથીમાં મુકવા માટે જે પગલાં લેવાયાં છે, તેમાં છુટા છેડા માટે પણ ગોઠવણ થઇ છે. કેટલાએક પ્રાંતોએ—ખાસ કરીને મુંબઇ પ્રાંતે છુટાછેડા માટે કાયદો ઘડી અમલમાં પણ મુકયો છે. વડોદરા રાજ્યમાં પણ આવો કાયદો છે. અમેરિકાનો અનુભવ ધ્યાનમાં લઇને આપણે ત્યાં પગલાં લેવાય તો ત્યાં જેવી મુંઝવણોમાંથી આપણે બચી જઇયે. જુદા જુદા પ્રાંતો અને દેશી રાજ્યોમાં એક સરખા છુટા છેડાના કાયદાઓ ઘડાય તે માટે અત્યારથીજ પ્રયત્ન થવો જોઇયે. નહિ તો અમેરિકાની માફક અહિં પણ મધ્ય પ્રાંતથી મુંબઇ અને સચીનથી વડોદરા દોડી જઇને છુટાછેડા મેળવવા પ્રયત્ન થશે. વળી મુંબઇ પ્રાંતમાં તો એક પત્નીત્વનો કાયદો પણ છે. તેવા કાયદા અન્ય પ્રાંતમાં પણ હોય. જો વડોદરાના છુટાછેડા મુંબઇમાં સ્વીકારાય નહિ, અને છુટો થયેલો પુરૂષ મુંબઇમાં લગ્ન કરે તો તે અનેક પત્ની કરવા માટે મુંબઇમાં ગુન્હેગાર ઠરે. આવી મુંઝવણોમાંથી બચવા માટે દરેક પ્રાંતમાં તથા હિંદ પ્રદેશ સાથે જોડાયલા દેશી રાજ્યોમાં લગ્ન તથા લગ્ન વિચ્છેદ સબંધી એક સરખા હોય તે ઇષ્ટ છે.

પરાપૂર્વથી ચાલતી રૂઢી પ્રમાણે પણ આપણા પ્રાંતની પ્રજાના મોટા ભાગમાં છુટા છેડાની પ્રથા છે. ભીલ કોળી, ધારાળા, કણબીની કેટલીએક જાતો, કુબળાઓ, હાળી, વગેરે કોમોમાં એક યા બીજી રીતે આ પ્રથા અસ્તિત્વમાં છે. આ સર્વને એકદમ લગ્ન વિચ્છેદના એકજ કાયદા નીચે આણવાનું મુશ્કેલ છે. પરંતુ શિક્ષણ અને સંસ્કૃતિની અસર નીચે જેમ જેમ આ કોમો આવશે તેમ તેમ એક સરખો કાયદો તેમને લાગુ પાડવાનું કામ સરળ થશે.

લગ્ન સ્થીર અને સ્થાયી હોય તેવું તો ધ્યેય સર્વ કાયદાઓનું હોવું જોઇયે. પરંતુ જ્યારે લગ્ન નિભાવી શકાય નહીંજ એવા સંજોગો હોય ત્યારે તે છુટું કરવાની યોજના

જોઈએ છુટાછેડા એક નિયમ તરીકે નહિ, પણ કેવળ અપવાદ તરીકેજ હોઈ શકે. ઉત્સાહના અતિરેકમાં આ સિદ્ધાંત ન ભૂલાય તે વિચારકોએ જોવાનું છે. એ માટે લગ્ન સંસ્થામાં સુધારા કરવાની પણ જરૂર છે, કુટુંબો પ્રજાના અણુ છે. કુટુંબોની સફળતા ઉપર સમસ્ત પ્રજાની સફળતાનો આધાર છે. કુટુંબજીવન સફળ થાય તે માટે સ્ત્રીઓના અભ્યાસક્રમમાં જેમ ગૃહવ્યવસ્થા અને માતૃત્વના શિક્ષણની જરૂર છે તેમ યુવકોના અભ્યાસ ક્રમમાં પણ પિતૃત્વ તથા ગૃહ વિજ્ઞાનની જરૂર છે. સહિષ્ણુતા અને એક બીજા માટે માન હોય તો ઘણાં લગ્નો સફળ નિવડે.

લગ્ન સબંધમાં આપણે ત્યાં યુદ્ધોત્તર પ્રશ્ન મુંઝાવે નથી એટલે ઉતાવળીયા લગ્નનાં માઠાં પરિણામથી આપણે મુક્ત છીયે પરંતુ લગન પસંદગીના હોય તો યુગલ વચ્ચે ભવિષ્યમાં સુમેળ રહેવાનો સંભવ વધુ રહે આ માટે પસંદગીનું ક્ષેત્ર વિસ્તૃત થવું જોઈયે અને તે કારણથી જ્ઞાતિભંજ લગ્ન કરવાની પ્રથા નાબુદ થવી જોઈયે જ્યાં છુટા છેડાની રજા કાયદાથીજ આવે ત્યાં લગ્ન તે ધાર્મિક બંધન હોઈ શકેજ નહિ એમાં તો કેવળ કાયદેસરપણું જોવાનું રહે, એટલે કાયદો સ્વીકારે તેજ બંધનો તેમાં રહે જ્ઞાતિ, તડ, કે પ્રદેશ જેવા કૃત્રિમ વિભાગોનો વિચાર હવે લગ્નમાં થવો જોઈયે નહિ હવે તો દરેક લગ્ન શુભજ નિવડે,—શુભ લગ્નજ થાય–તેવા પ્રયત્નો કરવા જોઈયે.

કેશવપ્રસાદ દેસાઈ.



# આપણો ખોરાક

લેખક :—શ્રી. રતુભાઇ દેસાઇ બી. એ.

હાલમાં માણસો સુધરતાં ગયાં છે અને તેમનો ખોરાક પહેલાનાં કરતાં સ્વાદિષ્ટ અને દેખાવમાં સુંદર થયો છે પણ તે વધારે પૌષ્ટિક થયો છે કે કેમ તે કહેવું શક પડતું છે. કારણું ખોરાક આપણે તેનેજ કહી શકીએ કે જે ચીજ ખાધા કે પીધા પછી પાચન ક્રિયાના અવયવોમાંથી શોષાઇ જાય અને શરીરને નુકશાન ન કરતાં પુષ્ટિ આપે.

મુખ્યત્વે કરી ખોરાક બે કામ કરે છે. પહેલું, શરીરની ગરમી કાયમ રાખે છે અને તેમાં હાલવા ચાલવાની શક્તિ આપે છે, બીજું શારીરિક અને માનસિક કામ કર્યાથી શરીરના ભાગો ઘસાય છે તે ઘસારાને પહોંચી વળવા જે પદાર્થોથી શરીરના તંતુઓ બનેલા છે તે પદાર્થો પૂરા પાડે છે.

ખોરાકને નવું નવું કામ કરવાનું રહે છે અને તેમાં સ્ત્રીનો હિસ્સો પણ ઘણો અગત્યનો છે. પોતાની અને કુટુંબની ઉત્તમ તંદુરસ્તી માટે યોગ્ય પ્રકારના ખોરાકની તેને જાણ હોવી આવશ્યક છે એ જાણ એટલે કેવો અને કયો ખોરાક ખાવો અને તે પ્રમાણે દૈનિક આહારમાં તેનો સમાવેશ કરવો તે.

નીચેના કોઠા પરથી આપણો રોજનો ખોરાક કેવો હોવો જોઇએ તે જોઇ શકાશે.

| ખોરાકમાં લેવાની ચીજ | તેનું પ્રમાણ |
|---|---|
| દૂધ | બચ્ચાંએ રોજ ૧૪ થી ૧૬ ઔંસ<br>મોટાંએ ઓછામાં ઓછું ૮ ઔંસ |
| ઈંડાં | દર અઠવાડીએ બે થી ત્રણ વખત. |
| શાકભાજી અને ફળો. | દરેક રોજ એક બે વખત તો અવશ્ય લેવાં. |
| દાળ, કઠોળ, સોયાબીન વિ. | રોજ એક વખત લેવાં. |
| અનાજ | રોજ જોઇતા પ્રમાણમાં ભરયા વગર લેવું. |
| માંખણ અને ઘી | અને એટલાં વધુ રોજ લેવાં. |
| ચરબી અને તેલ. | છૂટાં ન લેતાં રાંધવામાંજ જોઇતા પ્રમાણમાં ઉપયોગ કરવો. |
| શાકર અને મિઠાઇઓ | દૂધ, ફળ વિ. નો સમાવેશ થાય એવી મિઠાઇ થોડે થોડે દિવસે લેવી. |
| પાણી | થોડકું પાણી શકય તેટલું વધુ. |

આ જાણ્યા પછી આપણે આપણા ખોરાકની વધુ સારી કિંમત આંકતા થઇશું અને ખોરાકમાં રહેલાં તત્વો અંગે જાણવા ઉત્સુક થઇશું. જો આપણે આપણો ખોરાક તપાસીશું તો તેમાં નીચે જણાવેલાં જુદાં જુદાં તત્વો માલમ પડશે.

૧. કાર્બો-હાઈડ્રેટ :–સ્ટાર્ચ અથવા કાંજીવાળા પદાર્થો અને મિઠાશવાળા પદાર્થોનો આમાં સમાવેશ થાય છે. બાજરી, ઘઉં, જવ, ચોખા વિ. કાંજીવાળા પદાર્થો છે. અને ખાંડ, ગોળ, મધ, મીઠાં ફળ વિ. મિઠાશવાળા પદાર્થો છે જે લોકો ખોરાક બરાબર ચાવતા નથી તેમના પેટમાં આવો ખોરાક પચાવવા રસ હોતા નથી અને તેથી ખોરાક પચતો નથી નાનાં બચ્ચાંઓનાં પેટમાં તે ખોરાક પચવાને સારૂ જોઈતા પદાર્થો ઝરતા નથી તેથી આવો ખોરાક તેમને નુકશાન-કારક થઈ પડે છે.

૨. ચરબીવાળા અને તેલી પદાર્થો –કોપરેલ, મગફળીનું તેલ, ચરબી, કોડલીવર ઓઈલ, ઘી, માખણ વિ. પદાર્થોનો આમાં સમાવેશ થાય. છે. આ પદાર્થોમાં પણ કાર્બન અને હાઈડ્રોજન છે. જે દેશની હવા ઘણી ઠંડી હોય તે દેશમાં કે આપણા દેશમાં જ્યારે શિયાળામાં ટાઢ પડે છે ત્યારે તેવા પદાર્થો વધારે આપવામાં આવે છે. કારણ તેમનું મૂખ્ય કામ ગરમી ઉત્પન્ન કરવાનું છે. કાર્બોહાઈડ્રેટ પદાર્થો કરતાં પણ આ પદાર્થોની ગરમી વધારે ઉત્પન્ન થાય છે.

૩ પ્રોટીન અથવા ઔજસ પદાર્થો-માંસ, માછલા, ચોકખું દૂધ, દહી, ઈંડા, વાલ વટાણા અને નાળિયેર બદામ, મગફળી વિ: કઠણ છાલવાળાં ફળોમાં પ્રોટ્રીનવાળા પદાર્થોમાં ઓક્સિજન હાઈડ્રોજન અને નાઈટ્રોજન પદાર્થો માલમ પડે છે. તેમાં નાઈટ્રોજનનો ઘણો ભાગ હોવાથી આ પદાર્થોને નાઈટ્રોજન યુક્ત પદાર્થો પણ કહેવામાં આવે છે.

૪. ક્ષારો:—સાધારણ રીતે ક્ષાર એટલે મીઠું કે લૂણ કહેવાય. પણ અહીં તેનો તે અર્થ થતો નથી. અહી કોઈ ધાતુ અને તેજાબી પદાર્થોના સંયોગથી થતા ક્ષારો એ અર્થમાં ક્ષાર વપરાયો છે. લોઢાનો ક્ષાર આયોડીનવાળો ક્ષાર, ચુનાનો ક્ષાર વિ, ક્ષારો લોહીની જાત સુધારે છે, પાચનરસ વધારે છે, હાડકાં બાંધે છે અને મજબુત કરે છે. લોહી સુધારવામાં લોઢાનો ક્ષાર કામ લાગે છે ને હાડકાં બાંધવામાં અને મજબુત કરવામાં ચુનાનો ક્ષાર કામ લાગે છે. આમ દરેક ક્ષાર એક યા બીજી રીતે ઉપયોગી છે. બધા ક્ષારો એક જ ચીજમાં હોતા નથી તેથી જૂદી જુદી ચીજો ખાવામાં આવે તોજ શરીરને જૂદા જૂદા ક્ષારો મળી શકે છે

૫. પાણી :—આપણી ખાવાની ઘણી વસ્તુઓમાં પાણી છે આ ઉપરાંત આપણે રોજ પાંચથી આઠ શેર જેટલું પાણી લઈએ છીએ. પાણી પીવાથી શરીરમાંથી ઓગળી શકે એવો કચરો દૂર થઈ શકે છે અને લોહી જોઈએ તેવું પ્રવાહી રહે છે.

૬ વીટામીનો—વીટામીનો ઘણી જાતનાં હોય છે પણ એકની ગરજ બીજું સારતું નથી તેમજ એક વીટામીનમાંથી બીજું ઉત્પન્ન થતું નથી પ્રોટીન, ક્ષારો વિ. જૂદાં જૂદાં પૌષ્ટિક તત્ત્વોને યોગ્ય સ્થળે ગોઠવાને શરીરને વધારવાનું તથા સમારવાનું કામ જૂદાં જૂદાં વીટામીનો અથવા પ્રજીવકો કરે છે. જો ખોરાકમાં જૂદાં જૂદાં વીટામીનો ન હોય તો ખોરાકમા લીધેલાં પૌષ્ટિક તત્ત્વોથી શરીરને કંઈ પણ લાભ થતો નથી અને એવો વીટામીન રહિત કે ઓછાં વીટામીનવાળો ખોરાક ખાનારા માણસોનાં શરીર ધીમે ધીમે ઘસાઈ જાય છે અને મોતને નજદીક આણે છે. વીટામીનોથી જ શરીરનું રક્ષણ થાય છે.

આપણાં પોષણ જેવી મૂખ્ય બાબત અંગે ખોરાકની કેવી વ્યવસ્થા હોવી જોઈએ એ ખૂબ અગત્યનું છે. આપણા ખોરાકની ખરીદી યોગ્ય હોવી જોઈએ અને તે સારી રીતે રંધાયેલો હોવો જોઈએ. કારણ તેમ થતાં જ તેમાંના પોષણ તત્ત્વો જળવાઈ રહેશે. અને ગરીબ કે પૈસાદાર હોઈ પણ વ્યક્તિ એ પોષણ તત્ત્વો વગર તો ચલાવી શકે નહિ.

જ્યારે જ્યારે તમે ખરીદીએ નીકળો ત્યારે તમારે શું જરૂરી છે એ પ્રથમ જાણી લો. દિવસમાં લેવાતા ખોરાકનો પ્લાન નક્કી કર્યા પછી એ જાણવું સહેલું છે. ખોરાક અંગેની પ્રત્યેક ખરીદી વખતે ઉત્તમ પ્રકારની, તાજી અને સ્વચ્છ જગ્યાએ રાખવામાં આવેલી ચીજોને જ પસંદગી આપો. ખોરાકને બહુ જ કાળજીપૂર્વક રાંધવો એ બીજી જરૂરિયાત છે. આ માટે નીચેનાં સૂચનો ઉપયોગી થઈ પડશે.

૧. ફળો અને શાકભાજી લાંબો સમય રહેવા દેવામાં આવતા પોતાનાં વીટામીનો ગુમાવે છે. માટે તેમનો ઉપયોગ બને એટલો જલદી કરી નાખો.

૨. ખોરાકને ઉતાવળે તૈયાર કરો. લાંબો વખત ગરમીએ રાખવાથી દરેક ખોરાકમાંથી વીટામીન ઓછાં થાય છે. શાકભાજી કે બીજો ખોરાક બાફતી વખતે બને એટલું ઓછું પાણી લો અને તેમ કર્યા બાદ રહેલાં પાણીનો ખાસ ઉપયોગ કરો.

૩. ભૂલે પણ રસોઈમાં સોડાનો ઉપયોગ કરશો નહિ. લીલાં શાકભાજી રાંધતી વખતે હંમેશાં ઢાંકણું બરાબર સજ્જડ રાખો જેથી વરાળ બહાર જઈ શકે નહિ.

૪. ખોરાક તૈયાર થઈ ગયા બાદ તેને તુરત જ ખાવામાં લઈ લો કે જેથી વધુ વીટામીનો ઓછાં થાય નહિ.

આ ઉપરાંત બીજી ઘણીયે સામાન્ય વસ્તુઓ અમલમાં મૂકી શકાય કે જેને લઈને ખોરાકમાંના પ્રજીવકો જળવાઈ રહે.

આપણા ખોરાક અને પોષણ અંગેના દરેક પ્રશ્નો સામાજિક અને આર્થિક પ્રશ્નો સાથે સંકળાયેલા છે, સામાજિક અને આર્થિક પ્રશ્નોનો ઉકેલ લાવ્યા સિવાય ઘણાયે ખોરાક અંગેના પ્રશ્નોનો તોડ લાવવો મુશ્કેલ છે. દાખલા તરીકે દુનિયાના કેટલાક ભાગોમાં અમુક પ્રકારના સામાજિક રિવાજો અને આર્થિક સંકડામણો ખોરાકની આમેકૂચને રોકી રહે છે. આમ ન થાય એટલા માટે સામાજિક દૃષ્ટિએ એનો અભ્યાસ અને સામનો કરવો જરૂરી છે. અને આ દૃષ્ટિએ આપણાં શરીરને રોજ જોઈતું લગભગ ૩૦૦૦ કેલોરી જેટલાં પોષણની વહેંચણી આપણે નીચે મુજબ કરી શકીએ. જો કે હકીકતે તો આપણા ગરીબ દેશને સરેરાશ ૧૨૦૦ થી ૧૪૦૦ કેલોરી જેટલું જ પોષણ મળે છે.

| ખોરાકની જાત | પ્રમાણ (ઔંસ) | એમાં રહેલ કેલોરી |
|---|---|---|
| પત્રયુક્ત શાકભાજી | ૪ | ૫૨ |
| કંદમૂળો ( બટાટા, વિ. ) | ૬ | ૬૦ |
| કઠોળ, સોયાબીન વિ. | ૩ | ૩૦૦ |
| ફળો | ૩ | ૫૪ |
| અનાજ વિ. | ૧૪ | ૧૪૦૦ |
| દૂધ, દહીં વિ. | ૧૦ | ૩૩૦ |
| ઘી | ૧ | ૮૬ |

| | | |
|---|---|---|
| માછલી, માંસ વિ. | ૩ | ૧૨૦ |
| ઘી, તેલ વિ | ૨ | ૫૦૦ |
| સાકર અને મિઠાઇઓ | ૨ | ૨૨૪ |
| | | કુલ ૩૧૨૧ |

દરેક માણસ પોતાનો ખોરાક આ પ્રકારનો રાખી શકતો નથી છતાં પોતે શું ખાવું યોગ્ય છે એનો ખ્યાલ તો રાખવો જ જોઇએ પોતાને બેસીને મગજમારી કરવાની છે કે શરીરને બળ આપવું પડે તેવું કામ કરવાનું છે એની પ્રથમ તપાસ કરી યોગ્ય ખોરાક લેવો. કોણે કેટલો ખોરાક લેવો તે નીચેના કોઠા પરથી જણાશે

| | આરામ ઔંસ | સાધારણ કામ ઔંસ | સખ્ત વૈતરૂ ઔંસ |
|---|---|---|---|
| કાર્બોહાઇડ્રેટ | ૧૨ | ૧૫ | ૧૬ થી ૧૮ |
| ચરબી | ૧॥ | ૩ | ૪ |
| પ્રોટિન | ૩ | ૫ | ૬ |
| ક્ષારો | જોઇતા પ્રમાણમાં દરેક લેવા | | |

સામાન્ય રીતે આપણે જલદીથી પચે અને બધાં તત્વો જોઇતા પ્રમાણમાં આવે એવો ખોરાક પસંદ કરવો આપણા દૈનિક વપરાશની ચીજોનાં કેટલા પ્રમાણમાં દરેક તત્વો રહેલાં છે તે નીચેના કોઠામાં આપવામાં આવ્યાં છે

| ચીજોનાં નામ | તેમાં આવેલાં તત્વો ટકા પ્રમાણે | | | | |
|---|---|---|---|---|---|
| | પાણી | પ્રોટિન | ચરબી | સ્ટાર્ચ | ક્ષારો |
| દૂધ | ૭૮ | ૮ | ૯ | ૪ | ૧ |
| મલાઇ | ૨૮ | ૪ | ૬૫ | — | ૧ |
| ઘઉંનો લોટ | ૧૨ | ૧૧ | ૨ | ૭૩ | ૧ |
| ચોખા | ૧૨ | ૮ | ૭૯ | ૧ | — |
| દાળ | ૧૨ | ૨૭ | ૨ | ૫૬ | ૩ |
| વટાણા | ૮ | ૨૪ | ૬ | ૫૯ | ૩ |
| મગફળી | ૭ | ૩૦ | ૪૭ | ૧૪ | ૪ |
| બદામ | ૬ | ૨૪ | ૫૩ | ૧૪ | ૩ |
| કોપરૂ | ૪૮ | ૬ | ૩૬ | ૮ | ૧ |
| ખજુર | ૨૧ | ૭ | ૧ | ૬૫ | ૧ |
| સુકાં ફળ | ૧૭ | ૬ | ૧ | ૬૬ | ૩ |
| કેળાં | ૭૪ | ૨ | ૧ | ૨૩ | ૧ |
| બટાકા | ૭૫ | ૩ | ૧ | ૨૦ | ૧ |
| લીલાં ફળો | ૭૮ | ૨ | ૧ | ૧૮ | ૧ |
| ઇંડાં | ૭૪ | ૧૪ | ૧૧ | — | ૨ |
| માછલી | ૮૬ | ૧૨ | — | — | ૨ |

આ અભ્યાસને અંતે પણ શું ખાવું અથવા કયા પદાર્થ ખાવા એ દરેક માણસની પોતાની મરજી ઉપર છે. કઈ ચીજ વધારે ખાવાથી શું થાય છે તે જાણવાથી અને તે પદાર્થોમાં પૌષ્ટિક તત્વો ક્યાં ક્યાં છે તે જાણવાથી દરેક જણ પોતાને જોઈતી ચીજ પસંદ કરી શકશે.

ખૂબ ચરબીવાળા પદાર્થો ખાવાથી શરીર જાડું અને સ્થૂળ બને છે અને આપણા શરીરમાં પિત્તનું જોર વધે છે. પણ એવા પદાર્થો જો ખૂબ ઓછા ખાવામાં આવે તો આપણે નબળા પડીએ છીએ અને આપણું માથું દૂખે છે.

બહુ સ્ટાર્ચ કે કાંજીવાળા પદાર્થો ખાવાથી અપચો થાય છે પણ જો એવા પદાર્થો ઓછા ખાવામાં આવે તો કામ કરવાની શક્તિ ઘટે છે.

ખૂબ પ્રોટીન ખાનાર સુસ્ત થાય છે અને તેમને ઉંઘ આવી જાય છે. તેમનો સ્વભાવ ચીઢીઓ થાય છે. પણ ઘણો ઓછો ખાનારનું શરીર પાંતળું રહે છે અને હાડકાં નબળાં પડે છે.

જો આપણે ખાવાની ચીજો પસંદ કરવાની હોય તો એક ચીજ પ્રોટીનવાળી લેવી તો બીજી સ્ટાર્ચ કે કાંજીવાળી લેવી અને ત્રીજી ચરબીવાળી લેવી. આપણા લોકો રોટલી ભાત જેમાં સ્ટાર્ચ બહુ છે, અને દાળ તથા કઠોળ જેમાં પ્રોટીન છે તથા તેલ, ઘી, દૂધ અને દહીં જેમાં ચરબી અને પ્રોટીન છે તે ઉપર જીવી શકે છે એનું કારણ એ છે કે એ ત્રણેય મૂળતત્ત્વો એમાં આવે છે. પછી શાક અને કચુંબર ખાઈએ છીએ એટલે બાકીનાં તત્વો પણ આવી જાય છે. આ બધાં તત્વો આવી જાય એવી ખાવાની ચીજો પસંદ કરીએ અને રાંધીએ તો બધાં વીટામીનો પણ તેમાં આવી જાય છે.

વળી આપણે ઋતુ પ્રમાણે આહાર બદલવો જોઈએ. શિયાળામાં પકવાન, ગોળ, ઘી, તેલ વધારે ખાવાં જોઈએ. પણ ઉનાળામાં જ્યારે તાપ પડે છે ત્યારે શાકભાજી, રસદાર ફળો અને ચોકખું દૂધ વિ. ખાવાં જોઈએ. જૂદી જૂદી જાતની ચીજોવાળો ખોરાક લેવો એ સારું છે અને એ ખોરાક ફરતાફરતી પણ લેવો જેથી શરીરને બધાં તત્વો મળી રહે.

# દરદ વીનાની નીંદ્રામાં નાખનારો દુન્યાંનો મહાન સંત !

## નામાંકીત તબીબ ડૉ. સર જેમ્સ યંગ સીમ્પસનની જીંદગીમાં એક ડોકીયું

( લખનાર : "ફકર" )

કસાઈ જેવા શસ્ત્રબધ્ધની કાતીલ છુરી આગળ બકરા–મેંઢા માફક બરાડતાં લાઈલાજ દરદીઓનો જમાનો હવે ઘણા દુરના ભૂતકાળમાં વીસરાઈ ગયો છે. શુગરાના કરો કે આપણે એવી વેદનાની આફત જાણી નથી ! લગભગ એક સદીની ઉપર જ ડૉ. સીમ્પસન નામના એક દયાળુ તબીબની આશીર્વંતી શોધ "ક્લોરોફોર્મ"ની બરખતથી દર્દની એક દુન્યા દુખો આ જાળમાંથી સાવ બચી ગઈ છે. સીમ્પસને ઓરતનાં દરદો અને સુવાવડમાંથી ઘણી નામાંકીત શોધોથી ઓરતોની મોટી વેદના કમની કરી ભારે ઉપકાર કર્યો છે.

તબીબી ધંધો પોતાની આવી માયાળુ શોધોથી જનતાનું ઘણું દુઃખ ઓછું કરે છે અને એક સારી આભારી આસમનાં ફેશાનને લાયક બને છે.

૧૯ મી સદીમાં તબીબી મંડળની બે મુખ્ય નેમ એ જ હતી કે–દુઃખ દરદો સાજા કરવાં અને જીંદગી બચાવવી–મગર દરદની વેદના ઓછી કરવાનો આદેશ તો કેડો પાછળથી આ નેમોમાં ઉમેરાયો હતો.

તે વેળાના જમાનામાં એક "સરજ્યન" યા શાસ્ત્રબદ્ધ થવું તે પથ્થરનું જીગર સોખં-કના હાથને કશાઈની ખાશીયત ધરાવવી જરૂરી હતી !

—મગર આવા કશાઇના કામમાં માયા–ધીરજ–રાહત–શાંતી લાવવાનું સીનસીથઓના એક લાકડાવાળાના સાતમા બેટા જેમ્સ સીમ્પસનની સરજતમાં સરજાયલું હતું આ બધી મુક્તીને રાહત માત્ર એક ક્લોરોફોર્મની બાટલી આપે છે !

તે વેળાની "ઓપરેશન ટેબલ" પણ અસલના જમાનાના રાજાઓનાં ગીલોટીન ચેમ્બર"ની યાદ આપતી હતી !

માત્ર દરદીઓને એક જ સધ્યારો હતો કે તેઓને બચાવવા–સારાં કરવા–ત્યાં લાવવામાં આવતાં હતાં–મારી નાંખવા–જખ્મેદ કરવા નહીં ! વળી કથ્યારેની કેળાં મેળાં–કદરૂપાં ને બીહામણાં હતાં ! વળી તેની છાતી બેસાડી દવા ગરમ ગરમ કામપની તૈયાર રાખવામાં આવતો જેથી બહારકામના જખ્મો "સીલ" કરવામાં આવતા હતા ! ઘણીકવાર ખુદબખુદ તેઓ ઉપર મોત મુકતો હતો ને બહારકામની શરૂઆત કે અધવચ્ચે તેઓ પોતે જ બીચારાં ગભરાટને માર્યા બેશુદ્ધ બની જતાં ! આમ જાણે કુદરત જ છુટકો કરતી હતી ! આ મામલો એટલો સાધારણ હતો કે ડાક્ટર, વીદ્યાર્થીઓ કે દરદીઓ બધાંક ને તબેક પડી ગઈ હતી અને જ્યારે નવા સવા પોયાં સીમ્પસને એડીનબરોની હોસ્પીટલમાં તે બાબે બારે કચવાટ બતાવ્યોની ત્યારે સઘળા ઘણા જ અજાયબ થયા ! એમાં ખામી તે શી હતી. બીજો ઉપાય જ શું હતો !

૧૮૧૧ ના જુનની ૭ મી તારીખે લીનલીથગોના બાથગેટ ખાતે સ્કોટલાન્ડમાં એક બેકરના ઘેર આ સપુતે જન્મ લીધો હતો. ગામડીયાઓની સખ્ત જીંદગીએ તેના મગજ પર અસર કીધી હતી. પોતાના ગામમાં જનાવરો રહેંસાઈ જતાં તેણે ઘણાં જોયાં હતાં; કોઈબી જાતની વેદના–દરદથી તે હંમેશા ઘણો દીલગીર થતો અને તે કેમ ઓછું કરવું તે બાબે બચપણથી ગંભીર ઘોર કરતો. પોર્યો બડો હુંશીયાર, શીખવામાં બી સારો ને રમતગમતમાં બી પહેલો! નીશાળથી ઘર આવે ત્યારે ભઠીનું કામ તપાશે ગામની નીશાળમાં બહુ માનીતો ને આગેવાન! જો કે કુટુંબ ગરીબ, પણ બધા કોઈબી કરીને નાના જેમ્સને કેળવણી આપવાને બને તો એડીનબરો યુનીવરસીટી સુધી મોકલવા રાજી! પહેલાં તો ખાલી હુમ્બી બી. એ. થવાનો વીચાર કીધો, પણ પછી ડાક્ટરી લાઈન તરફ ફર્યું લીધું. ૨૧ વર્ષની ઉમરે જેમ્સે એક સરજ્યન તરીકે કોલેજ ઓવ સરજ્યન્સ પાસ થઈ સનદ મેળવી.

હવે તેની કારકીર્દી પર ભારે અસર કરનારો એક મહાન બનાવ બની ગયો. પોતાની "ડોક્ટરો"ની ડીગ્રી મેળવવા કાજે તેને એક વીદ્વતાભર્યો નીબંધ લખવો પડયો. આ "થીસીસ"નું નામ "સોજાને સબબે મરણ" હતું, તે નીબંધે તેના "પેથોલોજી" શાસ્ત્રના વિદ્વાન પંડીત ડો. જોન થોમસનનું પણ સારૂં ધ્યાન ખેંચ્યું. તેણે આ જવાન ઉત્સાહી તજવીજને પોતાના મદદનીશ તરીકે નેમવાની માંગણી કરી. સીમ્પસને તે માંગણી માન–ઉપકાર સાથે સ્વીકારી લીધી. તેણે પોતાના ઉસ્તાદને એટલો બધો સંતોષ આપ્યો કે જ્યારે તે વડો ઉપાધ્યક્ષ ૧૮૩૭ માં એક વર્ષની રજા પર ગયો, ત્યારે તેને પોતાના બદલી પ્રોફેસર તરીકે બેસાડતો ગયો. હવે "પેથોલોજી" સાથે સાથે સુવાવડની વીદ્યાનો બી તે અભ્યાસ કરતો રહ્યો. હવે તેણે આજ અરસામાં જેસી ગ્રીન્ડલે નામની દુરની સગી સાથે દોસતી માંડી.

હવે બન્યું એમ કે ૧૮૩૯ માં એડીનબરો ખાતે સુવાવડની વીદ્યાગુરૂની એક ખાલી પડી. બ્રિટીશ ટનમાં તબીબી મંડળમાં આ બહુ જ માનભર્યું આસાન હતું અને તે મેળવવા પડાપડી થઇ રહેતી. સીમ્પસને હિંમતથી તે માટે ઉમેદવારી કીધી; પણ એક મોટી આડ નડી. તે ઉમેદવાર ઓહદા પર આવવા અગાઉ પરણેલો માલુમ હોવો જોઈએ! જેમ્સ સાહેબનાં પાણી પહેલે તો મરી ગયાં, પણ તેણે એક વીચાર સુઝયો, કોઈ પોરી ધ્યાનમાં તો હતી નહીં પણ લાવની ઓલી જેસીને પૂછી જોઈએ. વખતે પોરી પીગળે ને મદદ લાગે! બીહીતાં બીહીતાં સીમ્પસને ચોખ્ખો ચાંપી જોયો ને જેશીબ્હેન તો તરત લાથી પડયાં! ઉતાવળમાં સીમ્પસનભાઈએ ચાર ચોખા છુંટાવી બી લીધા! ભલાં કામમાં ઢીલ કેવી! જાની ગોલી–જીંદગાની ગોલી! બાવડી બી મળી ને નોકરી બી મળી એક પંથ ને દો કાજ થયાં!

સીમ્પસને કોઈ દીવસ પોતાની પત્નીને બી કકળાવું પડે કરી હવે બધુ ધ્યાન પ્રસુતી વેળા સ્ત્રીઓને વેદના થાય નહીં. બચ્ચાંને હથ્યારની મદદથી બહાર કાઢતાં માતાને દરદ થાય નહીં તેનો કંઇ ઉપાય યોજવા વધુ ધ્યાન રોક્યું.

૧૮૪૬ માં વીલાયતની ડાકટરી દુન્યા અખી ઉથલપાથલ થઇગઇ કે એક કોઇ મોરટન નામના અમેરીકન "ડેન્ટીસ્ટે" એક ઘણાજ સડેલા જડ-સખત દાંતને સુંઘવાની દવાની મદદથી ખેંચો કાઢયો હતો! આઇંઠર યા "લાફીંગ ગ્યાસ"થી દાંત ખેંચી કાઢવાનો પહેલોજ દાખલો હતો. સર હમફ્રીડેવીએ "લાફીંગ ગ્યાસ" અરધી સદી આગળ ૧૮૦૦ માં શોધી કાઢી હતી ત્યારે એવી સુચના કીધી હતી કે જ્યાં લોકોનો ઘણો ઉછાળો થવાનો સંભવ નહીં હોય ત્યાં વઢાડકાપમાં તેનો ઉપયોગ કરે તો ખોટું નહીં. છેક અરધી સદી સુધી કોઇ બી શસ્ત્રવૈદે આવો અખતરો કરવાનો જોખમ ઉપાડવાની હિંમત નહિં કરેલી તે "સબ સોતા જબ હરમાન જાગા"ની કહેવત મુજબ રહી રહીને અરધી સદી પછી મોરટન સાહેબનું લોહી ઉછળી આવ્યું તે તેમણે કામ બીડી! મગર એક ફરક હતો. મોરટને "લાફીંગ ગેસ" નહીં વાપરી. તેણે તો વધારે ઘટ ને વધારે નીભે તેવી "ઇથર" ઉપયોગમાં લીધી. ત્યાર પછી વીલાયતમાં પ્રસીદ્ધ સરજ્યન રોબર્ટ લીસ્ટને સુંઘવાની દવા સાથ પહેલ વહેલું એક "ઓપરેશન" વીલાયતમાં કીધું, તેમાં સીમ્પસને હાજરી આપી. હયાબી "ઇથર"ને વપરાઇ, પણ તેની અસર થોડીને નામની ને ઘણાજ થોડા વખતની રહે છે.

હવે સીમ્પસને પોતાનાં સુવાવડના વીષ્ટ "કેસોમાં" ઇથર ધમધોકાર વાપરવા માંડી ઘણી વેદના ઘટાડી, બાનુઓને ઘણાં ખુશ કીધાં ને એ દવા સાથ સારો અનુભવ મેળવ્યો. તબીબી મંડળમાં તેની સામે જબરી વીરૂધતા જાગી. ધૂર નાંખી ડોકટરો જ ખીલ્યા તે તો સમજ્યા! ધંધાદારીઓમાં તો હંમેશાં જ દુશ્મનાઇ રહે! પણ કંઇ તો વધુ જાહનમ જાગ્યું! પાદરાઓ ખોલ્યા! કાંય-કાંય! કહે કે સીમ્પસન દેવના ફરમાન વીરૂધ કાર્ય કરતો હતો. એક બંદગીમાં ફરમાવેલું કે "In sorrow thow shall bring forth children gendsis" કે જણાતી, તું ભારે દીલગીરીમાં આંસુ સાથે બચ્ચાં જણજે! આ સીમ્પસનનો જનનીઓનું કામ આસાન સહેલું કરી આપતો! તે તેથી કુદરત સામે કાર્ય કરતો! તે વેળાના જમાનામાં ત્યારે કોઇ "બર્થ" કન્ટ્રોલ"નો આયું કાઢતે તો કોણ જાણે શુંનું શું થતે! બીજા રણ પર ચઢયા કે સીમ્પસન પેટસે-બચ્ચાવાળીઓને મોટી ઉંઘમાં નાંખી "જાદુ-ટોટલ" કરતો હતો.

હવે અમે ખુલાશો કરવાની જરૂર છે કે તે જમાનામાં સુવાવડ વેળા તેણીની વેદના ટાળવા કેટલાક તબીબો પોતાની સ્ત્રી દરદીઓને મેઝમે રાઇઝડ કે હીપનો ટાઇઝડ" કરતા હતા. અલબત્ત દેવળ તેમની પર બહુ ડફા હતું કે તે સ્ત્રીઓના આત્મા તેઓ આ કરતવ્ય થી ફેરમનયા શયતાનના હવાલામાં સોંપી દેતા હતા! મગર માણુસ જાતના ફાયદા માટે નેક મનશાથી કોઇ બી હવાલાનો કાયદેસર ઉપયોગ કરવો એ કાંઇ ગુનાહ નથી.

જેઓ જીનેસીસની બંદગી ટાંકી સીમ્પસન સામે આક્ષેપો મુકતા હતા તે પાદરીઓને તે પોતાની ઘણી બાહોશ તકરારથી ચૂપ કરી નાખતો "લેનસેટ"માં તેના વીરૂધીઓને કડક જવાબ આપતા તેણે લખેલું કે જેઓ ધારમીક વાંધો લાવે છે કે માત્ર નબળી માણુસ જાતીને નામનાં દરદથી બચાવવા કુત્રીમ યા દવા દારૂની ઉંઘમાં મેળવું કુદરતના

કાયદાની વિરૂદ્ધ ચર ગુનાહ બન્યું છે તેઓ તદ્દન ખોટા છે. હું તેઓને આ દુનિયામાં માણસ જાત પર કરવામાં આવેલાં સર્વે પહેલાં વઢાઢ કાપની બાઈબલમાં જીનીસીસ-વટામાં આપેલા અલંકારીક ને બારીક વર્ણનનો હવાલો આપીશ જેમાં જણાવવામાં આવ્યું છે. પવીત્ર ખુદાએ એવો ચમત્કાર કીધો કે બંદા આદમ એક ઉંડી ભર ઉંઘમાં પડે અને તેમ તે ઉંઘાગો-ખોદાબજીએ તેની એક પાંસળી તે પછી કાઢી લીધી અને બાકીનું તેનું માંસ અને જખમ બંધ કરી દીધો!"

કોણની માય સંડ ખાધી કે કોઈબી પાદરી આ સત્ય પ્રકારનો જવાબ આપવાની હિંમત કરે!

આવા અજાયબ કીંમતી જવાબથી વિરૂદ્ધિઓનાં મોંઢા જ સીવાઈ ગયાં!

સીમ્પસનને થોડા અનુભવ પછી લાગ્યું કે સુવાવડના અબરા "ફેસો"માં ઇથરથી કાંઇ સારાં પરીણામો આવતાં હતાં નહી તે તેથી ઉમંગથી કોઇ બીજો ઉપાય શોધવા પડ્યો, રાત અને દિવસ તરેહવાર દવાઓ, રસાયણો, ખારો સાથ તેજીય ખટકી નાંખતો. આખો દહાડો તો બેશુદ્ધિ લાવનારી કોઈ દવા માટે ફાંફાં મારે, પણ સાંજે ઘર આવ્યા પછીબી એને એજ દખારામાં મચ્યો રહે! કાંઇ તોડ કાઢવાને શોધખોળમાં મદદ મેળવવા તે વારંવાર સાંજે પોતાના થોડાક વિદ્વાન મિત્રોને જમવા પોતાને ઘરબી લાવે, બીચારી જેસી વહુ બહુ ગભરાટમાં પડે કે રખેને હોનારાં કાંઈ ઓસડું-ઔસડું સુંઘી-નાક-મોંઢામાં મેલી પોતે જ લાંબા-ટાટ થઈ જાય! બધા મિત્રો એક હારમાં બાજઠ પર બેસે ને સીમ્પસને અખતરા માટે આણેલી જાતજાતની વસ્તુઓ વારાફરતી બધા નાક-આંખ-કાન-મોઢું આગળ ધરે! બીચારી જેસીબાય બારણાં બહાર આતુર દરણુદાર હ્રદયથી મામલો તપાસતાં ટીંગાઇ રહે!

કોઇ દહાડો કોઇને બગાસાં થાય. કોઇને ઉબેલી આવે. કોઇને ફેફસાંમાં ઉડે. કોઇને સુજ આવે, પણ કોઈ ઉંઘમાં તો નાજ પડે!

૧૮૪૭ ના નવેમ્બર માસની ૪ થી તારીખ નોંધી રાખો! એ દિવસે એક જબરો ચમત્કાર ધડાકો થયો!

એક મજણુન ઝમઝમ થાય તેવા વાસની બાટલી સીમ્પસને ગોતી લાવેલો. ચાર તબીબે વારાફરતી તેમાંની ઉડી જતી સખત પ્રવાહી સુંઘી! અજાયબી વચ્ચે ચારે જણે અનુભવ્યું કે ત્વંગમાં કાંઇ ઓર ગરમીને જોસ, મગજમાં ખુમારી, જીભમાં ટાઢક આપી ગઇ. એક હોંશી મશ્કરી શરૂ કીધી. બીજાએ તેમાં ચાર-ચાસણી ઉમેરી-ત્રીજો તો ઠઠ્ઠા-મશ્કરી પર આવી ગયો ને ચોથો તો ખુશાલીમાં નશાબાજ પડ્યો!

દૈવયોગે તે દિવસ જેસીબાય બહાર સીધાવેલાં! ઘુમધીગેલી ધમચકરીવાળો રંગીલી-છબીલી પારટીઓમાં બને છે. તેમ એક પછી એક એમ ચારે તબીબ-માસ્તરોએ ગટર ચાપી મુરદાં માફક લાંબા ટાટ થઇ ગયા! ખુદા સિવાય થોડો વખત સુધી મુરદાં જેવા વાયોજાન એકલા પડી રહ્યા!

તેના ગભરાટની અગાઉ, સીમ્પસનની ઉંઘ પહેલી ઉડી ગઈ ને તે શુદ્ધિમાં આવ્યો. જરા મસ્તક ઠેકાણે પડતાં તેણે, ભાન આવી ગયું કે આ ખોદા આ તો કોઈ મહાભારત ફત્તેહ અખત્રો અંતે પાર પડ્યો હતો. તેવામાં બારણું ખોલી એક સગી મીસ પેટ્રી દાખલ થઈ! તે તો, આ હાઉસનું-હાઉસન હકૂમત-ત્રણ છાકટા માણસો મોટે સાદે ઘોરતા હતા ને એક અરધો પીધેલો ભોંયમાં હતો દેખી દંગ બની ગઈ! ડો. સીમ્પસન, એ આ બધું શું! "જવાબમાં સીમ્પસને પેલી બાટલી આગળ કીધીને બોલ બોલતાંમાં મીસ પેટ્રીમાય તો" હું તો એક શીરચતો છું હું તો છું રે દેવ" ગાવા પડ્યાં ને પછી એવણુંબી ગોટલી મારી ગયાં!

સીમ્પસને આતુરતાથી પેલી બાટલી તપાસી તો ઉપર ચોડી મારેલી "Chloroform" કલોરોફોર્મ! જોઈ, ત્યારે દુન્યાની એક ખરી બેમૂલ આશીર્વંતી શોધ માત્ર એક અખત્રા સંજોગ, સાટકનુંજ, પરીણામ હતીની!,

તરત જ સીમ્પસને, આ યાદગાર અજાયબ, અનુભવ સુવાવડના પોતાના મોહોળા અનુભવમાં કામે લગાડવા માંડ્યો.

"એથી વધારે સારા-ઝડપી-સુંદર પરીણામો મેં આગળ કદીબી જોયાં-જાણ્યાં-સમજ્યાં નથી, વળી તેથી માતા યા બચ્ચાને જરાબી અસ્વસ્થ પોહોંચી નથી. ઉલટું તેના ઉપયોગથી હવે રકાપીત-રડારોળ, વેદના, આમ, દરદ, હાયસોસારા હંમેશને માટે દૂર થયા છે. અને એક ડાક્ટરની જીંદગીની ખરી નેમ અને ફરજ-માણસાઈ દરદ-વેદના દૂર કરવી અને જીંદગી બચ્ચાવવી તે બન્ને ખરી પડી છે-પાર પડી છે."

તેણી, શોધ, દેવી, બેમુલ નીવડીને દેવી મોહોલી ઉપયોગમાં આવી તેનો જાંખો ખ્યાલ આ બીના પરથી આવશે કે ખુદ તેણી રાણી માતા પૂજ્ય વીકટોરીયાદેવીએ, તેને પોતાનો સ્કોટલાન્ડમાં તબીબી અમલદાર નેમ્યો અને ખુદ પોતાની બધી જ સુવાવડ વેળા સીમ્પસનની જ ઉંઘવાની દવા. "એનેસ્થેટીકસ"નો ખુદ પોતેનો ઉપયોગ કીધો!

આના કરતાં વધારે માન-વીશ્વાસ તે શું હોય!

ચાલો એક વખત નસીબદેવી હસી તો દુન્યાની આબરીખશી!

પારીસની "એકેડમી ઓવ મેડીસીને" તેને પોતાનો "એસોશીયેટ-મેમબર" બનાવી માન આપ્યું. હવે યુરોપ અને અમેરીકાની બધી જ વૈદક મંડળીઓ વચ્ચે જબરી હરીફાઈ જાગી! બધે જ સીમ્પસનને તાણવામાં આવ્યો. જ્યાં આગળ ભાવ ન પૂછાતા હતા, ત્યાં હવે પડાપડી થઈ રહી!

૧૮૫૬ માં ફ્રેન્ચ એકેડમી ઓવ સાયન્સે ૨૦૦૦) ફ્રાન્કનું મોનટીયોન પ્રાઈઝ લખશું કારણ, તેણે માણસાઈ જગ્યાને બારે, કલ્યાણની બખશીશ કરી હતી! ૧૮૬૬ માં તેને ભારે માન મળ્યું. તે પહેલો જ તબીબી હતો જેની ઉપર "તેની ધધાદારી બાહોશીને શુંઘવાની દવાની બેમુલ શોધ માટે બારોનેટની ઉંચી પદવીની નવાજેશ કરવામાં આવી હતી. ગમગીની, દીલગીરી, કમનશીબી સરજાઈ હતી.

બારોનેટસીની નેકબખતી સબંધી મુબારકબાદીના સંદેશા સાથે જ વળી તેની પર આવી પડેલી એક કમનસીબીનાં કાળાં 'સીટીવાળાં' હિંગળાબો ખેલાયાં. બાપની બેરોનેટસીને પૂરા દસ દીવસબી ગયા નહીં તેટલાં જ નેકબખ્ત વારસ-વડોબેટો ડો. દેવીદ જેમ્સ સીમ્પસન બીચારો હૃદયના બંધ થઈ જ્યંની બીમારીથી આચાનો ગુજરી ગયો. સર જેમ્સ તો આ આફતથી ફાટી જ ગયો! અરે આ શું કુદરત તેની જીંદગીની સાંજે તેની સેવાઓ માટે આવો ગમગીન બદલો આપતી હતી!

હજી તો ચસો ધીમે ધીમે—આગે હવ અડેરી! આ નિહસ્તંમાનને મહીનો થયો નહીં તેટલાં તો ૧૭ વરસની તેની પ્યાસતી ગુલાબની કળી જેસીબેટી સ્વર્ગવાસ થઈ! તે ભાળુભૂલો બેફામ પીતો જીંદગીનો ઉમંગ જોશ જોમ છોડી પૈસ પોતાના કામેમાં દટાઈ રહ્યો! જીંદગી જ્યારે એકલી બની ગુમાવેલી મીઠાશને શોધવા આવેછ, માણસ જ્યારે ગુમાવેછ મોજ-ફીકર ત્યારે જાણે મરવા પરીછ થઈ ગઈ જીંદગીની ઉમીદોની ઓટ! વડો દીકરો ને વડી દીકરી—બન્ને હાથો કપાઈ ગયા!

૧૮૭૦ ના મે માસની ૬ થી તારીખે તે પરમજ્જુ, પરમાર્થી, પ્રખ્યાત તબીબ પોતે તે શાંતી ઉંડી ઉંઘમાં પડયો. જેની કામચલાઉ ઉંઘ તેણે હજારો કાતીલ દરદોથી રીબાઈ થતાં બીમારોને પોતાની બેમુલ શોધથી બખંશી હતી—

પણ તે તેઓ માફક તેમાંથી પાછો ઉઠયો કે જાગ્યો નહીં!

પીડતા દર્દી, દુન્યાને શાંતી, રાહત, આરામ અપનાર તેની તેને પણ વધુ જરૂર છે! શાંતી!

# વાંક કોનો

સાડા ત્રણ વર્ષની વીણા ઝાડુ લઈને ઝાડુ કાઢતી હતી. હસતી જાય, ધીરે ધીરે ગીત ગાતી જાય. મો પર આનંદ છવાયેલો હતો. ઝાડુ કાઢવામાં તલ્લીન બની હતી, ત્યાં તો બા આવ્યા. સરસ સાડીમાં સજ્જ થયેલા હતા. તું ઝાડુ કાઢે છે! મૂકી દે ઝાડુ. એમ કહીને ઝાડું ઝુટવી લેવા પ્રયત્ન કર્યો. વીણાએ જ્યારે ન મૂક્યું ત્યારે ઝૂટાઝૂટી થઈ. અને એ ઝૂટા ઝૂટીમાં બાની સાડી બગડી માર ખાધો એમાં વાંક કોનો?

૨. અનીલ ચાર વર્ષનો પોતાના બુટને પોલીસ કરતો હતો. ઓફીસ જવાને તૈયાર થએલા પપ્પાજીએ જોયું પોલિશની ડબી લીધી. એક બુટને તો પોલિસ થઈ ગયું હતું. બીજા બુટને અનીલ એમ્બાય કરે એવો ન હતો. અનીલે પોલિસની ડબી પાછી લેવા પ્રયત્ન કર્યો. અને પરીણામે પપ્પાજીના કપડાં પર પોલિસના ડાઘ પાડ્યા. એમા વાંક કોનો?

૩. ખલદસ્તો લઈને અશ્વિનભાઈ મજેથી કંઈક ખાંડી રહ્યા હતા. અને જાણે કોઈ તાલ દેતા હોય તેમ દસ્તો ઉપાડતા હતા. મોં પર ખૂબ આનંદ હતો. પણ તે વધુ ન રહ્યો. મોટીબેન આવ્યા અને ખાંડવાની ના પાડી. પણ અશ્વિનભાઈ એમ કંઈ મૂકી દે તેવા ન હતા. એને તો આનંદ પડતો હતો ખાંડવામાં. પણ મોટીબેને તો તેના ખાંડવામાં ખલેલ પાડવો શરૂ કર્યો. મોટીબેનના હાથમાં દસ્તો વાગ્યો. બંગડી તુટી ગઈ. અને અશ્વિનભાઈને લપડાક પડી. એમાં વાંક કોનો!

૪. ભાઈ અને પપ્પાજી જમવા બેઠા હતા. સુરેખાને પીરસવું હતું દાલ લઈને પીરસવા નીકળ્યા. પીરસતા તને નહિ આવડે, લાવ દઈ દે મને કહેતા બા ઉઠ્યા સુરેખાબેન દાલનું વાસણ દેવા તૈયાર ન થયાં. ખેંચાખેંચી ચાલી. વાસણ પડ્યું અને દાલ ઢોળાઈ ગઈ. બાએ સુરેખાને મારી એમાં વાંક કોનો!

૫. પાંચ વર્ષની શકુન્તલા ધીમે ધીમે કાચના રકાબી પ્યાલા સાફ કરતી હતી. લગભગ બે ત્રણ કપ તો ધોવાય ગયા હતા. બાદ બાની નજર તેના પર પડી. રામાનું કામ તું શાનું કરે છે! ઉઠ નકામા કપડાં બગાડે તે પાણીમા તરાપને. પણ શકુંતલાને તો એમાંજ રહે હતો, આનંદ હતો એટલે ન ઉઠી. બાએ રામાને કહ્યું લઈ લે એના હાથમાંથી કપરકાબી. રામો લેવા ગયો. શકુન્તલાએ ન આપ્યા ત્યારે રામાએ લેવા પ્રયત્ન કર્યો. શકુન્તલાના હાથમાંથી રકાબી પડી અને ફૂટી ગઈ. એમાં વાંક કોનો?

૬. નાનો કામલ લઈને રમીતા બેન કાતર વડે કાપતા બેઠા હતા. આડી અવળી કાતર તેના મનમાં આવે તેમ આનંદથી ફેરવતાં હતાં. આંગળા કાપશે, મૂકી દે કાતર કહીને બાયે કાતર લઈને ભીંતે ટાંગેલા ફોટા પાછળ મૂકી દીધી. બા બહાર ગયા સોતા બેન ટેબલ લાવી ઉપર ચડ્યા. કાતર લેવા પ્રયત્ન કર્યો ત્યાં તો સાથે ફોટો પણ પડી ગયો. અને કાચના ચુરે ચૂરા થઈ ગયા. આવ્યા બાદ બાએ તેને ધમકાવી. એમાં વાંક કોનો?



# સમાજસેવાની ફરજિયાત તાલીમ

ન્યુ દીલ્હી ખાતે વેપારી ચેમ્બરોના ફેડરેશનની વાર્ષિક બેઠક ખુલ્લી મુકતાં આપણાં વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂએ એક ઉમદા સૂચના કરી છે. એ સૂચનાનો જો બરાબર અમલ થશે તો રાજકીય આઝાદી મેળવનાર હિંદ આદર્શ સમાજ રચવાને ભાગ્યશાળી થશે. પંડિતજીએ સૂચના કરી છે કે "સામાજિક તાલીમ ફરજિયાત કરવી." લશ્કરી તાલીમ ફરજિયાત, લડાઈના વખતમાં કરવામાં આવે છે અને તે તૈયાર થએલું લશ્કર માનવ જાતના સંહારમાં પ્રવૃત્ત થઈ જાય છે. જ્યારે સમાજસેવાની તાલીમ લીધેલા સમાજનું અંતર પરિવર્તન કરી માનવજાતનો ઉદ્ધાર કરવામાં પોતાની શક્તિ ખર્ચશે. સમાજના સડામાં અને જૂની પ્રણાલિકાઓમાં ચીનગારી મૂકી સમાજમાં ક્રાંતિ લાવશે.

રાજકીય સ્વતંત્રતા પહેલી કે સમાજસુધારો પહેલો એને માટે ઘણા વાદવિવાદ થઈ ગયા છે. મહાત્માજી સમાજસુધારાને મહત્વ આપતા હતા જ્યારે બીજા આપણા નેતાઓ સ્વતંત્રતાને પ્રથમ પસંદગી આપતા હતા. તેમનું એમ માનવું હતું કે આઝાદી હશે તો સમાજમાં પલટો લાવતાં વાર નહિ લાગે. જો લોકો સ્થિતિ ચુસ્ત રહેવાની જીદ પકડે તો સત્તાની રૂએ, કાયદાની રૂએ તેમ કરી શકાય.

આ વિચાર બીજા કોઈ દેશનેતાએ પ્રજા સમક્ષ મૂક્યો નહોતો એટલે એ બાબતમાં પહેલ કરવા માટે અમે જવાહરલાલજીને ધન્યવાદ આપીએ છીએ. જ્યારે તેમનો એ વિચાર કાયદાનું સ્વરૂપ લેશે ત્યારે એ દિવસ સુવર્ણ દિવસ તરીકે હિંદના ઇતિહાસમાં નોંધાઈ જશે. સ્ત્રીઓ માટે તો આ તાલીમ આશીર્વાદ સમાન થઈ પડશે. ત્યજાએલી સ્ત્રીઓ, વિધવાઓ અને જુલ્મો અને સીતમોથી કંટાળેલી પત્નીઓનો તો આથી ઉદ્ધાર થશે. સમાજને ભારરૂપ એવી અણઘડ સ્ત્રીઓને તાલીમ આપી સમાજની જન્વાવી અને એકતરફી સમાજરચનામાં સુરંગ મૂકવામાં ઉપયોગ કરવામાં આવશે. અત્યારે શ્રમજીવી સ્ત્રીઓ કારખાનામાં કામ કરે છે કે બીજી કોઈ રીતે પોતાની આજીવિકા મેળવે છે. જ્યારે શ્રીમંત સ્ત્રીઓ ઘરમાં ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે બેસવામાં, નવીનવી ફેશનો કરી પૂતળીઓ બનવામાં પોતાનું જીવન વ્યતીત કરે છે. તેમનું જીવન એવું એકલપેટું અને સ્વાર્થી બની ગયું છે કે તેમની બીજી બહેનો ક્યાં અને કેવી દશામાં સડે છે તેનું તેમને ભાન નથી આવાં પોતાના જ હિતમાં રચ્યાપચ્યાં રહેનારાંને ફરજિયાત તાલીમ આપવી આવશ્યક છે.

પંડિતજીએ કહ્યું કે હિંદમાં લોકો કીડીની માફક ઉભરાય છે પણ તેમનું જીવન અસ્તવ્યસ્ત છે, શિસ્તમાં તો કોઈ સમજતા જ નથી. આપણે માટે નહિ પણ સમાજ માટે જીવવાથી આપણું જીવન ધન્ય થાય છે, એ વાત હજી તેમને ગળે ઉતરતી નથી. સામાજિક તાલીમથી એકલા સમાજ માટે નહિ પણ દેશ માટે પણ પ્રેમ ઉત્પન્ન કરાવી

શકાશે. દેશ પ્રત્યે, સમાજપ્રત્યે અને નાગરિક તરીકેનું આપણું શું કર્તવ્ય છે તેની સમજણ આપી શકાશે.

દરેકને ફરજિયાત તાલીમ આપવાથી કોઈને ક્ષોભ નહિ થાય કે મોભાનો વિચાર નહિ આવે. તાલીમબદ્ધો રચનાત્મક કામ સરળ અને સુંદર રીતે કરી બતાવશે. એ રીતે આપણા "બાપુ,'ના પ્રિય અને અધુરા રહેલા કામને પૂરું કરી શકાશે. કોઈના પસીના પર કે મહેનત પર જીવી બિનવ્યવસાયી રહેવાની ગાંધીજી કેટલા વિરૂદ્ધ હતા તે આપણે જાણીએ છીએ.

હિંદુસ્તાનના હજારો યાત્રાના સ્થળોએ લાખો માણસો જેવા કે ચોબાઓ, બ્રાહ્મણો તકપદાઓ નિરૂદ્યમી જીવન ગાળે છે. કીડાની માફક જીવે છે એમને આ તાલીમ આપી સ્વાશ્રયી બનાવવા જોઈએ. ફક્ત જન્મના હક્કની રૂએ તેમને બીજાએ પોષવા એ માન્યતા પર ટકી બેઠી હોય તો ફરજિયાત સામાજિક તાલીમ આપી એ નિર્મૂળ કરવી જોઈએ. આવી રીતે બીજા લોકોના ભોગે માલમલીદા ખાવા છતાં તેમને સ્વર્ગ મળશે એમ તેઓ માનતા હોય તો તે ભૂલ ભરેલું છે. ઈશ્વરના દરબારમાં સર્વને એક જ ત્રાજવે તોળવામાં આવે છે અને ઈન્સાફ અપાય છે. આવી ધર્મની ખોટી માન્યતાઓ અને ભાવનાઓને લીધે જ હિંદ ગરીબ રહ્યું છે. સ્વાભિમાન કે સ્વદેશાભિમાનની મહત્તા લોકો હજી સમજતા નથી તેથી જ આવું આળસુ અને શુષ્ક જીવન ગાળે છે. આત્મભોગમાં કેટલો આનંદ છે તે મહાત્માજીએ જીવનમાં અને મરણમાં સિદ્ધ કરી આપ્યું. સમાજસેવા જનસેવા કરી લોકો જીવ્યું સાર્થક કરશે.

ગુજરાત કાઠિયાવાડના તબીબોની પરિષદનું બીજું અધિવેશન રાજકોટ ખાતે થયું હતું, ત્યારે એક અગત્યની સૂચના ડૉ. જીવરાજે કરી હતી કે તબીબી સેવા અમુક વખત માટે ફરજિયાત કરવી. એનો અર્થ એ કે નવા થએલા દાક્તરોએ પોતાની સેવા જનતાને અમુક વખત માટે આપવી જ.

અત્યારે શહેરમાં દાક્તરો શેરીએ શેરીએ છે, જ્યારે ગામડાંઓમાં દાક્તરોના અભાવે ઘણી કિંમતી જિંદગીનો અંત આવે છે. ત્યાં ઈસ્પિતાલ નથી કે દરેક ગામડામાં દવાખાનું પણ નથી, એટલે દાક્તરી મદદ જોઈતી હોય તો ઘણું અંતર કાપી બાજુનાં ગામમાંથી દાક્તર બોલાવવા પડે છે.

તેમાં યે ગરીબ માણસનો કેસ હોય અને દાક્તરની પૂરી ફી આપવાની તેની શક્તિ ન હોય તો દાક્તર ન જવા માટે બહાનાં કાઢે છે. એવાયે કેટલાક દાખલા છે કે, ગામડામાં તો શું પણ શહેરોમાં પણ ગરીબ માણસ મરતો મરતો કોઈ દાક્તરને બોલાવવા મોકલે તો તેની દાદ ફરિયાદ પણ લેવાતી નથી. કોઈ તાકીદનું ઓપરેશન કરવાનું હોય, એ માણસની જિંદગીનો સવાલ હોય છતાં ટેબલ પર પ્રથમ પૈસા મુકાવી કેસ હાથમાં લેનાર પણ પડયા છે. અમે કંઈ દાક્તરોની આમ હદી નાલેશી કરવા માંગતા નથી, પણ આવા પણ દાખલા બને છે એમ અમે કહેવા માગીએ છીએ. દાક્તરી ધંધો સૌથી ઉમદા ધંધો છે. એટલે એમાં મનુષ્ય પ્રત્યેની ફરજનો વિચાર કરવો જોઈએ. એટલે જ્યાં સુધી દાક્તરી સેવા અમુક વર્ષ સુધી ફરજિયાત કરવામાં નહિ આવે ત્યાં સુધી ગામડામાં જઈ કોઈ સેવા કરવા તત્પર નહિ થાય. અમે આ સૂચનાને વધાવી લઈએ છીએ અને વહેલો એ માટે કાયદો થાય એમ ઇચ્છીએ છીએ.

# વિદુલાની ઓજસ્વિતા

( અનુ. શ્રી. ભોગીલાલ ખત્રી )

વિદુલા નામની એક રાજપુત્રી હતી. તે ઘણી જ્ઞાની હતી. સાથોસાથ એ ક્ષત્રિયાણી હતી. તે વીર જનોના યુદ્ધ-નાદને પ્રોત્સાહન આપતી હતી. તેણે ઘણાંયે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો, તેને માત્ર એકજ પુત્ર હતો., અને એ પુત્રનું નામ હતું સંજય.

એક વખતે એવું બન્યું કે સંજયને સમરભૂમિમાં સિન્ધુ દેશના રાજાનો સામનો કરવો પડ્યો. એમાં એ હાર ખાઇને નાસી છુટ્યો. આમ સિન્ધુરાજની સાથે હારી જવાથી તે ઘણો નિરાશ થઇ ગયો. આ પ્રમાણે તેની સ્થિતિ જોઇને વીર ક્ષત્રિય માતાનું હૃદય કકળી ઉઠયું. અને કાપુરુષોને પાણી ચઢે એવા શબ્દોમાં સંજયને કહ્યું કેઃ–

" તુ મારો પુત્ર નથી. ખરી રીતે તો મારી કુખે ઉત્પન્ન થઇને ક્ષત્રિય કુળમાં કલંક લગાડવાને તુ કોણ જાણે ક્યાંથી અવતર્યો છું ! તુ તો હંમેશને માટે નિરાશ થઇ ગયો છે ! અરે મૂર્ખ, ! જો તું તારું, તારા કુળનું અને તારા કુંટુંબનું કલ્યાણ ઇચ્છતો હોય તો અત્યારથી જ તુ વીર પુરુષોની માફક કામ કરીને કંઇક પરાક્રમ કરી બતાવ. નિર્ભય થઇને ઉત્સાહ અને ઉદ્યોગથી તુ તારા હૃદયમાં પેઠેલી નિર્બળતાને ખંખેરી નાખ. જીવવાની આશા છોડીને બહાદુરી બતાવ. શત્રુના હાથે હારીને સુખેથી બેસવાનો શું આ વખત છે ? દીનતાનો આશ્રય લઇને સંસારમાં વચનીયતાનો લાભ લેવો એ તો કાયરોનું લક્ષણ છે. આખી જીંદગી દીન હીન દશામાં પડી રહેવા કરતાં તો માત્ર એકજ ક્ષણ માટે પરાક્રમ દેખાડીને મોતને ભેટવું એ ગણું સારું છે. મારો તો એ સિદ્ધાંત છે કે રાજાના ઘરમાં અતિ કઠોર અને અતિ કોમળ સ્વભાવનો પુત્ર કોઇ દીવસ પેદા થશો નહી. વીર પુરુષ ક્દાપિ પણ પોતાના આત્માને તુચ્છ ગણતો નથી. તે તો પ્રાણની આશા મૂકીને પરમ કર્તવ્ય પંથનો આશ્રય લે છે. એટલે તું પણ તારા બાહુબળનો જગતને પરિચય આપ. પોતાના ધર્મનો ત્યાગ કરીને પછી વ્યર્થ જીવવાથી શો લાભ છે ? સંસારમાં જેઓ જન્મીને કોઇ અદ્‌ભૂત અગર મહાન કાર્ય કરીને પોતાનું નામ અમર કરતો નથી તે માત્ર સંખ્યા વધારનાર તરીકે જ ઓળખાય છે; એવાઓની ગણત્રી વીર લોકો તો નપુંસકમાંજ કરે છે.

દાન, તપ, શુરતા, સત્ય, વિદ્યા, ધનાર્જન, વગેરેમાં જેનો કીર્તિધ્વજ જગતમાં નથી તે દિકરો નહિ પણ દિપડો કહેવાય છે. નપુંસકોની માફક ઘૃણિત, ગર્હિત, દુઃખદ, અને અપકીર્તિ કરનાર વૃત્તિઓનો તારે ક્દાપિ આશ્રય લેવો જોઇએ નહી. વંશનો નાશ કરનાર તથા કુળને કલંકિત બનાવનાર તને પેદા કરીને હું ખરેખરી રીતે તો કમભાગી માતા થઇ છું અને તેથી ભગવાનને પ્રાર્થના કરું છું કે કોઇ પણ રાજમાતા તારા જેવો ક્રોધી, ઉત્સાહ રહિત અને બલહિન પુત્રને કોઇ પણ દિવસ જન્મ ના આપે. હે પુત્ર ! તું હવે ઉત્સાહી થા અને કંઇક શુરાતન કરી બતાવ.

જે પુરૂષ હંમેશાં ક્ષમા આપવાની નીતિને અપનાવે છે અને ક્રોધ કરતો નથી તેવો માણસ પણ એક પ્રકારનો નપુંસક જ છે. સંતોષ, દયા, ભય આર્જવ, અનુયોગ, કેવળ નસીબ ઉપર આધાર રાખનાર આદિવાળો માણસ હોય તો કદાપિ પણ વિજયશ્રી વરતો નથી સંતોષી માણસ રાજ્ય વગેરે સુખ મેળવી શકતા નથી. એટલા માટે તો હું કહું છું કે ઉપરના દોષોનો તું વહેલામાં વહેલી ત્યાગ કર અને તારું હૃદય વજ્ર જેવું કઠણ કરીને આપણું રાજ્ય વધારવાનો તથા પૈસા મેળવવાનો પ્રયત્ન કર રાજાની પ્રતિષ્ઠા રાજકાર્ય તથા પ્રજા પાલનને આભારી છે અન્યથા ગજા જેવી કોઈ વસ્તુ નથી. જે રાજા પોતાના સુખને છોડીને રાજલક્ષ્મી નો આશરો લે છે તે ઘણાજ ટુંકા સમયમાં સુખનું સ્થાન પ્રાપ્ત કરે છે અને પોતાના આશ્રિતોને પણ સુખી કરે છે. "

વીર માતાના આવાં કાવાં વચનો સાંભળીને સંજયે પોતાની માતાને કહ્યુંઃ " જો તું મને દેખીશ નહી તો પછી તારું આ રાજસુખ અને જીવવાનું શું પ્રયોજન રહેશે ? "

માતાએ ફરીથી ઉત્સાહપુર્ણ શબ્દોમાં કહ્યું કે " બેટા, ત્યાંજ તારી ભૂલ થાય છે હું રાજ્ય અથવા સુખની અભિલાષાથી આમ કહેતી નથી. મારો તો એવો મત છે કે જેવી રીતે પાકેલા ફળવાળા વૃક્ષના આશરે પક્ષીઓ પોતાનું જીવન વ્યતીત કરે છે તેવી રીતે સમસ્ત આશ્રિતવર્ગ ભાગ્યશાળીનો આશ્રય લઈને પોતાનું જીવન વ્યતીત કરે છે. મારી તો એવી ઇચ્છા છે કે તું એવો ભાગ્યશાળી અને વિજયી થા. હે પુત્ર, જો તું યુવાનીમાં જ પુરુષાર્થ કરવાનું છોડી દઈશ તો તરત જ તું અધમ પુરુષોની માફક નરક યાતના પ્રાપ્ત કરીશ એમાં મને કંઈ પણ સંદેહ નથી. ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થઈને જે મનુષ્ય

આ અસાર જીવનની અભિલાષાની પોતાની શક્તિ અનુસાર પરાક્રમ અને બળને પ્રદર્શિત કરી પોતાનું તેજ પ્રકાશમાં લાવતો નથી તેની વિદ્વાન મંડળમાં કંઈ પણ ગણત્રી થતી નથી. તારા પ્રયત્ન ઉપર જ તારો વિજય રહેલો છે. જે બહિત નીતિ અનુસાર કાર્ય કરે છે તેને બીજા લોકો પણ મદદ કરતા રહે છે. પરિણામે તેનું કાર્ય સફળ થઈ જાય છે. એટલા માટે તો હું કહું છું કે યુદ્ધનો જરૂર પ્રયાસ કરઃ પછી ભલે એમાં મારું સર્વસ્વ નષ્ટ થઈ જાય. "આજે તો ઘરમાં અનાજ નથી, કાલે શું થશે !" એ ચિન્તા સદા જેને હોય છે. એનાથી મોટું બીજું પાપ કયું હોઈ શકે છે ? પૈસા ન હોય તો ભિક્ષુકોને શું દાન આપી શકાય ! અત્યાર સુધી મ્હેં કોઈપણ માગવા આવનારને "નથી" શબ્દો કહ્યો નથી. બધા લોકો આપણી જ પ્રતિક્ષા કરી રહ્યા છે પરન્તુ હવે જો તું તારી પરવશ રહીશ તો મારે હવે મરી જવું પડશે. માટે આ અગાધ દુખ સાગરમાંથી પાર કરનાર માત્ર તુંજ છે, જો તું જીવવાની ઇચ્છાનો ત્યાગ કરીને યુદ્ધ કરીશ તો જરૂર સર્વે શત્રુઓને તું પરાજિત કરી વિજયશ્રીને પ્રાપ્ત કરી શકીશ."

સંજય યુદ્ધથી એટલો બધો ડરાઈ ગયો હતો કે પોતાની માતાએ આટલું બધું કહ્યું છતાં પણ તેની કાયરતા પૂરેપૂરી દૂર થઈ નહી. તેણે ફરીથી કહ્યું "માતા મને એમ લાગે છે કે ભગવાને તારું હૃદય વજ્રથી પણ વધું કઠોર બનાવ્યું છે. હાય ! ક્ષત્રિય ધર્મ કેવો વિચિત્ર છે ! જેમાં સગી માતા પોતાના સગા પુત્રને પણ સાધારણ માણસ સમજીને યુદ્ધના કરાલ મ્હોમાં જવાનો આદેશ કરે છે. સગી મા થઈને પણ શોક્ય માની માફક વચનબાણોથી તું મારા હૃદયને વીંધી રહી છે, પરન્તુ મારે તારી પાસેથી એજ જાણવું છે કે તું મને મરેલો જોઈશ તો પછી આ રાજ્ય, સુખ ભોગ અને જીવનનો તારે શો જપ રહેશે વારું ! તારો એકમાત્ર આધાર તો હું છું, તેનો હાથે કરીને નાશ કરાવીને તું કેવી રીતે જીવી શકીશ એ તો કહે !"

વિદુલાના હૃદયમાં પૂર્ણપણે ક્ષાત્રત્વ ભરેલું હતું. એણે તો પ્રથમથીજ એ નિશ્ચય કરી લીધો હતો કે હું યુદ્ધમાંથી કાયર બનીને ભાગેલાની મા તરીકે ધિક્કાર પામીને સમાજમાં મ્હો દેખાડી શકીશ નહી. આમ હોવાથી જ એણે પોતાના પુત્રને સાહસપૂર્ણ અને ઓજસ્વી શબ્દોમાં ફરીથી સમજાવતાં કહ્યું કેઃ

"જો બેટા ધર્મ અને અર્થના વિજયને લીધે તો હું તને યુદ્ધની પ્રેરણા આપી રહી છું, વસ્તુતઃ પરાક્રમ દેખાડવાનો તો આ યોગ્ય સમય મળ્યો છે, એટલે જો આ વખતે તું તારા કર્તવ્યનું પાલન નહી કરે તો તને ધન, સંપત્તિ યશ, પ્રતીષ્ઠા વગેરે મળશે નહી. હું તારી માતા છું એટલે તારી નિન્દા સાંભળીને જો હું તેનું નિવારણ કરવાનું કામ નહી કરું તો પછી તારા ઉપરનો મારો સ્નેહ નિરર્થક છે, ધર્મ અને અર્થને પ્રાપ્ત કરીને તથા સદાચારી બનીને જ તું મારો પ્રિયપાત્ર બની શકે છે. અન્યથા નહી. હે પુત્ર એ તું ખાત્રીપૂર્વક માનજે કે મારા જેવી માતાઓ કેવળ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરાવવાને માટે જ મનુષ્ય રૂપમાં જન્મ લે છે. યુદ્ધમાં ભલે પુરુષ જીતે યા હારે એ બન્ને રીતે તેને તો સ્વર્ગની પ્રાપ્તિ થવાની જ છે. એટલા માટે માતાની કર્તવ્ય બુદ્ધિને લીધે પણ તને યુદ્ધમાં પ્રવૃત્ત કરાવવાનું મારું કાર્ય મને ઉચિત લાગે છે."

સંજયે ફરીથી એ વાતનું દબાણ કરતાં પૂછ્યું કે "માતા, એ તો બતાવ કે મારી પાસે ધન, બળ, મદદ વગેરે કાંઈ નથી. તો પછી મારો વિજય કેવી રીતે થશે ? જો જીતવાનો કોઈ ઉપાય તું જાણતી હોય તો તે મને બતાવ."

# આટલું જાણો.

**ન ભાંગે તેવા ચશ્મા :**—પ્લાસ્ટીકમાંથી બનાવવામાં આવતા ચશ્મા કદિ ભાંગતા તુટતા નથી આ બનાવટ હાલ ઈંગ્લાંડમાં પ્રચલિત થઈ છે.

**રંગનાશક ઔષધ :**—ની શોધ અમેરીકામાં થઇ છે. આ ઔષધ ચોપડી કપડાંના કુંચાથી ઘસવાથી તે દૂર થાય છે.

**જમીન વગરની ખેતી :**—આ અખતરો જાપાનમાં સફળ નીવડયો છે. જમીનમાં બી વાવવાને બદલે અમુક રસાયણમાં બી વાવવાથી અને તે ઘરના ગમે તે ભાગમાં વાવવાથી ઉત્તમ પ્રકારે સફળતા મેળવી શકાય છે

**વૃદ્ધાવસ્થાનું વિષ :**—એક ડૉક્ટરને આ બાબત પ્રયત્ન આદર્યો છે. ૧૨૦ થી ૧૪૦ વર્ષ જીવી શકાય તેવા અખતરાના પ્રયત્નમાં છે.

**બે બેઠકનાં બાંકડા :**—બાગમાં બેજ બેઠકના બાંકડા મુકવા માટેની હિમાયત લંડનમાં ચાલી રહી છે. કારણ કે તે ઉપર ફક્ત પતિપત્નીજ બેસી આનંદ માણી શકે.

**અપંગતાદીન :**—જુનની તા. ૫ મીએ અપંગતાદીન ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું છે.

**હિજરતી યુવતીઓનાં લગ્ન :**—દિલ્હીમાં આ વ્યવસ્થા માટે એક ખાસ ખાતુ ખોલવામાં આવ્યું છે એવાં કેટલાક લગ્નો થયાં જાણવામાં આવે છે.

**ચંદ્રની માલીકીનો દાવો :**—ચંદ્ર ઉપર વર્ચસ્વ મેળવવા અમેરિકાના બે યુવો પ્રયાસ કરી રહ્યા હોવાનું જાણમાં છે:

**નવી જાતનો અરીસો :**—ગમે ત્યાં ગમે તે સ્થીતીમાં રહેવાથી કોઈપણ વસ્તુની મદદવગર હજામત થઇ શકે તેવા અરીસાની શોધ થઇ છે.

**અંગ્રેજી શબ્દના ઉપયોગ માટે દંડ :**—બનારસ-નાગરી પ્રચારીણી સભાની વાર્ષિક સભાની બેઠકમાં અંગ્રેજી શબ્દો વાપરવા બદલ સંયુક્ત પ્રાન્તના કેળવણી પ્રધાન શ્રી. સંપૂર્ણાનંદજીનો ઠરાવ મુજબ પાંચ આના દંડ થયો છે. જે તેઓશ્રીએ ભરી દીધો છે

**લાંબી લાંબી લાઇન લાગી છે :**—સાંજ વર્તમાન તા. ૧૪-૫-૪૮ શુક્રવારના પહેલા પાના ઉપર એક કાર્ટુનિસ્ટે જે વ્યંગ્ય ચિત્ર દોર્યું છે. તે ઉપર સૌ કોઈનું ધ્યાન દોરાય છે. જેમાં—બ્લોક નીચે લખવામાં આવ્યું છે કે—" એમ કહેવાય છે કે-હિન્દભરની આયોકથી માંડી બુઢ્ઢી સુધીની નર્સો, લેડી ડોક્ટરો મધ્યસ્થ સરકારના નિવાસસ્થાને પરણવાના કોડમાં લાંબી એક લાઇન લગાવી રહી છે. મધ્યસ્થ સરકારના એક પ્રધાન-ડૉ. આંબેડકરે ક્લીનીકમાં નોકરી કરતા ૩૫ વર્ષના એક આ ધંધાના બાનુ સાથે તાજેતરમાં લગ્ન કર્યા છે ત્યાં તો એવા સમાચાર સાંપડયા છે કે બીજા એક પ્રધાન કાકાસાહેબ ગાડગીલ ૪૨ વર્ષના એક બાનુ તબીબી સાથે લગનગાંઠથી જોડાઇ ગયા છે. તે જોતાં આવી કતાર લાગે એ સ્વાભાવિક છે.



સુરત—કુ. પદમા મંગીદાસ દેસાઇ ૧૯૪૭ની મેટ્રીકની પરીક્ષામાંમાં ૫૮૯ ગુણ મેળવી બીજે નંબરે, તથા સુરત કેન્દ્રમાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયાં છે.

શ્રી. લીલાવતી આર. દેસાઈ લખી જણાવે છે કેઃ—

"અનાવિલ કુમારી કન્યા મંડળ" ની સ્થાપના ટુંક સમયમાં થનાર છે. આ ઉચિત તૈયારીઓ થઇ રહી છે. ઘણી કન્યાઓના વાલીઓએ પણ સંમતીપી આ છે.

નિઝામ સ્ટેટ—નિઝામી રઝાકારોએ ગયા એપ્રીલની તા. ૨૬ મીએ કેટલીક સ્ત્રીઓ નદીએ પાણી ભરવા જતી હતી ત્યારે તે વખતે ગોળીઓ ચલાવી હતી.

સુરત—શાંતિ નામની એક યુવતિ ઉપર બદ ઇરાદે હાથ નાખતાં એક મુસલમાનને પકડવામાં આવ્યો છે.

પાલનપુર—મંગી નામની હિન્દુ પરિણત યુવતીને બળાટી મુસ્લીમ વેસ પહેરાવી સુરત લાવતાં તે મુસ્લીમ પકડાઇ ગયો.

સુરત—એક મુસ્લીમ ગરાસીયણ બાઇને ખિસ્સા કાતરવાના આરોપસર પોલીસે પકડી છે.

છાલીપેર—(મિઠુમેવાલ) બાઇ ચંચળ રામભાઇ સોમાભાઈ સાથે સ્વેચ્છાએ લગ્ન ગ્રન્થીથી જોડાઇ મેજીસ્ટ્રેટ પાસે સોગંદ પૂર્વક જાહેર કર્યું છે.

વડોદરા—વડોદરા સ્ત્રી મંડળ તરફથી ચાલતા સયાજીગંજ રાહત કેન્દ્ર તરફથી યોજાએલ આરોગ્ય દર્શનનું ઉદ્ઘાટન મીસીસ કસુમાવતીબાઇ ચંદ્રચુડ ના હાથે થયું છે.

અમદાવાદ—કાળુપુર. ઝાંપડાની પોળમાં લક્ષ્મીબાઈ નામની સ્ત્રી જુગારનો અડ્ડો ચલાવતાં પકડાઇ છે.

કાશ્મીર—પોતાનું સ્વાતંત્ર્ય, સારી રીતે ટકાવી રાખવાને ત્યાંની યુવતીઓએ પણ સારો ફાળો આપવા માંડયો છે.

અમૃતસર—દેશસેવા સેવિકા સેનાની યુવતિઓએ બે પાર્ટી પાડી ગેરીલા યુદ્ધનો અખતરો યોજ્યો હતો.

પેરીસ—એલીઝાબેથ ના ખુનનું યોજાએલ કાવત્રૂ નિષ્ફળ નિવડયું છે.

ભાવલપુર—કું. અમતુસલામે આદરેલા ઉપવાસ સફળતા મેળવી અંત આણ્યો છે.

ચીલી—દશવર્ષની એક બાળાએ પુત્ર પ્રસવ્યો છે.

અમેરિકા—માં સ્ત્રીઓ પત્રકારિત્વના ધંધામાં પણ સારી એવી સંખ્યામાં કામ કરે છે. વળી પ્રેસીડેન્ટ ની ચુંટણી માટે પણ ઉમેદવારી નોંધાવવા કેટલીક મહિલાઓ તૈયારી કરી રહી છે.

ગણ—બાંધકામ ખાણ અને વિજળી ખાતાનાં પ્રધાન શ્રી. એન વી. ગાડગીલે. શ્રી. રોહનાબાઇ ઉ. વ. ૪૪ સાથે સાદી વિધિથી લગ્ન કર્યાં છે.

દિલ્હી—કાયદાખાતાના પ્રધાન શ્રી. આંબડકરે ૩૫ વર્ષનાં એક બાનુ સાથે લગ્ન કર્યાં છે.

વસઈ—એક પાટીદાર યુવતિએ ઘરકંકાસથી કંટાળીને કુવો પુર્યાનું જણાવવમાં આવે છે, પોલીસ કેસમાં અનેક અવનવી વાતો બહાર આવી રહી છે.

જામનગર—નાના મહારાણી સાહેબ નાદુરસ્ત તબ્બતને લઈને હવા ફેર માટે તેઓ સ્વીટ્ઝર્લૅન્ડ ગયાં છે.

માતર—બારીઆના ના. મહારાણીને લઈ જતું વિમાન પેટ્રોલ ખુટી પડતાં કુનેહ ભરી રીત સોઈપાટે લીબાસી ગામની સીમમાં ઉતારી દીધું એથી સર્વ સહેજે બચી ગયા.

હોલાંડ—ના. રાણી સાહેબ વૃદ્ધાવસ્થાને લઈને પ્રીન્સેસ જુલીયાના હિત માટે ગાદી ત્યાગ કરવાનું જાહેર કર્યું છે.

દાહોદ—મંગલમહુડી સ્ટેશન કોર્ટમાં એક ભીલ બાઈનું તીક્ષ્ણ હથીયારથી ખુન થયું છે, તેણીના શરીરના બે ટુકડા થયેલા સ્ટેશન યાર્ડમાંથી મળી આવ્યા છે.

નાગપુર—પાસેના નાનપુર ગામમાં આગ લાગતાં એક સ્ત્રી જીવતી ભુંજા ગઈ હતી,

અમદાવાદ—અપહૃત મહિલાઓને પાછી મેળવવાની ઝુંબેશને અત્રેના નીલકંઠના અખાડાના મહંતશ્રીએ આવકાર આપ્યો છે. અને તેઓએ પણ તે માટે ઉચિત સેવા આપવા તૈયારી બતાવી છે.

પાલીતાણા—વિભાગના રતનપર ગામમાં તાજેતરમાં એક બાઈના ગળામાંથી લગભગ પાંચેક તોલાના કોલરની તફડંચી થવાનો બનાવ બન્યો છે.

કલોલ—ઉત્તર ગુજરાત પ્રજામંડળના જાણીતા કાર્યકર શ્રી. નટવરલાલના માતુશ્રી શ્રી. ઉગરીબા ૫૭ વર્ષની ઉંમરે પોતાના નિવાસ સાથે અવસાન પામ્યા છે. મહુંમ પ્રજા સેવાના કાર્યમાં આગળ પડતો ભાગ લેતા હતાં.

વડનગર—લેઉઆ પાટીદાર જ્ઞાતિના ૫૨ વર્ષની ઉંમરના એક વ્યાપારીએ ૧૪ વર્ષની ઉંમરની કન્યા સાથે પ્રભુતામાં પગલાં માંડ્યાં છે તેમની દ્વીતીય પત્ની અને તેને ૧૫ વર્ષનો પુત્ર હયાત છે. આ લગ્ન ત્રીજી વખતનાં છે. બીજી પત્ની પોતાના પતિ ઉપર કાયદેસર કામ ચલાવવા ચળવળ કરી રહ્યાનું જાણમાં આવે છે

## જાગતા રહેજો

હમણાં હમણાં હિન્દુ બાળાઓને ભગાવી લઈ જવાના કિસ્સાઓ ખુબ બની રહ્યા છે.

તાજેતરમાં કોસાંબામાંથી પંદર વર્ષની એક હિન્દુ બાળા ગુમ થતાં ગામમાં શોધાશોધ થઈ આજુબાજુ તાર થતાં અમદાવાદ સ્ટેશને એક મુસલમાન ઉપર શક જતાં પોલીસે તપાસ કરતાં તેની સાથેથી એ બાળા મળી આવી. બાળાનો પોલીસે કબજો લીધો. અને એ મુસ્લીમને પકડવામાં આવ્યો છે. છોકરીની માને બોલાવી છોકરી તેની માને સ્વાધીન કરી છે.

## ઉઠાંતરી

૧ નિવાસિત બાઈ નદીએ નહાવા જતાં તેના કપડાં અને તેમાં રહેલી રકમ કોઈ ઉઠાવી ગયો છે.

૨ તા. ૧૫ શનીવારના રોજે ડા. ફોજદારના દવાખાને દવા લેવા જનારની એક બાળકી રમતી હતી. તેને કોઈ બદમાસ ઉપાડી જઈ રૂા. ૫૦૦ ના દાગીના તફડાવી ગયાનો બનાવ બની ગયો છે.

## વિવિધ વૃત્ત

### ૧ અપહૃત મહિલાઓની પુન : પ્રાપ્તિનું કાર્ય
### મહિલા પરિષદનો મળનારો સાથ

હિન્દના ભાગલાની સાથે ફેલાઈ ગએલા કોમવાદથી અપહૃત થએલી નારીઓને મેળવવા માટે જહેમત ઉઠાવાઈ રહી છે. જેમાં કુમારી મૃદુલાબ્હેન અંબાલાલ સારાભાઈ, શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય અને કુ. અમતુલસલામ સારો ફાળો આપી રહ્યાં છે. મહિલા પરીષદના પ્રમુખ શ્રી. અનસુયાબાઈ કાળે એ હવે આ કાર્ય ઉપાડી લીધું છે. સૌ બ્હેનો એ કામને ઉચિત મદદ આપે તો જરૂર આ કાર્ય સરળ બને.

### ૨, જાગેલ નારી

શ્રી. વત્સલાબાઈ કર્ણિક—સોલાપુર જીલ્લાના આવેલ બારશીની સુધરાઈના પ્રમુખપદે ચુંટાયાં છે.

શ્રી. સુધાકુમારી રોય—મધ્યપ્રાંતની ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાયાં છે.

કુમારી ફુવળા યશોદાદેવી—ને આંધ્ર વિદ્યાપીઠે "ડોક્ટર ઓફ લીટ્રેચર"ની પદવી આપી છે.

અમેરીકામાં ન્યાયમૂર્તિ તરીકે વીસ બ્હેનો કામ કરે છે. ૧૦ બ્હેનોને ન્યુયોર્કમાં જ છે.

ઇરાનમાં બ્હેનોને ફરીથી પડદામાં પુરવાની ઝુંબેશ ઉપડતાં ત્યાંની મહિલાઓએ જબ્બર વિરોધ નોંધાવ્યો છે.

### ૩. સ્ત્રીઓને લશ્કરી તાલીમ" વીષે—શ્રી. અમૃતકોર

લશ્કરી તાલીમ લેવાની પ્રવૃત્તિ સ્ત્રીઓમાં વધતી જાય છે. એ ખુશી થવા જેવી વાત છે. જ્યારે કટોકટીના સમયમાં પુરૂષ દેશનું રક્ષણ કરવા જાય. ત્યારે અંધાધુંધીના સમયમાં સ્ત્રીઓ ગૃહરક્ષણ અને સ્વાત્મરક્ષણ કરી શકે, આ કાર્ય પોતાને ખાતરજ જરૂરી છે એટલું જ નહિં પણ દેશની સ્વતંત્રતાના રક્ષણ માટે પણ તેટલું જ જરૂરી છે. આ લશ્કરી તાલીમ લેવી સ્ત્રીઓ માટે અત્યારે ખુબજ અનિવાર્ય અતિઆવશ્યક ખુબ જરૂરી છે,

આશા છે કે આ બાબત નારીજગત પૂર્ણ જાગૃત બને.

### ૪. વંદન! કાશ્મીરની આઝાદ નારીને

પાદો ફગાવીને આત્મરક્ષા અને દેશરક્ષા માટે જેણે શસ્ત્રો સજ્યાં. બેગમ

અબ્દુલ્લાની સરદારી નીચે કાશ્મીરની નારીએ સારો એવો ફાળો નોંધાવ્યો છે. કાશ્મીર જનતા છેલ્લા કેટલાય વર્ષોથી આઝાદીનો જંગ ખેલી રહી હતી એ આઝાદીના જંગમાં કાશ્મીરની નારી પાછળ રહી નથી. એ એક ખુશી થવા જેવી વાત છે. નૈસર્ગિક સૌંદર્ય વરેલી કાશ્મીરની કમનીય નારી વખત આવ્યે વજ્ર કરતાં કઠોર બની શકે છે. અને પોતાના દેશની આઝાદીને ખાતર અને પોતાની આત્મરક્ષા ખાતર એ નારી શસ્ત્રો પણ સજી શકે છે.

કાશ્મીરની નારી પડદે નશીન છે પણ તેને ઉપરના કારણોસર પોતાની પવિત્ર ફરજ અદા કરવા ખાતર જેવો પડદાને પણ ફગાવી દીધો છે. અને પોતાનું કર્તવ્ય બજાવવા આજ એ બહાર પડી છે.

આઝાદીના સંગ્રામમાં એ બ્હેનોએ સારો એવો સાથ આપ્યો હતો આજ પુરૂષ સમોવડી બની પુરૂષની પડખે ઉભી છે. અને શસ્ત્રોની તાલીમ લઈ રહી છે. એટલુંજ નહિં પણ એક મહિલાદળ પણ ઉભું થયું છે, તેમાં ત્યાંની સંખ્યાબંધ બ્હેનો જોડાઈ છે અને લશ્કરી તાલીમ લઈ રહી છે. એ દળનું નામ "રાની" ટુકડી રાખવામાં આવ્યું છે.

કાશ્મીરના જંગમાં ભાગ લઈ રહેલ એ વીરાંગનાઓને વંદન ! સ્ત્રીઓએ આત્મબળ અને વિશુદ્ધ ચારિત્ર્ય ઉપર પૂર્ણ આધાર રાખી મનઃસંયમ કેળવવો જોઈએ.

૫—નારી યુગ—

બીજા વિશ્વયુદ્ધના સમયથી નારીનો પોતાનું ઓજસ જગતને પુરવાર કરી બતાવ્યું છે. તેણે કોઈપણ કામમાં પાછી પાની કરી નથી. તે પુરૂષ સમોવડી બની રહીને પુરૂષોચિત પ્રત્યેક કાર્યમાં પુરૂષના ખભેખભો અડાડી અડગતા પૂર્ણ આત્મશ્રદ્ધાથી ધૈર્યથી નિશ્ચયરૂપે જે સાથ આપ્યો છે. આજે સાથ આપ્યે જાય છે. આ નારીયુગ તરીકે જરૂર ઇતિહાસને પાને અમર રહેશે જ.

---

## સુવાક્ય

શિક્ષક દશ ઉપશિક્ષકો કરતાં, પિતાઓ શિક્ષકો કરતાં અને માતા, હજાર ઉપશિક્ષકો કરતાં વધારે પૂજ્ય છે.

× × × ×

લગ્નનો હેતુ, વાસના નથી પણ સંયમ છે

× × × ×

પતિએ પત્નીવ્રત પાળવું અને પત્નીએ પતિવ્રત પાળવું એવી પ્રતિજ્ઞા એ લગ્ન,

× × × ×

# સ્ત્રી—એક આછું ચિત્ર........

લેખક :—દલસુખરાય જી. ટીમાણીયા.

જગતના ઇતિહાસમાં દૃષ્ટિપાત કરતાં જણાય છે કે સ્ત્રીને પુરૂષ કરતાં કાંઇક નીચી ગણવામાં આવી છે છતાં નીચેનાં દામણુ જોઇએ તો તેનું યોગ્ય સ્થાન જણાશે.

તુલસીદાસને સત્યજ્ઞાન કરાવનાર સ્ત્રી હતી. મેવાડના રાણાને પોતાના આત્મબળથી નમાવનાર સ્ત્રી હતી. (મીરાં) પતિને દિવ્ય જ્ઞાનનાં માર્ગમાં અનુરૂપ થનાર સ્ત્રી હતી. રજપુતોને રણમાં લડવાની પ્રેરણા આપનાર, તેમનાં બાહુમાં બળ રેડનાર, યુદ્ધમાં પુંઠ ફેરવનાર પતિનુ મુખ ન જોનાર સ્ત્રી હતી. (રજપુતાણી) પતિના વનવાસમાં ભાગ લેનાર સ્ત્રી (સ્ત્રીના પોતાની ભસ્મમાંથી અનેક ભાવીરો ઉત્પન્ન કરનાર સ્ત્રી હતી. (જોન ઓફ આર્ક)

જેના પર યૌવનનું સામ્રાજ્ય સ્થપાએલું હતું, જેની પર અખુટ સૌંદર્યનાં વાયરા વાઇ રહ્યા હતા એવા એ મજુર ઓડણ સિદ્ધરાજ જેવા રાજાનાં મોહને વશ ન થતાં પતિવ્રતા. ધર્મ ખાતર છાતીમાં કટાર ભોંકી મરનાર સ્ત્રી હતી. (જસમા ઓડણ)

પતિવ્રતા ધર્મ ખાતર સતી થનાર રાણક હતી. પોતાની પ્રભુ ભક્તિથી પતિને દાનવમાંથી માનવ બનાવનાર સ્ત્રી હતી (મહાસતી તુલસી વૃન્દા) પ્રજાવત્સલ, સદાચારી તીક્ષ્ણ બુદ્ધિવાળી, અને રાજનૈતિક એવી એ જીવનમાં અંત સુધી લડનાર અને લશ્કરને અખુટ ઉત્સાહ આપનાર સ્ત્રી હતી. (સુલતાના ચાંદબીબી).

ભક્તિપૂર્વક પોતાના મધુર કંઠથી કુરાન વાંચી શ્રોતાઓનાં નયનોમાં અવિરત અશ્રુધારા વહેવડાવનાર સ્ત્રી હતી (ઝેબુન્નિસા).

પોતાના રૂપ અને 'પ્રેમ' ખાતર દુનિયાની અજાયબીમાંની એક અજાયબી પામનાર સ્ત્રી હતી. (મુમતાઝ મહલ).

બિંબીસાર રાજાની આજ્ઞાનો અનાદર કરી બુદ્ધદેવની પૂજા કરી ધર્મભાવના ખાતર પ્રાણ આપનાર સ્ત્રી હતી. આજથી આઠસો વર્ષ પહેલાં ભાસ્કરાચાર્યના રચેલા, 'સિદ્ધાન્ત શિરોમણિ' નામના ગ્રન્થનો મોટો ભાગ (ગણિતનો) રચનાર અને જે અનેક સમસ્યાઓ યુરોપના પંડિતોએ થોડા સમય અગાઉ ઉકેલી છે તેને ઉકેલનાર સ્ત્રી હતી. (લીલાવતી). ઉચ્ચ કક્ષાનું લેખકોની હરોળમાં ઉભી રહેનાર પણ સ્ત્રી હતી (મેરે કોરેલી) હોમરૂલની ('Home Rule') ચળવળનો પાયો નાખનાર સ્ત્રી હતી. ( એની બીસેન્ટ ) આઝાદ હિંદ ફોજનાં મુખ્ય સેનાની સ્ત્રી હતી. ( ઝાંસીની રાણી) મહાત્માજીના જીવનમાં અનેક પાઠ દેનાર સ્ત્રી હતી. (સ્વ. કસ્તુરબા) સ્વતંત્ર હિંદના રશિયા ખાતેના એલચી પણ સ્ત્રી છે. (વિજયલક્ષ્મી પંડિત) હિંદની વિરામના પણ સ્ત્રી છે.

અને છેલ્લે પોતાની લજ્જા અને મર્યાદા રહિત હાવભાવની પ્રેક્ષકોના હૈયા ડોલાવનાર પણ સ્ત્રી જ છે. (નટી).

આમ સ્ત્રી દેવી પણ થઇ શકે છે એક વેશ્યા પણ બની શકે છે. અનેક અનિષ્ટો રચી શકે છે અનેક અનિષ્ટો ઘોઇ પી જઇ શકે છે. સ્ત્રીએ અનેક રાષ્ટ્રોનો નાશ કર્યો છે. અને અનેક રાષ્ટ્રોનો પાયો નાખ્યો છે. અનેક કાયરોની કમર કસાવી છે. એક સામાન્ય આચમન ન સમજનાર પરંતુ તત્વજ્ઞાનનાં ગુંચળા ઉકેલ્યા છે. પૈસા અને મોહથી જીતાણી

છે. સાહસભેર મૃત્યુને ભેટી પણ છે. સંસ્કારના ધોરણે જીવન વિકાસ પણ કર્યો છે. 'ઉત્તમ જીવન' અને 'અધમ જીવન' એ બે પુત્રોની માતા પણ સ્ત્રી જ છે.

સ્ત્રી જાતિનો ઇતિહાસ જોઇએ તો માલમ પડે છે કે સ્ત્રી ખાલી નથી, પણ એક વિશાળ વૃક્ષ છે. સ્ત્રી એ ફૂલની પથારી માગી છે અને જંગલનાં કાંટા પણ અનુભવ્યા છે. પુતળીની માફક પુરૂષનાં હાથમાં નાચી છે અને અનેક પુરૂષોને પોતાના હાથમાં નચાવ્યા છે. અનેકને પોતાની સ્વાર્થી મોહમયી જાળમાં ફસાવ્યા છે અનેકને પ્રભુનાં દિવ્ય પંથે દોર્યા છે.

પુરૂષે પણ સ્ત્રી ખાતર સંસાર છોડ્યો છે, ધન સંપતિ અને રાજપાટ પણ ખોયા છે એના બોલે સિંહાસન ત્યજ્યાં છે એના બોલે ભીખ માગી છે, એના બોલે ક્રુર ખૂન કર્યાં છે. યુદ્ધ કર્યા છે. સ્વાર્થ, આશા અને લક્ષ્મીને એક બાજુ મુકી સ્ત્રીના પ્રેમ માટે વનેવન ભટક્યા છે. પ્રેમ તરસ છીપાવવા અટવીમાં આથડ્યા છે. પુત્રી પત્ની માતા કે સખીનાં સ્વરૂપમાં સ્ત્રી, પુરૂષ માટે હંમેશાં હુંફાળીજ રહી છે.

કઠણ છતાં કોમળ છે, બીકણ છતાં પ્રતાપી છે. સ્વામી દર્શનની એક ક્ષણ ભવો ભવ અનુભવતી શકુન્તલા, હૈયાની હુંફે હિમ પીગળાવનાર પાર્વતી, કેસરભીના કંથની અદ્દભૂત રજપૂત વીરાંગના, નયનોના તેજે ઉત્સાહ અને શક્તિ પ્રેરતી કોઇ સખી, શંકરાચાર્યમાં ઝનુન પ્રગટાવનાર પુત્ર સમોવડી થનાર દેવયાની સમાન પુત્રી આવી આદર્શ પાત્રોની સ્ત્રીઓની પ્રેરણા મૂર્તિજ છે.

આજે સ્ત્રી પુરૂષની સામે સમાન હક્ક માગતી આગળ ઉભી છે. કેટલાક તેને ઉન્નતિનું પગલું કહે છે તો કેટલાક તેને અધોગતિ અને સડાનુ પગલું કહે છે. આની સામે બે પક્ષો છે. એક પક્ષ સ્ત્રીને સમાન હક્ક ધારિણી, આશા, પ્રેમ અને સૌરભ વેરતી, કાવ્યમય જીવનવાળી સૌંદર્યની પ્રતિમા, ઉત્સાહની મૂર્તિ અને પુરૂષ મંદિરની અધિષ્ઠાત્રી દેવી માને છે. કેટલાક તેને જીવન કાવ્યની સુંદરી, પ્રેમ સરોવરની નાવડી હૈયાનુ તોરણ જીવન પ્રગતિનો પવન અને હૃદયના આંકડા બીડી બાલદાન દેનાર દેવી ગણે છે.

ત્યારે બીજી બાજુ સ્ત્રીને હીન બુદ્ધિવાળી, ચુલાની રાણી. પ્રજોત્પત્તિનું સાધન, ઘરનું કામકાજ કરનારૂં બોલતું યંત્ર, વંશ વૃદ્ધિનો જીવતો વેલો અને પુરૂષની ઇચ્છાઓ પૂર્ણ કરવાનું જીવતું જાગતું જડ પ્રાણી ગણાવામાં આવે છે. જાણે રમરીત જીવન વાળી મૂર્તિ!

અત્યારે સ્ત્રી પોતાના ઉપર ગુજારેલા અને ગુજારવામાં આવતા અત્યાચારો અને ગુલામી સામે ન્યાય માગી રહી છે. વિરોધીઓ તેની સામે પ્રતિકાર કરે છે. જુના સમાજની જુનવણી દલીલો તેની સામે ધરે છે. ખુલ્લા મેદાનમાં જર્જરિત થઇ ગએલું એ, વૃક્ષ ક્યાં સુધી ટકી શકશે!

જેના તરફ પિતા, પતિ, ભાઇ કે મિત્ર કોઇ કારણ વગર વળે જેનું પવિત્ર આતિથ્ય સ્વીકારવા અનેક વ્યક્તિઓ ખેંચાય, જેની પ્રેરકતાના પ્રભાવથી સંસારની અનેક બદીઓ સુધરે એવી જો કોઇ વ્યક્તિ હોય તો સ્ત્રીજ છે. આવો ઉછળતો ઉત્સાહ આપનાર સ્ત્રી આજે સંસારની યાત્રા કરવા નીકળી પડી છે. સંસારની આંટીઘુંટીઓની ગાંઠો છોડી, ગુલામીની બેડી તોડી, સંકુચિત દૃષ્ટિ અને જુના વિચારોને દફનાવી નવા વિચારો આદર્શો અને કાર્યોનું રોપણ કરવા બહાર પડી છે. હવે તેને સ્ત્રી-અબળા નથી રહેવું પુરૂષ-મર્દ બનવું છે. ગુજરાતનો સ્ત્રી વર્ગ વ્યાપક રૂપે આ ગુણો સેવશે? આ ગુણોમાંજ તે સર્વની પ્રફુલ્લતા અને અમરતા છે.

પરસ્પર જીવન સહચારથી કેટલું ઉત્તમ જીવન ઘડાય! સાચી સ્ત્રીઓ નીવેડવાનું કામ પુરૂષનું છે; સાચા પુરૂષો નીપજાવવાનું કામ સ્ત્રીનું છે,

## લગ્ન —

લેખક : શ્રી રતુભાઈ દેસાઈ

ધોળી લીલી, અમ્બર છે સુંવાળી
ઢોળાતી, શિરે શિરછત્ર, ઝાલ્યું
કરતાંજલિમાં ફૂળ કલ્પવૃક્ષનું,
પુષ્પેગુંથ્યો ને કલગી, ગ્રીવામાં
મધુઝરન્તી કુંકુંમાવલીઓ;
ચોખાતણા છે કણ ચાર આગે
અખંડ સૌભાગ્યવતા થવાને.
કુમ કુમ કેરી વળી ટીલડી છે,
તપ તપ થતી રેશમી કેંદી બાંધી,
ચઢી, લાજૂકી નજરી પ્રેમ-આંધી,
અહીં મહીંથી દિન બે વીતાડવા
આ જિંદગીના; અવ જાય ચાલ્યા
શિવાય પૂર્ણાહુતિ કાજ હોંશ—
કાંકાં હળી ઐક કુંવારીકેરા
સમાવવા કોક પળે સુપથે!
જેણે હતી ષોડશ વર્ષ સુધી
ભજ્યા-પૂજ્યા શિવ-મહેશ સર્વે!
ન જાય જાને કમભાગી કોણ!
આ લગ્ન માણે ન અભાગી કોણ?

× × ×

લગ્નને માણનારાઓ સહુ નિશ્ચે અભાગી છે,
લગ્નનાં માત્ર શમણાં હવે વા ભાગ્યભાગી છે,





## હિંદના સિપાઈ

(કવાયત ગીત)

હિંદના સિપાઈ. હિંદના સિપાઈ
નાનકડા નરવીર
અમે હિંદના સિપાઈ સૌ

હિંદ અમારો દેશ છે,
હિંદના સંતાન સૌ,
આઝાદ હિંદુસ્તાનના
ચેતનવંત સિપાઈ સૌ : હિંદના

જનમ, જાતિ કે રંગના,
ભેદથી અમે દૂર સૌ,
એજ નીતિથી રક્ષણુવાળા
નેક દીલ સિપાઈ સૌ : હિંદના

ડરવું, હટવું, ઝુકવાનું,
અમે કદિય શીખ્યાના;
જયહિંદ, જયહિંદ, જયહિંદ ?
હિંદ માની ઢાલ સૌ : હિંદના

—કેશવલાલ પટેલ

૧. જયહિંદ બોલતા કવાયત બંધ કરી મુઠ્ઠીવાળી હાથ હવામાં ઉંચા કરવા.

## મારે

માનવ સુરજ થાવું
મારે માનવ સુરજ થાવું.
જગ સુરજ જેમ તિમિર ભેદી.
વેરે પુણ્ય પ્રકાશ :
માનવ દીલમાં પ્રકાશ વેરી,
ઉલેચવા અંધાર.
મારે માનવ સુરજ થાવું
દિપક જેમ નિજ દેહ જલાવી,
અજવાળે ચોપાસ
દુખડાં સહતાં, દેહ દમન્તાં; ×
રેલવવા પ્રકાશ.
મારે જલતો દિપક થાવું

—કેશવલાલ પટેલ

× દમતાં



# "દ્વારકા" કેવી રીતે બનાવી

તમે જાણો છો કે દ્વારકા કેમ વસી? અને તે નામ શા ઉપરથી પડ્યું? અને તેનું બાંધકામ કોણે કર્યું?

યદુપતી મહારાજા શ્રી કૃષ્ણની રાજધાની મથુરા નગરીમાં હતી કંશના વધ પછી તેના સાગરીત રાક્ષસો કાળયવન અને જરાસંઘ મથુરાનાં લોકોને ઓચીંતાના આવી હેરાન કરતા હતા. મહારાજા શ્રી કૃષ્ણ એક દિવસ પોતાની પ્રજાની શાંતિને માટે વિચાર કરતા બેઠા હતા. તેવામાં એક હંસ આકારનું વિમાન દેખાયું જોતજોતામાં તે વિમાન નીચે ઉતર્યું. અને તેમાંથી બ્રહ્માના ભાઈ અને દેવતાઓના શીલ્પકાર વિશ્વકર્મા નીચે ઉતર્યા. શ્રી કૃષ્ણે તેમને આદર સત્કાર આપી બેસાડયા. અને કુશળ અંતર પુછયાં પછી પોતાની ચીન્તા જણાવી તેમની સલાહ માગી.

શ્રી વિશ્વકર્માએ કહ્યું કે તેમાં તમારે ચીન્તા કરવાની નથી અને આનો બંદોબસ્ત હું કરું છું અને પછીથી "પરિત્રાણાય સાધુનામ્ વિનાશાય ચ દુષ્કૃતામ્" તમને સુદર્શનચક્ર બનાવી આપીશ.

આપણા નિયમ પ્રમાણે માણસો સવારમાં અંધારામાં વહેલા ઉઠે છે. તે તે મુજબ એક દિવસ મથુરા નગરીના લોકો સવારમાં ઉઠયાં અને પોતાની હંમેશની ટેવ મુજબ અટકળે દરવાજા તરફ જાય છે. તો દરવાજો તે જગ્યાએ ન મળે—

એટલે પોતાની માતૃભાષા હિંદીમાં "દ્વારકહાં" એમ બોલવા લાગ્યા. દ્વાર એટલે દરવાજો, કહાં એટલે કયાં? આ રીતે દરવાજો કયાં છે? એટલે દ્વારકહાં નું અપભ્રંશ નામ દ્વારકાં પાડયું.

તમને અજાયબી થશે કે એક રાતમાં આખી નગરી કેવી રીતે બંધાઇ ગઈ અને, માણસોને ખબર પડયા વગર કેવી રીતે ત્યાં સુવડાવી દીધાં.

તમે જાણો છો કે હાલમાં જે લડાઈ ચાલતી હતી તેમાં વિલાયતમાં સેંકડો મકાનો જમીનદોસ્ત થઈ ગયાં છે. એ લોકો ઘરબારવગરનાં થઈ ગયાં છે. હવે તે બધાને માટે જલ્દી મકાનો બનાવવાની યોજનાઓ અને કામકાજ થઈ

# બે મહાપુરુષ

અમેરિકામાં ન્યૂયોર્ક મોટું શહેર છે. ન્યુયોર્ક દુનિયામાં મોટામાં મોટું શહેર છે. ન્યુયોર્કમાં એક દિવસે વિદ્વાન માણસોની એક મોટી સભા મળી હતી. સભામાં ચર્ચાનો વિષય હતો કે દુનિયામાં સૌથી વધારે વિખ્યાત અને માનવંત વ્યક્તિઓ કઈ કઈ છે.

આ સભાના પ્રમુખ સ્થાને કોલંબિયા-વિશ્વ વિદ્યાલયના એક અધ્યાપક હતા. તેમણે કહ્યું. એવી બે વ્યક્તિયો છે ખરી. પરંતુ શું તે અમેરિકાવાસી છે?

સાંભળનારાઓમાંથી " હા " કહેનારાઓની સંખ્યા બહુજ ઓછી હતી. એટલે તેમણે પૂછ્યું. 'શું ત્યારે તે અંગ્રેજ છે? આ વખતે પણ 'હા' કહેનારની સંખ્યાનું પ્રમાણ બહુજ થોડું હતું. એટલે તેમણે ફરીથી પૂછ્યું, ત્યારે શું તેઓ ફ્રેન્ચ, જર્મન કે યુરોપના કોઈ દેશના રહેવાસી છે?'

કેટલાએ લોકોએ આ બાબતમાં પણ સંશય રજુ કર્યો. ત્યારે પ્રમુખ સાહેબે ઉભા થઈ કહ્યું ત્યારે એમાંની એક વ્યક્તિ ભારતના વિખ્યાત કવિ શ્રી રવિન્દ્રનાથ ટાગોર અને બીજી વ્યક્તિ ભારતના મહાન નેતા અને મહાપુરુષ મહાત્મા ગાંધી છે. ?

ચારેકોરથી અવાજ સંભળાયો, હા, હા.

---

[ પાંચમા પાનાનું ચાલુ ]

સંચય વિનાશનું કારણ બને છે. મૂર્તિપૂજા કરતાં જીવંત ચાલતીની પૂજા એટલે તેને શિક્ષણને ઉન્નતિના કાર્યમાં ધન વાપરવું એ જ સાચો ધર્મ છે એ આપણે હજી સમજ્યા નથી.

ભાંગી તૂટી હાલતમાં હજી જુનું મંદિર ઉભું છે નવું મંદિર અહલ્યાબાઈએ બંધાવેલ છે તે જોવા લાયક છે. ગાયકવાડ સરકારે પૂજા તથા રક્ષણ માટે બંદોબસ્ત કરેલ છે. પ્રાચીનતાનું રક્ષણ કરવા તથા તેમાંથી બોધપાઠ લઈ નવો રસ્તો લેવા જેટલા આપણે હજી જાગ્રત નથી થયા એ આપણા મહાન દુર્ભાગ્યની વાત છે. હિંદ આઝાદ થતાં હિંદી સરકારે સોમનાથ મહાદેવનો જીર્ણોદ્ધાર કરવા નક્કી કર્યું છે.

# મોતીના દાણા

સંપાદક : "તારક"

(૧)

મને પ્રેમ છે એ પુસ્તકમાં
જે મનમાં ભરે સદ્ભાવ.
પાર લગાડે ભવસાગરથી,
જે મુજ જીવનની નાવ.
મને પ્રેમ છે એ જીવનમાં
ભરેલ જેમાં છે ત્યાગ.
દીન દુ:ખી, લંગડાં લુલાં પર
જેને છે અપાર અનુરાગ.
મને પ્રેમ છે એ મિત્રોમાં
જે સુખ દુ:ખમાં રહે સમાન.
એલુ, ખુરૂ સમજાવે મુજને.
સદાય વધારે મારું જ્ઞાન.

(૨)

હે ભગવાન, કરુણા ધામ,
છે ચરણોમાં કોટિ પ્રણામ;
છું હું બાળક નિર્દોષ અજ્ઞાન,
મને દે જે નિર્મળ જ્ઞાન.
ભણીગણી બનું સબળ સુજાણુ
શીલવાન, વક્તા, વિદ્વાન.
ગુરુજનનું કરી સન્માન,
આદર પામું જગત મહાન.
ક્રોધ–મોહના પકડું કાન,
કરું ન ધન, બલનું અભિમાન;
મુજ નેછે તારો અધિકાર,
ને હૃદય બને સરળ, ઉદાર.

(૩)

વર દે વર દે,
સતત પ્રેમમાં મગ્ન રહું હું
એવું કંઇ કરી દે,
આજ જગત છે જર્જર
નિંજની કુચક્ર–રચનાથી,
સરલ, સ્નેહમય કરું એને,
મુજમાં એવું બળ દે.

(૪)

માણસ જેવી ભાવના રાખે
અને એની પાછળ જેટલી
મહેનત લે તેવું ને તેટલું ફળ
તેને મળે છે. માટે સારી
ભાવના રાખો.

ઘરેણાંને બદલે ગુણથી શોભાવાન બનો.

## સાત રૂપીઆમાં પુસ્તકો

| | |
|---|---|
| હાસ્યકથા મંજરી ભા. ૧ લો | ૨—૦ |
| યૌવનના સંરમણો | ૧—૦ |
| નિરંજના (નીરૂપમાદેવી) | ૪—૦ |
| વીર શાહુ (નાટક) | ૦–૧૨ |
| સત્યભામા (સામાજીક નાટક) | ૨—૦ |
| વાત બહેના | ૦—૮ |
| અલીબાબા | ૦—૬ |
| પ્રભાવતી (નાટક) | ૧—૦ |
| બાલઅટુક | ૦—૧ |
| મેના | ૩—૦ |
| ઈલા | ૨—૦ |
| | ૧૬–૦ |

ઉપરના પુસ્તકો રૂા. સાતમાં મેળવો.
ટ. ખ. જુદું

## ૧૦ રૂપીઆમાં સેટ પુસ્તકો

| | |
|---|---|
| લોપામુદ્રા (મુનશી) | ૪–૮ |
| જીવન સુધારણા | ૨–૦ |
| વિવેકાનંદ (નાટક) | ૧–૦ |
| સત્યભામા | ૨–૦ |
| પ્રભાવતી (નાટક) | ૧–૦ |
| વીરશાહુ ,, | ૦–૧૨ |
| વીનોદ વાટીકા | ૨–૦ |
| રાધારાણી (બંકીમચંદ્ર) | ૦–૧૨ |
| રાની વણકર | ૨–૦ |
| મેના | ૩–૦ |
| | ૨૦–૦ |

ઉપરના પુસ્તકો રૂા. ૧૦ માં ખરીદો
ટ. ખ. જુદું

**જીવનલાલ અમરશી મહેતા**
પીરમશા રોડ, અમદાવાદ

**લોટસ પ્રિન્ટરી,**
પીરમશારોડ, અમદાવાદ

સ્ત્રીઓના ગૃહસંસાર માટે ઉત્તમ પુસ્તકો

# પાંચ રૂપીઆમાં પુસ્તકો ૧૦ મેળવો

સ્ત્રીઓ માટે ખાસ લખાવેલ દરેક જાતની માહિતી પુરી પાડતા
રંગીન શાહીમાં છાપેલ સચિત્ર પુસ્તકો

(૧) કલા અને કલાકાર
(૨) સૌંદર્ય અને શણગાર
(૩) ભરત–ગુંથણ
(૪) નારી, લગ્ન પ્રકાર
(૫) આદર્શનારી
(૬) મીઠી મધુરી વાનીઓ
(૭) પ્રસવ–બાળ ઉછેર અને તેની ચિકિત્સા
(૮) સામાજીક રીવાજો અને સંસારની સફળતા
(૯) વ્રતો–તહેવારો અને કેટલીક સન્નારીઓ
(૧૦) માવજત કલા અને સૌંદર્યવર્ધક પ્રયોગો

આ દશ પુસ્તકો સ્ત્રીઓ માટે ખાસ છે સચિત્ર લખો

**જીવનલાલ અમરશી મહેતા** પીરમશા રોડ, **અમદાવાદ**




ખાદ્ય—

—વિદેશ સર્વિસ તરફથી તાજેતરમાં મોમ્બાઇલ ખાતે ખોલવામાં આવ્યું છે.



લોટસ પ્રિન્ટરી, અમદાવાદ

# "સ્ત્રી બોધ"

# Stree-Bodh Office

[સ્ત્રીઓ–બાળકો માટે ૯૨ વર્ષ થયાં ચાલતું માસિક પત્ર]

| | |
|---|---|
| તંત્રી: | મંત્રી: |
| જરબાનુ કાબરાજી | ચંદ્રકાન્ત છ. મહેતા |
| કેશવપ્રસાદ સી. દેસાઈ | પીરમશા રોડ, અમદાવાદ |

Ahmedabad, ______________ 194

મહેરબાન સાહેબ,

વિ. આપના ઉપર આ સાથે અમારું પેપર 'સ્ત્રી–બોધ' જે આજે હિંદમાં જુનામાં જુનું ૯૨ વર્ષનું સ્ત્રીઓ–બાળકોનું એકજ માસિક પત્ર છે તે મળશે.

માસિક પત્રમાં સ્ત્રીઓ માટે ખાસ લેખો, વાર્તાઓ, ગૃહ, સમાજિક વિગેરે માહિતી દર મહિને આપવામાં આવે છે. તેમજ વાર્ષિક ગ્રાહકને એક પુસ્તક લગભગ ૧૫૦ થી ૨૦૦ પાનાનું રૂપીયા ત્રણની કિંમતનું મફત મળે છે. વાર્ષિક લવાજમ પરદેશનું રૂ. ૭–૮–૦ શિલીંગ બાર ક્રોસ કર્યા વગરના મોકલવા.

અમો આશા રાખીએ છીએ કે આપ આ માસિક પત્રના ગ્રાહક થશો. અને આપના સંબંધીઓને પણ ગ્રાહક થવા ભલામણ કરશો.

મફત ગ્રાહક થવા માટે. જે ભાઈ–બહેન આ માસિક પત્રના ગ્રાહક થાય તેવા ૧૦ સરનામા અમોને મોકલવા. તેઓને અમો એક નમુનો મોકલીશું અને તેઓ ગ્રાહક થશે તો અમો ૧૦ નામો મોકલનારને બાર માસ સુધી ભેટ પુસ્તક સાથે માસિક પત્ર મોકલતા રહીશું. જો દશમાંથી પાંચ ગ્રાહકો થશે. તો ભેટ પુસ્તક મહેનતાણા તરીકે આપીશું.

'સ્ત્રી–બોધ' માસિકે તેની પ્રણાલિકાઓ મુજબ ગુજરાતી સ્ત્રી સમાજની આજ સુધીમાં ભારે સેવા કરી છે. એ સૌ કોઈને વિદિત છે. અને હજુએ તે આધુનિક યુગને અનુરૂપ બનાવી સ્ત્રી સમાજની ધાર્મિક, આર્થિક અને રાજકિય ઉન્નતિ પ્રેરે તેવી પ્રસાદી પીરસવાની ભારે તમન્ના સેવે છે. ગત લડાઈના કપરા સંજોગોમાં કાગળ નિયમન તથા બેહદ મોંઘવારીના પરિણામે અમે 'સ્ત્રી–બોધ'માં વધુ રસપ્રદ અને બહોળું વાંચન પીરસવામાં અસમર્થ છીએ તે બદલ દિલગીરી જાહેર કરીએ છીએ પરંતુ તેના ૯૩ માં વર્ષ–જાન્યુઆરી ૧૯૪૯થી તેની આકર્ષકતા, રસપ્રદતા અને વિવિધ સામગ્રી વડે સૌને પુનઃ એના વાંચનમાં રસ લેતા કરવાની પાકી ખ્વાહેશ રાખીએ છીએ.

'સ્ત્રી–બોધ'ની લાંબા વખતની સેવાઓની કદર કરી આપે તેને અપનાવવુંજ જોઈએ, અને આપના સ્નેહી સબંધીઓને તેના ગ્રાહક થવા અવશ્ય ભલામણ કરવી જોઈએ.

# પુસ્તકાલય તેમજ ઘરમાં વસાવવા માટે નવાં ઉત્તમ

## — પુસ્તકો —

卐———卐

| નામ | કીંમત | નામ | કીંમત |
|---|---|---|---|
| તક્ષશિલાની રાજમાતા | રૂા. ૪-૮ | ગોખલેનું જીવન | ૧-૦ |
| મારું ઘર ભાગ ૧ થી ૬ | ૬-૦ | સંવાદ ગુચ્છ | ૨-૮ |
| રેખાચિત્રો | ૨-૮ | સંવાદમાળા | ૩-૦ |
| નિરંજના (નિરૂપમાદેવી) | ૩-૦ | સિરાજદૌલા | ૪-૦ |
| અચલા (પ્રભાવતી સરસ્વતી) | ૨-૮ | કર્પુરમંજરી | ૦-૮ |
| કાઠીઆવાડી રાજરમત | ૩-૦ | યૌવનના સ્મરણો | ૧-૦ |
| આવતી કાલના ઘડવૈયા | ૨-૦ | મેઝીનીના લેખો | ૧-૦ |
| સીતા (દ્વિજેન્દ્ર રોય) | ૧-૦ | હર્ષીકેશચંદ્ર ભાગ ૧ લો | ૪-૦ |
| સુભદ્રા | ૧-૦ | સદર ભાગ ૨ જો | ૩-૦ |
| સુશિક્ષિત સ્ત્રી | ૨-૦ | સદર ભાગ ૩ જો | ૩-૦ |
| સ્ત્રી કેળવણીનો ખરો ઉપયોગ | ૨-૦ | સદર ભાગ ૪ થો | ૪-૮ |
| ાન્તિદા | ૦-૧૨ | અનંત આખ્યાનમાળા ભા. ૧-૨ | ૪-૮ |
| ંષા નંન્દિની | ૦-૮ | માયાનો બજાર ભાગ ૧-૨ | ૪-૮ |
| ામી વહેપાર ભાગ ૧-૨ | ૪-૮ | સંસારી કે સંન્યાસી (પ્રેમચંદજી) | ૨-૦ |
| પત શતશાહી | ૦-૫ | ધર્મપાળ (બંગાળી ઉપરથી) | ૨-૮ |
| ર્જર સાક્ષર જયન્તીઓ | ૨-૦ | પ્રેમદાદેવી | ૨-૮ |
| ખશાન્તી વિચારણા | ૨-૦ | યાત્રી ઉર્મિલા | ૨-૦ |
| પસાહાર કેમ થવાય | ૧-૮ | સત્યભામા | ૨-૦ |
| બાલગીતા | ૦-૮ | સ્વામી વિવેકાનંદ | ૧-૪ |
| સ્વર્ગની સામગ્રી (જેમ્સ એલન) | ૧-૦ | તપસ્વી | ૦-૧૦ |
| જાદુઈ બાગ | ૦-૮ | જીવન સાફલ્ય | ૨-૦ |
| પેટર લીંકના નિબંધો | ૦-૬ | દુ:ખી સંસાર | ૧-૦ |
| મોઝેટીશની જીવનકથા | ૦-૨ | શ્રી કૃષ્ણજીવન | ૦-૮ |
| પશુમાંથી દેવ (જેમ્સ એલન) | ૧-૦ | દીવાને સાગર (પુ. બીજુ) | ૨-૦ |
| ટોમસ આલ્વા એડીસનર | ૨-૦ | કલાપીની પત્રધારા | ૪-૦ |
| મેવાડ પતન | ૨-૦ | કુમાર સંભવ અને બીજી કથાઓ | |
| શિક્ષાનો આદર્શ (ટાગોર) | ૨-૦ | (કાલીદાસની પ્રસાદી) | ૨-૮ |
| જીવન સુધારણાના સનમાર્ગ ભા.૧-૨) | ૧-૦ | માલતી માધવ-અને બીજી કથાઓ | |
| હિન્દુધર્મની પાઠમાળા | ૪-૦ | (સં. સા. કથાઓ) | ૩-૦ |
| રત્નાવલી | ૨-૦ | સતીમંડળ ભાગ ૨ જો | ૪-૮ |
| વિજય ધ્વજ જેમ્સ એલન) | ૦-૮ | વીરમતી | ૩-૦ |
| માનવ વિચાર ,, | ૦-૮ | કેટલીક નવલકથાઓ | ૨-૦ |
| દેશ દર્શન | ૩-૦ | સુંદરીઓનો શણગાર | ૨-૮ |

| નામ | કીંમત | નામ | કીંમત |
|---|---|---|---|
| અભાગીની | ૨-૦ | વીણા-વિહારી | ૩-૮ |
| ચોખેરવાલી | ૨-૮ | મારીડેય | ૨-૮ |
| તરલા (દીવેટીઆ) | ૩-૦ | દુર્ગાદાસ | ૦-૪ |
| જ્યોત્સના ,, | ૨-૮ | રાયનો પર્વત | ૨-૮ |
| ડુબતું વહાણ [છપાય છે] | | હાસ્યમંદિર | ૩-૦ |
| મરાઠી રિયાસત ભા. ૧-૨ | ૨-૦ | વિભુતિ મંદિર | ૨-૮ |
| ઉષા-શિવાજી | ૧-૪ | વીરશાહ | ૦-૮ |
| લગ્ન અને બીજી કથાઓ (કથા મંજરી ભા. ૧ લો) | ૨-૮ | સાગરીકા | ૦-૮ |
| | | લઘુ રામાયણ | ૧-૦ |
| ખાનદાનીની ખાતર અને બીજી નવલકથાઓ (કથા મંજરી ૨ જો) | | લઘુ મહાભારત | ૧-૦ |
| | ૨-૮ | કાદમ્બરી-વાસવદત્તા | ૧-૦ |
| સુક્તિમાળા | ૨-૦ | મૃચ્છકટિક-મુદ્રારાક્ષસ | ૧-૦ |
| આયુર્વેદ | ૨-૦ | ભવભૂતિ ·ર્પદેવ | ૧-૦ |
| પોયણાં | ૨-૦ | લોપામુદ્રા ભા. ૧ થી ૪ | ૪-૮ |
| સં. રામાયણ | ૨-૮ | ગુજરાતનો નાથ | ૭-૦ |
| સં. મહાભારત | ૪-૮ | કોનો વાંક ! | ૨-૮ |
| વસન્ત ગ્રંથ | ૪-૦ | રેખાચિત્રો | ૨-૮ |
| સંસ્કૃત સા. ઇતિહાસ | ૪-૮ | રસદર્શનો | ૨-૦ |
| ગુજરાતી શબ્દકોષ | ૮-૦ | કામસૂત્રમ્ | ૫-૦ |
| વિમલ પ્રબંધ | ૨-૮ | વાંકવિનાની | ૨-૮ |
| અંગ્રેજ લોકનો ઇતિહાસ | ૧-૮ | દીલનાડંખ | ૨-૮ |
| સ્નેહ સંગીત | ૦-૧૨ | રશ્મિ | ૩-૦ |
| સ્વદેશ ગીતાવલી | ૦-૧૪ | સુરેખા (જેઠાલાલ ત્રિવેદી) | ૩-૦ |
| પ્રો. કર્વેનું આત્મ વૃતાંત ભા. ૨જો | ૧-૮ | સમ્રાટ વિક્રમ ,, | ૩-૦ |
| રાનડેના ધર્મપર વ્યાખ્યાનો | ૧-૦ | રાજરોગ ,, | ૩-૦ |
| કરણઘેલો | ૨-૮ | રાજ્યાભિષેક ,, | ૩-૦ |
| ઈસુનું અનુકરણ | ૦-૮ | ભાગ્યનાં પડો ,, | ૩-૦ |
| કલાપી કાન્તના સંવાદો | ૧-૦ | કૈસરની કેફિયત | ૨-૮ |
| બળવનો ઇતિહાસ ભા. ૨ જો | ૪-૦ | રશીયા ભાગ ૧-૨ | ૫-૦ |
| ,, ,, ,, ૩ જો | ૨-૦ | સ્વતંત્ર જર્મની | ૨-૮ |
| સંદેશિકા (ખબરદાર) | ૧-૦ | બાલ ગોપાલ | ૧-૦ |
| કલીકા ,, | ૨-૦ | નાગમતી | ૨-૦ |
| નૂપુરઝંકાર | ૨-૦ | કમાલપાસા | ૩-૦ |
| બિન્દના હીરા | ૨-૦ | જંગીઝખાન | ૨-૮ |
| જીવનમાંથી જડેલી | ૨-૮ | વીરનાં તેજ (સિદ્ધરાજ જયસિંહ) | ૩-૦ |
| જીવનની ઝાંખી | ૨-૮ | હૃદય ત્રિપુટી (કલાપી) | ૨-૮ |
| અજમેરનો અજીતસિંહ | ૨-૮ | ગ્રામમાતા ,, | ૧-૪ |

| નામ | કીમત | નામ | કીમત |
|---|---|---|---|
| સુવાસચંદ્ર [શરદબાબુ] | ૩-૦ | હીરાની ખાણ | ૩-૦ |
| બિન્દુ ,, | ૧-૦ | વીસમીસદીનું પાકશાસ્ત્ર | ૩-૦ |
| દેવી [બંકીમ] | ૨-૮ | આમ્રપાલી ભા. ૧-૨ | ૪-૧૨ |
| રાધારાણી ,, | ૧-૮ | સોહાગ રાત | ૩-૦ |
| ઇન્દીરાને પત્રો | ૦-૮ | કાલીદાસની વાર્તા | ૨-૮ |
| વાતબહેનો | ૦-૮ | રાધેશ્યામ | ૩-૦ |
| ભોળી જમના | ૦-૮ | રસબિન્દુ | ૩-૦ |
| બાળ નાટક | ૦-૮ | રણઝણ | ૩-૦ |
| શુભબોધ વાર્તાવલી ભા. ૧-૨ | ૦-૧૨ | સેનાપતિ [આચાર્ય] | ૪-૮ |
| અલીબાબા | ૦-૬ | જામ તમાચી ભા. ૧ ,, | ૪-૮ |
| અંજન | ૦-૪ | નર નારાયણ ,, | ૪-૮ |
| ગીતરજની | ૦-૮ | નિવેદિતા ,, | ૪-૮ |
| વકીલપટેલ [સેટ] | ૭-૦ | ભસ્માંગના ,, | ૩-૧૨ |
| પ્રેમ પરખ | ૨-૧૨ | વતનનો સાદ ,, | ૪-૦ |
| પ્રિય મિલન | ૨-૮ | નિરૂપમા ,, | ૩-૦ |
| [illegible]હ અને સમર્પણ | ૪-૧૨ | ગૃહત્યાગ | ૩-૦ |
| [illegible]ગ્રદત્તા | ૪-૧૨ | ક્રાંતિની ઝાલરી | ૩-૦ |
| [illegible]ીરાં પ્રેમદીવાની | ૬-૪ | વિજેતા | ૨-૦ |
| દાદીમાનું વૈદું | ૬-૧૨ | બહાદુર બેટી | ૨-૦ |
| લગ્નનો આનંદ | ૩-૧૨ | મધુરજની | ૨-૮ |
| વિક્રમની વાર્તા | ૪-૮ | નયના | ૪-૦ |
| શરદવંદના | ૩-૦ | અદશ્ય માનવી | ૩-૮ |
| આનંદી | ૩-૮ | સમેગતિ | ૨-૮ |
| શ્યામલી | ૩-૮ | મોભનાં પાણી | ૨-૮ |
| માનોત્સવ | ૩-૦ | પ્રારબ્ધના પાસા | ૪-૮ |
| જનક દુલારી | ૨-૦ | ડૉ. મધુરિકા [મુનશી] | ૧-૪ |
| અનપૂર્ણાનું મંદિર | ૨-૮ | વેરની વસુલાત ,, | ૬-૦ |
| મોક્ષદા | ૩-૦ | ગરાસણી ,, | ૫-૮ |
| પતિ મંદિર | ૧-૧૨ | | |

૯૨ વર્ષનું સ્ત્રીઓ-બાળકોનું માસિકપત્ર




વર્ષ ૯૨ : ઓગસ્ટ : ૧૯૪૮ અંક ૮ મો

# ઉપહાર ગૃહો કે રોગનાં ધામ !

સ્ત્રીઓ રસોડાની અધિષ્ઠાત્રી છે. સ્ત્રીઓ રસોડાં સ્વચ્છ રાખી જાણે છે. સ્ત્રીઓ અસ્વચ્છ રસોડાનાં દુર પરિણામોથી માહિતગાર હોય છે. પરંતુ કૌટુંબિક રસોડાં ઉપરાંત અત્યારના મોટાં શહેરોમાં અનેક જાહેર રસોડાં છે. અમદાવાદ, વડોદરા, સુરત. મુંબઈ વગેરે શહેરોમાં સંખ્યાબંધ માણસોને ઘર નથી, અને ઘર હોય તો પણ ત્યાં રસોડું નથી. તેઓ વીશીઓ, ખાણાવળો, રેસ્ટોરાં, નાસ્તાની દુકાનો કે ખાદ્ય પદાર્થની ફેરીવાળાઓ ઉપરજ પોતાના જમવાનો આધાર રાખે છે. આ ખાણાવાળા કે "હોટલો" ચલાવવા માટે સત્તાવાળા તરફથી લાઈસન્સ આપવામાં આવે છે. મુંબઈ શહેરમાં આવાં ૩૬૦૦ લાઈસન્સ અપાયલાં છે. આમાં ફેરીઆઓનો સમાવેશ થતો નથી. આ ૩૬૦૦ ઉપહાર ગૃહોની સ્થિતિ કેવી છે ? તેમાં ગંદકી કેટલી છે ? તેમાં ખોરાક કેવો વાપરવામાં આવે છે તેની ચોકસાઈ પૂર્વક તપાસ થવી જરૂરની છે.

ઉપહારગૃહો, હોટલો, ખાણાવળ કે વીશીઓને જે લાઈસન્સ આપવામાં આવે છે તેની શરતોમાં મુખ્ય નીચે મુજબ છે.

જમવા અથવા રાંધવા માટે જે ખંડ વાપરવામાં આવે તેની ભોંય સખ્ત પદાર્થની અને લીસી હોવી જોઈએ. ચુલા એવી રીતે ગોઠવેલા જોઈએ અને બળતણ એવી જાતનું હોવું જોઈએ કે ધુમાડો ન થાય.

રસોડું અને જમવાનાં ખંડ વરસમાં બે વાર ધોળાવાં જોઈએ અને તેમાંનું લાકડ કામ દર ત્રણ વર્ષે તેલ નાંખેલા રંગથી રંગવું જોઈએ.

દૂધ અને માંસ વગેરે ખોરાક પાંજરામાં રાખવા જોઈએ કે જેથી તેના ઉપર માખી બેસે નહિ.

રાંધવાનો સામાન અને રસોડું હમેશ ચોખ્ખાં રાખવાં. ખોરાક ખરાબ થઈ જાય તેવી રીતે રાંધવો કે પીરસવો નહિ.

રાંધવા કે પીરસવામાં ચેપી રોગવાળો કામ પણ માણસ રોકવો નહિ.

આ શરતો તો સુંદર છે પણ તે પળાતી નથી. તે જાણીતું છે. મુ ,વિદ્યાર્થી અસંખ્ય આદમીઓ અને ઘણીખરે વિદ્યાર્થીઓ જાહેર ઉપહારગૃહોનો આશ્રય લે છે અને ત્યાં મોંઘા દામ ખર્ચે છે. છતાંયે તેમને અસ્વચ્છ જગામાં, અસ્વચ્છ હાથે પીરસાયલો, અસ્વચ્છ ખોરાક જ મળે છે. પરિણામ જાણીતું છે. મુંબઈ, અમદાવાદ, અને એવા મોટાં શહેરોમાં ટાઈફોઈડ તાવ ઘર કરીને રહ્યો છે. કોલેરા ત્યાં વખતોવખત ઉપડી આવે છે, મરડો અને ઝાડાના રોગો ઘર કરી રહ્યા હોય છે. રોગો અસ્વચ્છ ખોરાકના પરિણામ છે કોલેરાના કેસ થતા મ્યુનીસીપાલીટી દોડાદોડ કરીને ગસી મુકે છે. તે પાછળ પુષ્કળ ખર્ચ થાય છે. તેને બદલે સારા ઇન્સ્પેક્ટરો રોકીને ઉપહારગૃહોની પ્રમાણિક તપાસ થાય તો લોકોના આરોગ્ય રક્ષવાય , અને જીવ બચે.

કમનસીબે રસોડાની અધિષ્ઠાત્રી સ્ત્રીઓની સંખ્યા મ્યુનિસિપાલીટીઓમાં બહુ ઓછી છે. જેટલી છે તેટલી સ્ત્રીઓ પણ આ બાબત મન ઉપર લે તો લોકોને સ્વચ્છ ખોરાક મળે. આ કાર્ય માટે એકલા ઇન્સ્પેક્ટર ઉપર આધાર કરતા જો લત્તાવાર સ્ત્રીઓની બહુ સંખ્યાવાળી મિશ્ર સમિતિઓ નિમાય તો ઉપહારગૃહોની તપાસ સારી રીતે થાય. આવી રીતે તપાસ સમિતિ નિમાયા પછી, તેમના હેવાલ ઉપરથી ગંદકીવાળા ગૃહોના માલિકો કે ખરાબ ખોરાક ખવડાવનારને ચાનક મળે તેવી સજા થવી જોઈએ.

૧૯૪૮ના માર્ચની ૨૯ તારીખે મુંબઈની એક ઇસ્પીતાલમાં, પુરુષ દર્દી વિભાગમાં ટાઈફોઈડના ચાર કેસ, કોલેરાના ત્રણ કેસ, ઝાડાનો એક કેસ અને મરડાના બે કેસ દાખલ થવા આવ્યા હતા. આ સર્વે રોગ ખોરાકના પરિણામ રૂપ છે.

એકવાર મુંબઈમાં એક ઉપાગૃહના માલીક મારી પાડોશમાં રહેતા હતા. આ ગૃહ ધમધોકાર ચાલતું હતું. તેમને ઘેરથી સ્ત્રી વર્ગ દેશમાં ગયો એટલે તેમણે હાથે રસોઈ કરવી માંડી. મેં સહજ ભાવે કહ્યું કે તમારી હોટલમાં તો સરસ "થાળી" મળે છે, ફરસાણ થાય છે, મીઠાઈ મળે છે, ત્યારે તમે કેમ હાથે માથાકુટ કરો છો? તેમણે ઉત્તર આપ્યો કે ભાઈ એમાં ઉંડા ઉતરવા જેવું નથી. હોટલમાં ખાનાર ત્યાં ખાય, આપણાથી ના ખવાય. આ ઉપરથી અમે હોટલના બનાવોની વાતે ચડયા તેમણે કહ્યું શાક પડિયું કશુંયે નાંખી દેવાય નહિ એટલે હોય તેવું વાપરવું પડે. ફક્ત પાકું કે ઘરડું જ નહિ સળેલુંયે ચલાવી લેવું પડે. વળી મગની દાળ કે બટાટાનું શાક વધ્યું હોય તે કચોરી કે બટાટાવડામાં વપરાઈ જાય એમ એ ધંધાની અનેક કારીગરીઓ છે.

આતો સ્થિર જગાએ, માણસો હમેશ આવે તેવા ઉપહારગૃહની વાત થઈ પણ આ ઉપરાંત રસ્તા ઉપર ફરતા ફેરીવાળા, અને ચોપાટી તથા તેવી જ કોઈ જાહેર જગાયે બેસનાર સંખ્યાબંધ ખાવાનું વેચનાર છે. મુંબઈમા રોજનો ભેળ કેટલો ખપતો હશે? ભેળમાં ભીની ચટણી ખજુર અને આમલી નાંખેલી એ ખાસ હોય છે. આનું પાણી અને

રસપદ ટુંકી વાર્તા

# લખ્યા લેખ કોણ ટાળે!

(લેખક : શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારી)

'ઓહો! એમાં શું અખિલા? વિદ્યાશાળામાં ભણે છોકરાઓ છે એ બધા તો મારા છે!' હેડ માસ્તર સાહેબે તેમની પત્નીને આશ્વાસન આપતાં જણાવ્યું

'તમારે માટે એ વાત ધન્ય હશે, તમે તેમને તમારા બાળકો માનો તે તમારી ફરજ છે, પણ હું તો આખો દિવસ એકલી અટુલી અહીં પડી રહું છું! સ્ત્રીના જીવનમાં બચ્ચાં વિનાનું જીવન વિતાવવું મુશ્કેલ છે. તમને શું ખબર પડે!' અખિલાએ પોતાની મુશ્કેલી તેમના પતિરાજને જણાવી.

શ્રી. સ્વામીનાથ અય્યર ટંકા મંડળ હાઈસ્કુલમાં બાર વર્ષ સુધી હેડમાસ્તર હતા. તેમની ધર્મપત્નીનું નામ અખિલા હતું. બંનેનું દાંપત્ય જીવન બહુજ સુખ રુપ વહેતું હતું. પણ અખિલાને એકજ બાબતનું મહા દુઃખ હતું. તે એ કે "શેર માટીની ખામી!".

જેમ સમય વ્યતીત થતો આવ્યો તેમ અખિલાને પુત્ર લાલસા વધુને વધુ ચિંતિત થવા લાગી. તેણે સ્વામીનાથને તિર્થ-યાત્રા કરવાનો નિશ્ચય કરાવ્યો અને હેડ માસ્તર સાહેબે બે મહીનાની રજા પણ લીધી અને દક્ષિણમાં પક્ષની અને રામેશ્વર જેવાં પવિત્ર સ્થળે યાત્રા કરી તેઓ મહિસુર પહોંચ્યા.

મહિસુરમાં તેઓએ પવિત્ર મનથી પીપળાના ઝાડને પરિક્રમા કરી. આ પીપળાનું ઝાડ તે સ્થળે વન્ધ્યા સ્ત્રીઓને પુત્ર પ્રાપ્તી માટે મશહુર મનાય છે.

આ ધાર્મિક દંપતિએ તે પછી ઘેર આવ્યા બાદ અખિલાની જન્મોત્રી જોઈ. જે પંડિતરાજે વર્ષો અગાઉ અખિલાની જન્મોત્રી બનાવી હતી તેમણે અખિલાના પુત્ર-યોગનું એજ વર્ષ જણાવેલું હતું, યોગાનુયોગ બન્યું એવું કે, અખિલા તે વર્ષમાં ગર્ભવતી થઈ.

આ હર્ષ સમાચાર જાણીને સ્વામીનાથે હસતાં હસતાં કહ્યું: "જ્યોતિષ શાસ્ત્ર ખોટું તો નથી જ."

"આ તો પીપળાની પ્રદક્ષિણાનું ફળ છે." અખિલાએ ઉત્તર આપ્યો.

કારણ ગમે તે હોય પણ બન્નેએ નક્કી કર્યું કે બાળકના જન્મ પછી હજુ એક વાર પલની જઈશું અને ત્યારપછી તેઓ શુભ અવસરની રાહ જોવા લાગ્યા.

સ્વામિનાથના મિત્ર વર્ગે તેમને સલાહ આપી કે વિવાહ પછી ઘણા વર્ષે તમારી પત્ની ગર્ભવતી થયા હોઈને તેમની ખુબજ દેખરેખ થવી આવશ્યક છે. તેમજ "પ્રસુતિ ગૃહ"માંજ પ્રસુતિ થવી લાભદાયક છે.

અખિલાની મા ઘણા વર્ષ પહેલાં સ્વર્ગવાસી થઈ હતી અને સ્ત્રીઓમાંથી માત્ર તેની ફોઈ આ ફરજ બજાવે તોજ અખિલાને હોસ્પીટલનો આશરો લેવો ન પડે એમ હતું, પણ કોઈ કારણવશાત તેની ફોઈ સદર ફરજ બજાવી શક્યા નહિ અને અખિલાને પ્રસુતિગૃહમાંજ જવું પડ્યું.

બચ્ચાનો જન્મ રાત્રીના નવ બજે થયો નિયમાનુસાર નર્સે પુરેપુરી ફરજ બજાવી. બન્યું એવું કે તે પ્રસુતિગૃહમાં તેજ રાત્રે ત્રણ સ્ત્રીઓ જન્મદાત્રી બની હતી. નર્સોને પુષ્કળ કામગિરી હોવા છતાં અખિલાને કોઇ પ્રકારની તકલીફ પડી નહિ. આથી સ્વામીનાથના હર્ષનો પારો ખૂબજ ઉંચે ચઢયો; એટલુંજ નહિ પણ તેમણે પ્રસુતિગૃહના સ્ટાફને ઉપહાર દેવાનો પણ નિશ્ચય કરી નાખ્યો.

પ્રસુતિગૃહના નિયમાનુસાર જે ક્રિયાઓ થાય છે તે થતી રહી અને આમાં તો આ ત્રણ બચ્ચાં એકી સાથે જન્મેલા હોઈ અદલા બદલી ન થઈ જાય તેનો પણ ભય હતો. તેથી દરેકના હાથ પર નંબરોનાં કાર્ડ બાંધી દેવાનું ઠરાવવામાં આવ્યું.

આ ત્રણ બચ્ચામાંથી એક કાળા રંગનું હતું. બાકીનાં બે સફેદ લાગતાં હતાં. છતાંયે તે ત્રણેનું વજન તો લગભગ સરખુંજ હતું. અખિલાનો પુત્ર જે નર્સને હસ્તક હતો તેની ફરજનો સમય પુરો થતાં બીજી નર્સને તે બાળક સોંપીને ગઇ હતી અને બધી નર્સોને ત્રણે બાળકોને નંબરના કાર્ડ લગાવવા કહી ગઇ હતી. પણ નર્સો ક્યારે વાતોડીયણ હતી. ગપ્પાં સપ્પામાં તેઓનો સમય એવો તો વહિ ગયો કે, નંબરના કાર્ડ લગાવવાની વાત વિસારે પડી ગઇ, અચાનક એવામાં એક નર્સને યાદ આવ્યું કે, નંબર લગાવવાના તો હજી બાકી છે! તેઓએ તે સંબંધી વિધિ શરૂ કરી.

ત્રણ બાળકોમાંથી એક કાળા રંગનું હતું તેને માટે કંઇજ સવાલ ઉભો થયો નહીં. આકમાં વોર્ડમાં એક મુસ્લીમ બાઈ હતી અને તે રંગે શ્યામ હતી એટલે તે બાળક તેનું જ છે એવું નક્કી કરીને તેને પ્રથમ નંબર આપી દીધો, બાદ બે રહ્યા તેમાં પંચાત ઉભી થઇ. બન્ને સફેદ રંગના હતા એમાં અખિલાનું કયું, અને બીજી એક હિંદુ બાઇનું કયું. એનો નિર્ણય કરી શકયા નહિ પણ આખરે બેમાંથી એકને અખિલાના બાળક તરીકે નંબર આપ્યો અને ત્રીજા બાળકને પેલી હિંદુ બાઇના બાળક તરીકે ત્રીજો નંબર આપીને બાળકો તેમની માતાઓને સોંપ્યા.

જ્યારે સ્વામીનાથ પ્રસુતિગૃહમાં ગયા ત્યારે ઘણા જ આનંદની સાથે નર્સે જણાવ્યું. "તમારૂં બચ્ચું બહુજ સુંદર છે! એનું વજન સાત રતલ છે! શું તમારૂં એ પહેલું બચ્ચું જ છે!

"જી હા." સ્વામીનાથે સંતોષ વ્યક્ત કરતા કહ્યું.. તે વખતે અખીલા પણ આનંદી હતી તેના હૃદયની ખુશાલી હસવા વાટે બહાર નીકળી કારણ કે તે આજે પુત્રવતી કહેવરાવવાને સદ્ભાગી બની હતી અને સ્ત્રી જીવનનો ઉદ્દેશ સફળ થયો એમ તેને આજ લાગ્યું હતું.

'બચ્ચું તંદુરસ્ત અને રૂષ્ટપુષ્ટ છે ને! સ્વામીનાથે પિતાની ફરજે પૂછ્યું. બહુધા માણુસો વ્યવહારીક અને વૈજ્ઞાનિક દ્રષ્ટિના હોય છે એમ નર્સને જણાયું.

" આજ ત્રણુ બચ્ચા પ્રસુતિગૃહમાં જન્મ્યા છે. તેમાં તમારૂં બચ્ચું સૌથી સુંદર છે. નર્સે અંગ્રેજીમાં હર્ષ વ્યક્ત કર્યો તે હકીકત તામીલ ભાષામાં સ્વામીનાથે અખિલાને જણાવી.

ઉપરની વાતચીત ચાલી રહી હતી તે વખતે પહેલી નર્સ ત્યાં આવી ચડી અને તેણે બચ્ચાને ઉપાડી થોડીક વાર રમાડયું એ પછી તે નીરીક્ષણ કરતી હોય તેમ સ્તબ્ધ થઇ એકી ટશે બચ્ચાને જોઈજ રહી પછી બન્ને નર્સ બ્હાર નીકળી ગઇ:

પહેલી નર્સે બીજી નર્સને પૂછ્યુઃ ભલા આ બચ્ચાના પેટ ઉપર તલ હતા તે આટલી વારમાં કેમ દેખાતા બંધ થયા હશે?

શું તલવાળું બચ્ચું અખિલાનું હતું? મેં તો તેના ઉપર મુસલમાન બચ્ચાનો નંબર બાંધીને વોર્ડ નં ૮ માં મુકી દીધું છે! બીજી નર્સે જવાબ આપ્યો.

હે પ્રભુ! હવે શું થાય! આમાં તો ચુપજ રહેવું જોઇએ!" પહેલી નર્સે બીજીને સલાહ આપી.

ના, ના, એ વાત તો ભયંકર કહેવાય! જો તને બરાબર યાદ હોય તો આપણે તે બદલી નાખવું જોઇએ. અને આપણી ભૂલ સુધારી લેવી જોઇએ. બીજી નર્સે મંતવ્ય રજુ કર્યું.

તું તો ગાંડી છે ગાંડી! પહેલી નર્સ બોલીઃ ખબર છે? એમ કરવાથી આપણે નોકરીમાંથી હાથ ધોવા પડશે એટલુંજ નહિ પણ આપણા પ્રસુતિગૃહની આબરૂ જશે અને તેમ છતાં પણ બને માતાઓના દીલ દુઃખ બનશે અને જીવનભર તેમને વ્હેમ રહી જશે; માટે હવે તો 'તેરી ભી ચુપ્પ ઔર મેરી ભી ચુપ' એજ રસ્તો ઉત્તમ છે!

દશ દિવસ પછી અબ્દુલ તૈયબજીની પત્ની અને અખિલાને પ્રસુતિગૃહમાંથી સુખરૂપ રજા આપવામાં આવી. બદલાયેલા બાળકોમાંનુ એક શહેરને ઉત્તર છેડે અને બીજું દક્ષિણ છેડે ગયું.

બંને ઘરોમાં બહુજ લાડથી બાળ ઉછેરનું કાર્ય થાય છે શેઠ તૈયબજીને ઘેર પુષ્કળ દ્રવ્ય અને આરામ છે જ્યારે સ્વામીનાથના ઘેર પ્યાર અને સંતોષ ખુબજ છે.

બને ઘેર બચ્ચાંની સંભાળ રાખવામાં કશી કમી નથી. જ્યારે બચ્ચું એકાદ વર્ષનું થયું ત્યારે સ્વામીનાથની માસી તેમને ત્યાં આવ્યાં તેમણે બચ્ચાને જોઇ કહ્યું, બચ્ચાંની આંખો મારા ભાઈ સુતાસ્વામી જેવી જ છે માત્ર નાક સ્વામીનાથને મળતું છે, આથી સ્વામીનાથને સંતોષ થયો માતાને પણ પ્રસન્નતા થઇ.

આ રીતે જ શેઠ તૈયબજીના ઘરમાં તેમના સગાં સબંધીઓએ કુટુંબ સાથે બાળકના મળતા ચહેરા અંગેના અનુભવો રજુ કર્યા માત્ર વિધીને અને નર્સોને ખબર હતી કે બાળક બદલાયેલાં છે.

શેઠ તેજપાળજીના સ્વર્ગવાસને બાવીસ વર્ષ વીતી ગયાં છે પણ જેમનો પુત્ર કે જે જન્મથી ચતુર હતો તેણે પોતાના બાપનો વ્યાપાર પૂર્ણ હોશીઆરીથી હસ્તાગત કરી લીધો છે.

સ્વામીનાથનો પુત્ર કે જેનું નામ અશ્વત્થનારાયણ રાખવામાં આવ્યું હતું તેના માટે પુષ્કળ કાળજી લેવા છતાં તે માત્ર સ્કુલ લિવીંગ પરીક્ષામાં જ પાસ થયા તે વખતે તેને ૨૨ વર્ષ થયા હતાં સ્વામીનાથે મિત્રોની શિફારસ લગાવી મુંબઈમાં તેને એક જગ્યાએ નોકરી પર ચઢાવ્યો પરંતુ 'ઘર કા બુધ્ધુ ઘર લૌટે ' જેમ તે પાછો ફર્યો.

આથી સ્વામીનાથને ખુબ જ દુઃખ થયું તેમની જન્મોત્રીમાં પંડિતે લખેલું હતું કે "તમારો પુત્ર બહુ જ મોટો ભાગ્યશાળી સોદાગર થશે. પરંતુ માતા–પિતાને કામ નહિ આવે !". બુધ્ધુ જેવા અશ્વત્થનારાયણમાં આવાં તો કંઈજ લક્ષણ ન હતાં! એટલે હવે સ્વામીનાથ કહેવા લાગ્યા; 'જન્મોત્રી મુજબ તો કંઈ બનતું જ નથી! નારાયણને કોઈ સફળતા કેમ મળતી નથી ! કમમાં કમ તે વ્યાપારી તો થાય ને? ' અને પછી તે ક્રોધપૂર્ણ કહેવા લાગ્યાઃ ભવિષ્યવાણી આમાં ક્યાં સાચી પડી ? જ્યોતિષશાસ્ત્ર જ જુઠું છે !

કેવી ગાંડી વાત કરો છો ! અખિલા તડુકીને બોલી ઉઠી :" જ્યોતિષશાસ્ત્ર જરા યે જુઠું નથી ! નારાયણનો જન્મ થયો એ જ્યોતિષ વાણી મુજબ સાચું નથી ઠર્યું ! વિધાતાનો લેખ ખોટો હોય જ નહીં. કોણ જાણે કે, હજી હવે એનું ભાગ્ય નહીં ઉઘડે ! કોઈ વેપારીની દુકાને એને બેસાડી દો, તે જરુર ભાગ્યશાળી વેપારી બની જશે."

ભાગ્યદેવી એ વખતે હસી રહ્યાં હોવાં જોઈએ. કેમકે, સ્વામીનાથ અને અખિલાનો પુત્ર તો સુદર્શન શેઠ તેજપાળજીના પુત્ર તરીકે ભાગ્યશાળી સોદાગર બની ચુકેલો હતો અને જ્યોતિષીએ ભાખેલું ભવિષ્ય સાચું પડી ચુક્યું હતું કે, તે તેનાં સાચાં માબાપના કામમાં નહોતો આવ્યો !

卐

# નારી અને ધર્મ

પ્રયોજક : દલસુખ જી. ટીંબડીયા

સૃષ્ટિના ઉત્પાદન વખતે માનવજાતને બ્રહ્માએ બે સ્વરૂપમાં વહેંચી નાખી એક ભાગ નર અને બીજો ભાગ નારી. વેદ પુરાણ, સ્મૃતિ, ઇતિહાસ પ્રાચીન સંસ્કૃતિ અને પ્રાકૃતિક વિજ્ઞાન દ્વારા સ્ત્રીને પુરૂષની અર્ધાંગના જ કહેવામાં આવી છે. તેમજ ભારતીય પદ્ધતિ અનુસાર કોઇ પણ ધાર્મિક સામાજીક કે લૌકિક કાર્યમાં સ્ત્રી અને પુરૂષનો સમન્વયજ યોજાય છે. તે સમન્વય વિના કોઇ પણ જાતનું કાર્ય સફળતાથી પાર ઉતરતું નથી. આપણા આર્યાવૃતના વિદ્વાનોએ, મહાન સંતોએ બાળક કે વૃધ્ધે સર્વેએ સ્ત્રીને માતાજ કહી છે. તેઓએ સ્ત્રીને ઘરની લક્ષ્મી તરીકે વર્ણવી છે. જે ઘરમાં સ્ત્રીનો વાસ નથી તે ઘર વેરાન જેવું છે. પુરુષની કમાઇને સ્ત્રીને વહીવટ સોંપે, ઘરનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ચલાવવું એ સ્ત્રીનું કાર્ય છે. જે ઘરમાં સ્ત્રીનું અપમાન થાય છે. તે ઘરમાં લક્ષ્મીનો નાશ થાય છે.

ભારતની નારીનું પ્રાચીન કાળથી ગૌરવપૂર્ણ સ્થાન છે. એટલુંજ નહિ પરંતુ માનવીના જીવન વ્યવહારમાં પુરૂષ મર્યાદા કરતાં સ્ત્રી મર્યાદા ઉચ્ચતર માનવામાં આવી છે. આપણી હિંદુ સંસ્કૃતિ આ ભાવનાથી છલોછલ ભરેલી છે એટલુંજ કહ્યું છે, " यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता : । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रिया : ॥

આર્ય સંસ્કૃતિમાં નારી સમાજ માટે આ ભાવના માત્ર શાબ્દિક અર્થ માટે પ્રદર્શિત નથી કરી પરંતુ પુરૂષને જીવન પંથના ડગલેને પગલે વ્યવહારિક સાર્થકતા માટે સ્ત્રીની જરૂર પડે છે. ભલે ભૌતિકવાદી પાશ્ચાત્મિક વિચારો તેને કાંઇ વિશેષતા ન આપે ભલે નારી રક્ષા કે નારી સન્માન તેમના ખ્યાલમાં ન આવે પરંતુ આપણા પુરાણો આપણને કહે છે કે પુરૂષે હંમેશા સ્ત્રી રક્ષા અને સન્માન કર્યા હતાં તેને ખાતર અનેક ધરતીને સંતરંગી કરી હતી; અનેક રાજપાટ વૈભવ અને કહીએ તો સર્વસ્વનો ત્યાગ કર્યો હતો, આપણા ધર્મશાસ્ત્રનો સ્પષ્ટ-આદેશ છે કે. " पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने । रक्षन्ति स्थविरे पुत्रा न : स्त्री स्वातन्त्र्य मर्हति ॥

નારીનો પ્રધાન ધર્મ પતિવ્રતા ધર્મ છે. સ્ત્રીના જીવનને આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક પંથ પર રાખવા માટે પતિવ્રતા ધર્મ ઉત્તમ કહ્યો છે. તેનો મુખ્ય ધર્મ પતિની સેવા, પતિ પ્રત્યે અપૂર્વ માન વિગેરે છે. જેમ મદારી પોતાના બળ વડે દરમાંથી પણ સર્પને બહાર કાઢી શકે છે, તેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને યમરાજાના હાથમાંથી બચાવી સ્વર્ગમાં લઈ જઈ શકે છે. મહાસતી તુલસીવૃન્દાએ પોતાના રાક્ષસ પતિને ભક્ત કયાં નહોતો બનાવ્યો ? સૌને બાળનાર અગ્નિ પતિવ્રતા સ્ત્રીનું સતીત્વ અને તેજ જોઇ પોતે જાતે જ બળવા લાગે છે. ખરી પતિવ્રતા સ્ત્રી ઉચ્ચી ઘડીએ પણ પોતાના વ્રતનું

પાલન થાતી નથી કારણકે મૃત્યુ સમયે માનવીને જે ભાવનાનું સ્મરણ હોય છે તેજ ગતિને પામે છે.

જે સ્ત્રી પતિવ્રતા વ્રતનું પાલન નથી કરતી તેનો પ્રધાન હેતુ કામવાસનાજ હોય છે. તેના આખા જીવન પર્યંત તેની આજ વૃતિ રહે છે. અને તેના પરિણામે તેની ભાવિ ગતિ પણ તેવી જ જાય છે. તેને ફરીવાર એવો અવતાર ધારણ કરવો પડે છે. એથી વધુ પણ તેની ભાવિગતિ અનુસાર 'પશુ જેવો હલકો અવતાર પણ ધારણ કરવો પડે છે. ત્યારે પતિવ્રતા સ્ત્રી પોતાનો શત્રુ તરી જાય છે.

શરીરથી તો ઠીક પરંતુ મન અને વચનથી પણ જે સ્ત્રી પર પુરૂષનો વિચાર કરે તો તેનું સતીત્વ નાશ પામે છે, પોતાની મામુલી જીંદગી બગાડે છે. આવી નારીનું મુખ જોવું પણ અધમ કહ્યું છે, આવી નારીને કરોડો વર્ષ નર્કમાં કષ્ટ ભોગવવું પડે છે.

પતિવ્રતા વ્રતનાં પાલનથી નારીના સ્વાભાવિક રૂપમાં અને સિદ્ધોનાં રૂપમાં દૈવી શક્તિનો આવિર્ભાવ ઉત્પન્ન થાય છે. આ તેમના પાલનનો આધિદૈવિક લાભ છે. પુરૂષનાં શરીરમાં પણ જો અલૌકિક શક્તિ, યોગ, તપ, સંયમ આદિ ઉત્પન્ન થાય તો નારી આપ મેળે પતિવ્રતા ધર્મ પ્રતિ વળે છે.

રામાયણ, મહાભારત વિગેરે આપણા જુના ધાર્મિક ગ્રંથોમાં પતિવ્રતા ધર્મના પરિણામે ત્રિકાળદર્શી સંપન્ન નારીઓનાં ઉદાહરણો મળે છે.

પૂર્ણ સુખમય ગૃહસ્થાશ્રમ, ધનિષ્ઠ સંતાનની પ્રાપ્તિ સુખશાંતિ વિગેરે પતિવ્રતા ધર્મથી થતો આધિભૌતિક લાભ છે, તેનાં નિયમોની સૂક્ષ્મતા ખરેખર અસાધારણ હોય છે. ભારતીય ધર્મશાસ્ત્ર, સમાજ વ્યવસ્થા રાજકિય વ્યવસ્થા અને ધાર્મિક વ્યવસ્થા પરસ્પર એવી રીતે સંકળાએલા છે કે એકની અપૂર્ણતા બીજાને હાનિ રૂપ થાય. અત્યારની નારીએ સમજવું જોઇએ કે તેમનો ધર્મ, તેમનાં સંસ્કાર, તેમનો જીવન વિકાસ વિગેરે ઉપર સામાજીક અને રાજકિય સ્થિતી અવલંબે છે.

નારી જીવનની પવિત્રતા, વિકાસ કે ધર્મભ્રષ્ટ થાય તો જરૂર ધર્મહીન, 'ઉચ્છંખલ અને નાદાન સમાજનો જન્મ થવાનો માટે આજની આર્ય સન્નારી પોતાના પવિત્ર ક્ષેત્રમાંથી એક કદમ પણ પાછી ન હટે.

હિંદ આજે સ્વતંત્ર છે. હિંદ આજે વીર અને ઉત્તમ સંતાન માગે છે. દરેક સ્ત્રીએ પોતાના વ્યવહારિક, સામાજીક, ધાર્મિક અને રાજકિય ક્ષેત્રમાં આપણી પ્રાચીન કાળની સ્થિતિએ વિકાસ કરવો રહ્યો, અને સંસારના ધોરણે પોતાના બાળકોનો જીવન વિકાસ કરવો જોઇએ.

The girl of to day is the mother of tomorrow માતા કાઠી, સુશીલ અને સંસ્કારી હશે તો તેના બાળકો પણ તેવાજ થશે. સ્વાભાવિક રીતે બાળક પિતા કરતા માતા પાસે વધુ રહે છે–રહેવા ઇચ્છે છે. તેથી જ કહ્યું છે કે બાળકો પ્રત્યે પિતા કરતા માતાનું સ્થાન અધિક ચઢીયાતું છે. માતા એ બાળકની ગુરૂ છે.

જેમ ગંગા જેવી પવિત્ર કોઈ સરિતા નથી, વિષ્ણુ જેવા ભગવાન નથી, શિવ સમા કોઇ પુજનીય નથી, ભાર્યા સમાન કોઈ મિત્ર નથી, વિદ્યાદાન સમું કોઇ ઉચ્ચ દાન નથી, ગંગા કિનારા જેવો રસાળ કોઈ પ્રદેશ નથી તેમ માતા સમાન કોઇ ગુરૂ નથી.

માતા ખરેખર જનની આર્દ્ર-હૃદયા, ક્ષમા શાંતિ અને દયાથી ભરપૂર છે.

ખરેખરે નારી એ માનવજીવનનાં નાટકની સૂત્રધાર છે. અસ્તુ

# ત્યાગનું મૂલ્ય

(અનુ : શ્રી સોગીલાલ ખત્રી)

(૧)

ત્રીજનો ચંદ્રમા આકાશમાં ખીલી રહ્યો છે. વહેલી પરોઢે બારણા પાસે આવીને શોભાએ જોયું તો વિજળીનો બધા દીવા હોલવાઈ ગયા છે. તેણે પોતાના ખંડની સ્વીચ દાબીને બત્તી કરી, અને જોયું તો એક બાજુએ એક થાળીમાં કંઈ ઢાંકીને રાખેલું છે. વખતે ખાવાનું હશે. તેણે વિરક્તિથી મ્હોં ફેરવી લીધું, કારણ કે તેને સ્હેજ પણ ભૂખ લાગી નહોતી. તેને તો તરસ લાગી હતી, તેથી તે બેચેન બની ગઈ હતી. પાણી પીતાં તેને પોતાનું બાળક યાદ આવ્યું. આઠ મહિનાના એ બચ્ચુ બાળકને મેલ્યાં બે દિવસ થયાં તે ભૂલી ગઈ હતી. અત્યારે તેનું માતૃહૃદય તડપી ઉઠયું. તે પથારીની એક બાજુ પર પડી રહી. તેના હૃદયમાં અત્યારે ધૃણા અને વાત્સલ્યતાનો સાથે સાથે ઉદય થયો હતો.

શોભા સીધી ને સમજદાર નારી હતી. તેના માતપિતા અને સગાંવહાલાંએ તેમની ઇચ્છા મુજબ તેને એક પુરુષના હવાલે કરી દીધેલી તે પુરુષ–તેનો પતિ સર્વ રીતે સાધન સંપન્ન હોવા છતાં હૃદયહીન હતો. બહોળા કુટુંબમાં સૌ સૌનું હતું. માત્ર નહોતું કોઈ શોભા જેવી નારીનું. તેનો પતિ સુભાષ પણ તેનો નહોતો ને ! આથી તે હતાશ બની ગઈ હતી. માત્ર અઢાર વર્ષની ઉંમરમાં જ આવી જાતનો પોતાના તરફનો વર્તાવ હોય તેવી નારી પોતાનું જીવન કેવી રીતે વિતાવી શકે ? તે માત્ર પરિત્યક્તા પત્નીજ નહોતી પરન્તુ એક બાળકની માતા પણ હતી પતિથી વિમુખ બનેલી માતા પોતાના બાળક ઉપર કેટલું વહાલ દર્શાવી શકે ?

છેવટે તે ઉઠીને બાળકની શોધ કરવા ચાલી. તેને એટલું તો ચોક્કસ હતું કે બાળક નાની નણંદ વિભાની પાસેજ હશે. એટલે તે સીધી વિભાની પથારી પાસે ગઈ. હજી તો બધાં સુઈ રહ્યાં હતાં, પરન્તુ વિભાની પાસે બાળક નહોતો. બધે શોધ કરી પણ તે જડયો નહીં. છેવટે તેણે વિભાને જગાડીને પૂછયું " બ્હેન બાબો કયાં છે !"

ઉંઘમાંને ઉંઘમાં વિભાએ કહ્યું " મને કંઈ ખબર નથી, ભાભી શોધોને ઘરમાં કોઈ ઠેકાણે હશે."

હવે શોભા ગભરાઈ ગઈ આખા ઘરમાં તપાસ કરી. મહેન્દ્રે આવીને કહ્યું " તે કયાંયે નથી. બાને પૂછી જુઓ તો !"

હવે કેવળ એકજ જગ્યા શોધવાની બાકી હતી; અને તે સુભાષનો ખંડ, પરન્તુ શોભા ત્યાં કેવી રીતે જઈ શકે ! અને ત્યાં બાબો હોવાનો કોઈપણ સંભવ નહોતો. આજે જ

સુભાષ નવું લગ્ન કરીને પાછો આવેલ છે. એટલે આ અભાગી સ્ત્રીના બાળકને તે પોતાના ખંડમાં લઈ જાય તે બનવું અશક્ય હતું. આમ હોવા છતાં શોભા વધુ વિચાર કરી શકી નહી. તે ઝડપથી ઉપર ગઈ. સુભાષના ખંડના બારણા બંધ હતા. એક બારી ખુલ્લી હતી, પલંગ પર સુભાષ એ ધ્યાનમાં સૂઈ ર હતો. તેની નવી પત્ની ચંદ્રકલા બાબાને ગોદમાં લઈને સોફા પર બેઠેલી હતી. બાબો ત. મડીએ રોતો હતો. ચંદ્રકલા તેને જબરજસ્તીથી સુવરાવવ ! પ્રયત્ન કરી રહી હતી તેનું શુ ઉઘાડું હતું. ગોટની પીળી સાડી, માથે સિન્દુરની બા અને કપાળે કુમકુમ શો રહ્યું હતું. શોભા આ જોઈને ત્યાં ઠરી ગઈ. બાબો વારે ડીએ ચીસો પાડી ઉઠતો હતો શોભાને લાગ્યું નારીની પ્રતિ નારીની કેવી ઘૃણા!

તે પણ મારા જેવી એક ! ે . ે પારા બાળકને પોતાની છાતીએ લગાવીને બેઠી છે. પારકું હોવા છતાં પણ જાણે પોતાનું છે એમ! તો શું તે મારાથી સગી આંખે જોઈ શકાય? ના...ના.

એવો દૃઢ નિશ્ચય કરીને તેણે બારણે ટકોરા માર્યા, ચંદ્રકલાએ ઉઠીને બારણું ઉઘાડ્યું. બાળકને ગોદમાં રાખીને પૂછ્યું "કોણ છે?"

"બાબાને લેવા આવી છું." શોભાએ વિનયપૂર્વક છતાં ધીમે અવાજે જવાબ આપ્યો.

"તું નોકર છું?" ચંદ્રકલાએ પ્રશ્ન કર્યો.

શોભા ચૂપ રહી, તેણે માત્ર હાથ લંબાવ્યો, ચંદ્રકલા એ હુકમ કરતાં કહ્યું, "આ રૂમાલ ઓઢાડીને બાબાને તેની મા પાસે મૂકી આવ."

શોભાએ જતાં જતાં સાંભળ્યો સુભાષનો અવાજ—"શું તું હજી સુધી જાગે છે કે! આવ આપણે બધાં સૂઈ જઈએ."

આ સાંભળીને શોભાનું અંગે અંગ શિથિલ થઈ ગયું. સુભાષના શબ્દે તેનાં શરીરમાં આછી ધ્રુજારી ઉત્પન્ન કરી દીધી ઓહ! સુભાષે આવા શબ્દો મને કોઈ દિવસ પણ કહ્યા હોત તો? ·

શોભા પણ નારી હતી, પત્ની બનીને આવી હતી, પરન્તુ તેને માટે સુભાષે કોઈ દિવસ સ્નેહના બે શબ્દો કહ્યા નહોતા ગોઝા આખા દિવસના કામકાજથી થાકીને સૂઈ જાય ત્યારે પણ સુભાષ તેને બે સારા શબ્દો પણ કહે નહિ.

(૨)

વહેલી સવારે ઉઠીને શોભાએ વાસી કામ કરી લીધું. લગ્ન પછી અહીં આવી ત્યારથી સવાર સાંજ આખા ઘરનું પાણી ભરવાનું કામ તેજ કરતી હતી. રાંધવામાં પણ તે ઘણી કુશળ હતી. તેની રસોઈ બધાં વખાણતાં. ઘરના નાના મોટા સર્વે તેને હૃદયથી ચાહતા હતા શોભાનો કોઇના ઉપર પ્રભાવ ન પડયો હોય તો તે માત્ર સુભાષ ઉપર જ.

ચાહની કીટલી સ્ટવ પર રાખીને શોભા બેઠી હતી. તેવામાં નાના છોકરાઓ તેને વળગા પડ્યાં. તેણે બધાને નાસ્તો કાઢી આપ્યો નાના દીયરની વહુ પણ મદદ કરવાને આવી. જે લોકો હજી તૈયાર નહોતા તેમના નાસ્તાનો ભાર નાની વહુને સોંપતા શોભાએ કહ્યું "જરા તું બાબાને સંભાળ હું ત્યાં સુધીમાં નાહી આવું છું."

"ભાભી, તમારી તબીયત તો ઠીક નથી તો આજે હું રસોઇ કરૂં તો નહી ચાલે?"

"ના. ના. તું તેની પાસેજ જા."

જ્યાં તે બહાર આવી કે સાસુએ કહ્યું "અરે શોભા! નવી વહુને નાસ્તો પાણી આપી આવી કે કેમ?"

સુસુભરને માટે તો તે કિંકર્તવ્યમૂઢ બની ગઇ થોડી વાર પછી તે પાછી વળી. એક થાળીમાં નાસ્તો તથા ચાહ મુકીને ઉપર ગઇ.

ચંદ્રકલા તો સ્નાનાદિ કાર્યથી પરવારી બારી પાસે ઉભી હતી. વાળ સમારતાં સમારતાં કંઇક ગણુગણી રહી હતી. શોભા થાળીને ટેબલ ઉપર મૂકીને પાછી જવા લાગી. ચંદ્રકલાએ તેને જતાં જોઇને કહ્યું "સાંભળ, તું જ રાતે બાબાને લઇ ગઇ હતી ને?"

"હા, હું લઇ ગઈ હતી." શોભાએ જવાબ આપ્યો.

"જરા એને લઇ આવ તો. અને સાંભળ, આટલો બધો નાસ્તો કેમ લાવી છે? એ તો ક્યારનાએ નીચે ગયા છે." એટલું બોલતાં તો ચંદ્રકલાના હોઠો ઉપર આછું સ્મિત ફરકી રહ્યું.

શોભા છોભીલી પડી ગઇ તે બોલી. "ઠીક હું બાબાને મોકલાવી આપું છું."

"અને સાંભળ તારૂં નામ શું? બાબાને હમણાંજ મોકલી આપજે હોં." ચંદ્રકલાએ ફરીથી હુકમ કરતાં કહ્યું.

શોભા કાંઇપણ બોલ્યા વગર ચાલી ગઇ.

"વિભાબ્હેન! ચાહ તો ઠંડી થઇ ગઇ છે." ચંદ્રકલાએ ધારા પાડીને બોલી."

મેં તો ચાહ ક્યારનીયે પી લીધી છે. ભાભી ભૂલથી બે પ્યાલા આપી ગએલી લાગે છે. વિભાએ જવાબ આપ્યોઃ

"ના કોઇ નોકરડી લાવી હતી." ચંદ્રકલાએ કહ્યું.

"નોકરડી! તમે એમ કેમ કહો છો ભાભી? તે નોકરડી નથી–ભાભી છે. તેમને તો મ્હેં ઉપર આવતાં જ દેખ્યાં હતાં ને."

ચંદ્રકલા કુંઠિત થઇને બોલી· "પણ તે તો..."

વિભા ગંભીર બનીને બોલી ઉઠી. "તમે પણ ખરી છો ભાભી. વિચાર તો કરો કે સુભાષ ભાઇની આટલી ઉપેક્ષા સહન કરીને પણ તે કેવુ વજ્ર જેવું હૃદય રાખીને આખા ઘરનું વૈતરું કરે જાય છે.

"તો, તો શુ તે એમની પત્ની છે?" ચંદ્રકલા આશ્ચર્યથી બોલી ઉઠી. "અપરાધિની જેવી!"

"હા, ભાભી હા સુભાષભાઇના ઉપર તે પ્રભાવ પાડી શકી નહીં. આખા ઘરનું કામ તેમના ઉપર જ નભે છે. તેમના સિવાય ઘરનું કામ ચાલી શકતું નથી, એક વખતે તે એક મહિના માટે પીયર ગએલી એટલામાં તો માને એટલી બધી મુશ્કેલી પડવા લાગી કે મહેન્દ્રને મોકલી તેને તરતજ પાછી બોલાવી લીધી. ને આવી પછી જ ઘરનું કામ નિયમિત ચાલવા લાગ્યું.

"મને તેની પાસે લઈ જાઈશ બ્હેન ! મેં ભ્રમમાં રહીને તેનો આદર કર્યો નહી. હું તેની માફી માગી લઉં."

"કેમ નહી ? ચાલો તે પેલા સામેના ખંડમાં જ રહે છે."

ચંદ્રકલા તરતજ ઉભી થઈ ગઈ.

ઝીના વસ્ત્રોમાં લપેટાએલી શોભાએ જોયું કે ચંદ્રકલા પોતાના ખંડમાં આવીને ઉભી છે. તે વિસ્મિત થઈ ગઈ.

ચંદ્રકલા તેના પગે પડીને બોલી "બ્હેન, મને પહેલાં ખબર પડેલી નહી. અણજાણમાં મેં જે અપરાધ કર્યો છે, તેને માટે હું તમારી માફી માંગું છું."

શોભા ક્ષણવાર તો મૂઢ સરખી ઉભી રહી. પછી ચંદ્રકલાને બન્ને હાથેથી ઉઠાડીને બોલી "ઉઠો ચંદ્રા! આ તો મારા જીવનમાં નાનામાં નાનો પ્રસંગ છે."

ચંદ્રકલા મોટા અવાજે બોલી. "હું જ તમ લોકોની વચમાં એક કાંટાની માફક આવી ચઢી, બ્હેન."

"ના. ના, એમ ન કહો. એ વખતે એમની એ ફરજ હતી કે મૃત્યુના દ્વાર પર ઉભેલા પોતાના મિત્રના ચિત્તને શાંતિ આપવી; પરંતુ કોણ જાણે વિધાતાનું વિધાન જ કંઈ જુદા જ પ્રકારનું છે."

એમ કહીને શોભાએ બાબાને ચંદ્રાના ખોળામાં આપ્યો. "લો, અત્યાર સુધી તે સૂઈ રહ્યો હતો. હવે તે જાગ્યો છે."

ચંદ્રકલા પાછી ફરી.

( ૩ )

સુભાષના જીવનમાં ચંદ્રકલા અકસ્માત રીતે મળી ગઈ. તે શોભાથી અસંતુષ્ટ હતો. એ તો ઠીક પણ એક પત્ની તથા એક પુત્ર હોય તેવો પુરૂષ તો ફરીથી લગ્ન કરે જ નહિ. પાંચ ૭ દિવસ અગાઉ પોતાના મરણોન્મુખ મિત્ર મજરાયનો તાર મળેલો અને તેથી તે તેને જોવાને કલકત્તા ગએલો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે મજરાય માત્ર ગણત્રીની ઘડીનો જ મહેમાન હતો. તેણે સુભાષના હાથમાં પોતાની માતા પિતા વિહિન અનાથિની બ્હેન ચંદ્રકલાનો હાથ સોંપતા કહ્યું "સુભાષ, આડી અવળી વાત કરવાનો હવે વખત નથી. ચંદ્રકલાને તારે આશરે સોંપી જઉં છું. તેને ગ્રહણ કરી લે. બીજા કોઈની પાસે તે વધારે સુખી નહી થાય, બોલ, આ સમયે ઈન્કાર કરીને તું મને ચિન્તા કરાવીશ નહી એટલા માટે તો તને તાર કરીને બોલાવ્યો છે, ચંદ્રકલા લખી વાંચી શકે છે. તેમજ સુંદર પણ છે. તને દરેક રીતે સુખ આપી શકશે.

મજરાયે પોતાની વાત કહી દીધી પણ સુભાષની વાત સાંભળવાનો તેને સમય ન હોતો.

અને સુભાષ પોતાના મિત્રની પાસે અંતિમ સમયે ઇન્કાર પણ કરી શક્યો નહી.

મજરાયના મૃત્યુના ચોથા દિવસે જ્યારે સુભાષ ચંદ્રકલાને લઈ જવાને તૈયાર થયો ત્યારે મહોલ્લાના તથા બીજા સ્નેહી સગાઓએ તેને કહ્યું "કુંવારી છોકરીને આવી રીતે મોકલી શકાય નહિ. રીતસર લગ્ન કરીને લઈ જાવ."

વિવશ બનેલો સુભાષ જ્યારે લગ્ન કરીને પાછો ફર્યો ત્યારે તારથી તેણે આ બાબતની ઘેર ખબર આપી. ઘરના બધા માણસો આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં અને શોભા તો આ સાંભળીને નિષ્પ્રાણ જેવી બની ગઈ,

× × × ×

મોં હસતું રાખીને ચંદ્રા શોભાના ખંડના બારણે ઉભી રહીને કહી રહી હતી-" હજી ક્યાં સુધી ઘોરશો ? સાત તો વાગી ગયા. "

આળસ મરડતાં શોભા બોલી. ' બાબાની તબીયત ઠીક રહેતી નથી. રાત સુધી જાગતી રહી છું. હમણાં જ ઉંઘ આવી. તમે જરા દયાને મારી પાસે મોકલો."

બધું કામકાજ ત્યાં પડતું મૂકીને ચંદ્રા બાબાની પાસે બેસી ગઈ,

શોભા ઉઠીને બેઠી થઈ, આસપાસ નજર કરતાં તે વિસ્મિત બની ગઈ. તે બોલી ઉઠી, " આટલા બધા ડબ્બાને શીશીઓ અહીં કેમ લાવ્યાં છો ? "

" આ તો માત્ર કાગળના ખાલી ડબ્બાઓ છે. તમે તમારે સૂઈ જાવને હું બાબાને લઈને બહાર જઉં છું." એમ કહીને ચંદ્રા ખંડમાંથી બહાર જતી રહી.

શોભા સૂઈ ગઈ. સુભાષના ગઈ રાતના ઉપહારો આજે તેના પગની નીચે પડેલા હતા. જ્યારે તે ઉઠી ત્યારે ઘડીઆળમાં દસ વાગ્યા હતા નીચે પડેલા ડબ્બાને તેણે ખોલ્યા તો ડબ્બામાં રેશમી બ્લાઉઝ, ક્રીમ, સેન્ટ, વિલાયતી હેર ઓઈલની શીશીઓ હતી.

" અહા ! ચંદ્રા કેટલી ભાગ્યવતી અને કેટલી પાગલ છે !" તેના મોંમાથી ઉદ્‌ગાર નીકળી પડયા.

( ૪ )

સુભાષને લાગ્યુ તો ખરું કે તેણે મોટો અન્યાય તો કર્યો છે જો શોભા પોતાના અધિકારો માટે લડી હોય તો આટલી માનસિક વેદના ન પણ થઈ હોત, પરન્તુ તે તો એકદમ મુંગી બની ગઈ છે. પ્રથમની જેમ હજી પણ સુભાષનું કામ અવિરતપણે કરે જાય છે. યોગ્ય સમયે ઓફીસના કપડાં, પાન, પાણી વગેરે બરાબર આપી જાય છે. બોલ્યા ચાલ્યા વિના પણ નહી કેટલીક વાર તો તેની સાથે વાતો પણ કરે છે. સુભાષના ડાબા હાથમાં દરદ ઉપડે છે. ત્યારે શોભાની પાસે રહેતી હોમીઓપેથીકની બોકસમાંથી તે દવા પણ આપે છે. છતાં તે હવે પહેલાની શોભા રહી નથી.

પહેલાં તેનો પતિ કોઈવાર ઉપેક્ષા કરે તો સમય આવે તેની સામે લડતી ઝઘડતી પણ ખરી. હવે તે ઉપર તેનું ધ્યાન રહ્યું નથી. ચંદ્રા આ બધું સમજતી નથી. તે હજી ભોળી ભાળી બનવા માંગે છે, પણ એ કેટલા દિવસ સુધી ચાલશે ? શોભાના ખર્ચને માટે કેટલાક પૈસા અલગ રાખવાની સૂચના આપવાનો તે કેટલાક સમયથી વિચાર કરતો હતો. ભવિષ્યના વિચારો તેના મગજમાંથી ખસતા નહોતા.

એવી એક રાત્રે સુભાષ-શોભાના ખંડમાં જાય છે. ઘડિઆળમાં એકનો ટકોરો થાય છે.

શોભા આંખ ઉઘાડી રાખીને બેઠેલી છે. ખોળામાં તાવીલું બાળક પડેલું છે, આંખમાં અપાર કરુણા, અસીમ ચિન્તા હોવા છતાં તે બેઠેલી છે. સુભાષ કેટલીએ વાર સુધી ઉભો.

રહ્યો. શોભાને તેના આગમનની ખબર પણ નહોતી. પરંતુ બાબો જાગી ઉઠયો. અને ત્યારેજ તેને ખબર પડી કે સુભાષ પોતાના ખંડમાં ઉભેલો છે. તે તેને એકાએક આવેલો જોઇને વિસ્મય પામી ગઈ.

સુભાષ જમીન ઉપર બેસી ગયો. તેણે વાત ઉપાડી " બાબો બિમાર છે તે તેં કોઇને કેમ કહ્યું નહી ! "

કોને કહું !"

" કેમ-? હું તો હતો ને ! "

" બધાંયે છે અને બધાંયે જાણે છે. પછી મારે કોને કહેવાનું રહ્યું ! "

" દવા પાય છે ! " સુભાષે પૂછ્યું.

" પાઉં છું તો ખરું. હવે ફાયદો પણ થયો છે. તાવ નરમ પડી ગયો છે. કાલ સુધીમાં સાજો થઇ જશે. "

" તું આખી રાત એકલી જાગે છે તો પછી કોઇને કેમ બોલાવી લેતી નથી ! "

" કોને બોલાવું ! " શોભાએ નિરસતાથી કહ્યું.

" હમણાં તો તેં કહ્યું કે ' બધાંયે તો છે. " સુભાષે કહ્યું.

શોભાની આંખમાં એક આછી ચમક આવી ગઈ. તે કોઇને જાણવા નહિ દેતાં બોલી. " કહ્યું તું તો ખરૂં. પણ એ ' બધા ' લોકોમાં મારે કોનો આધાર છે તેની આપને ખબર છે ! શું તેની મારા ઉપર કે નાના સરખા બાળક ઉપર રહેજ પણ લાગણી છે!"

સુભાષ નિરુત્તર રહ્યો. શોભા બાબાને સોડમાં લઇને જમીન ઉપર પાછી સુઇ ગઇ.

છેવટે સુભાષે અસ્વસ્થ બનીને કહ્યું " સાંભળ. વીસ હજાર રૂપીઆ તારા નામે અલગ જમા રાખવાનું મેં નક્કી કર્યું છે. તે ઉપરાંત દર મહિને પચીસ રૂપીઆ તારા ખર્ચના તને મળશે. હું ધારું છું કે આટલી રકમ તારા માટે કંઇ ઓછી નથી. "

સૂતી સૂતી શોભા બોલી " મારે કંઈ નથી જોઈતું. તમે મારી ચિન્તા કરવાની હવે મૂકી દો. મેં તમારી પાસેથી અત્યાર સુધી જે ચીજ મેળવી છે તે એટલી બધી અમૂલ્ય છે કે તેની તુલના સંસારની કોઇ પણ વસ્તુની સાથે થઈ શકે તેમ નથી. હવે તમોને મેળવવાનો કે તમોને ચાહવાનો મને કંઇ પણ અધિકાર રહ્યો નથી. "

આટલું બોલીને એ રાજરાણીની માફક સુખની નિંદ્રામાં મગ્ન થઇ ગઇ.

પોતાની સ્ત્રીના આ અમૂલ્ય ત્યાગ પર-સંતોષપૂર્ણ મનોવૃત્તિ પર સુભાષનું પાષાણ જેવું હૃદય પણ પીગળી ઉઠયું

બે મિનિટ પછી શોભાનું માથું તેના પતિ સુભાષના ખોળામાં હતું.

વિવશ બનેલો સુભાષ જ્યારે લગ્ન કરીને પાછો ફર્યો ત્યારે તારથી તેણે આ બાબતની ઘેર ખબર આપી. ઘરના બધા માણસો આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં અને શોભા તો આ સાંભળીને નિષ્પ્રાણ જેવી બની ગઈ.

× × × ×

મોં હસતું રાખીને ચંદ્રા શોભાના ખંડના બારણે ઊભી રહીને કહી રહી હતી. "હજી ક્યાં સુધી ઘોરશો ? સાત તો વાગી ગયા "

આળસ મરડતાં શોભા બોલી. ' બાબાની તબીયત ઠીક રહેતી નથી. રાત સુધી જાગતી રહી છું. હમણાં જ ઊંઘ આવી. તમે જરા દયાને મારી પાસે મોકલો."

બધું કામકાજ ત્યાં પડતું મૂકીને ચંદ્રા બાબાની પાસે બેસી ગઈ.

શોભા ઉઠીને બેઠી થઈ, આસપાસ નજર કરતાં તે વિસ્મિત બની ગઈ. તે બોલી ઉઠી. " આટલા બધા ડબાને શીશીઓ અહીં કેમ લાવ્યાં છો ! "

" આ તો માત્ર કાગળના ખાલી ડબ્બાઓ છે. તમે તમારે સૂઈ જાવને હું બાબાને લઈને બહાર જઉં છું. " એમ કહીને ચંદ્રા ખંડમાંથી બહાર જતી રહી.

શોભા સૂઈ ગઈ. સુભાષના ગઈ રાતના ઉપહારો આજે તેના પગની નીચે પડેલા હતા. જ્યારે તે ઉઠી ત્યારે ઘડીઆળમાં દસ વાગ્યા હતા નીચે પડેલા ડબ્બાને તેણે ખોલ્યા તો ડબ્બામાં રેશમી બ્લાઉઝ, ક્રીમ, સેન્ટ, વિલાયતી હેર ઓઈલની શીશીઓ હતી.

" અહા ! ચંદ્રા કેટલી ભાગ્યવતી અને કેટલી પાગલ છે ! " તેના મોંમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યા.

( ૪ )

સુભાષને લાગ્યું તો ખરું કે તેણે મોટો અન્યાય તો કર્યો છે. જો શોભા પોતાના અધિકારો માટે લડી હોય તો આટલી માનસિક વેદના ન પણ થઈ હોય, પરન્તુ તે તો એકદમ મુંગી બની ગઈ છે. પ્રથમની જેમ હજી પણ સુભાષનું કામ અવિરતપણે કરે જાય છે. યોગ્ય સમયે ઓશીકના કપડાં, પાન, પાણી વગેરે બરાબર આપી જાય છે. બોલ્યા ચાલ્યા વિના પણ નહીં. કેટલીક વાર તો તેની સાથે વાતો પણ કરે છે. સુભાષના ડાબા હાથમાં દરદ ઉપડે છે. ત્યારે શોભાની પાસે રહેતી હોમીઓપેથીકની બોકસમાંથી તે દવા પણ આપે છે. છતાં તે હવે પહેલાની શોભા રહી નથી.

પહેલાં તેનો પતિ કાઈવાર ઉપેક્ષા કરે તો સમય આવે તેની સામે લડતી ઝઘડતી પણ ખરી. હવે તે ઉપર તેનું ધ્યાન રહ્યું નથી. ચંદ્રા આ બધું સમજતી નથી. તે હજી ભોળી ભાળી બનવા માંગે છે, પણ એ કેટલા દિવસ સુધી ચાલશે ? શોભાના ખર્ચને માટે કેટલાક પૈસા અલગ રાખવાની સૂચના આપવાનો તે કેટલાક સમયથી વિચાર કરતો હતો. ભવિષ્યના વિચારો તેના મગજમાંથી ખસતા નહોતા.

એવી એક રાત્રે સુભાષ શોભાના ખંડમાં જાય છે. ઘડિઆળમાં એકનો ટકોરો થાય છે.

શોભા આંખ ઉઘાડી રાખીને બેઠેલી છે. ખોળામાં તાવીલું બાળક પડેલું છે, આંખમાં અપાર કરુણા, અસીમ ચિન્તા હોવા છતાં તે બેઠેલી છે. સુભાષ કેટલીએ વાર સુધી ઊભો

રહ્યો. શોભાને તેના આગમનની ખબર પણ નહોતી. પરંતુ બાબો જાગી ઉઠયો. અને ત્યારેજ તેને ખબર પડી કે સુભાષ પોતાના ખંડમાં ઉભેલો છે. તે તેને એકાએક આવેલો જોઇને વિસ્મય પામી ગઇ.

સુભાષ જમીન ઉપર બેસી ગયો. તેણે વાત ઉપાડી " : બાબો બિમાર છે તે તેં કોઇને કેમ કહ્યું નહી ? "

કોને કહું ? "

" કેમ ! હું તો હતો ને ! "

" બધાયે છે અને બધાયે જાણે છે. પછી મારે કોને કહેવાનું રહ્યું ! "

" દવા પાય છે ? " સુભાષે પૂછ્યું.

" પાઉં છું તો ખરું. હવે ફાયદો પણ થયો છે. તાવ નરમ પડી ગયો છે. કાલ સુધીમાં સારો થઇ જશે. "

" તું આખી રાત એકલી જાગે છે તો પછી કોઇને કેમ બોલાવી લેતી નથી ! "

" કોને બોલાવું ? " શોભાએ નિરસતાથી કહ્યું.

" હમણાં તો તેં કહ્યું કે ' બધાયે તો છે. " સુભાષે કહ્યું.

શોભાની આંખમાં એક આછી ચમક આવી ગઇ. તે કોઇને જાણવા નહિ દેતાં બોલી. " કહ્યું તું તો ખરું. પણ એ ' બધા ' લોકોમાં મારે કોનો આધાર છે તેની આપને ખબર છે ? શું તેની મારા ઉપર કે નાના અબુધ બાળક ઉપર રહેજ પણ લાગણી છે ! "

સુભાષ નિરુત્તર રહ્યો. શોભા બાબાને સોડમાં લઇને જમીન ઉપર પાછી સુઇ ગઇ.

છેવટે સુભાષે અસ્વસ્થ બનીને કહ્યું " સાંભળ. વીસ હજાર રૂપીઆ તારા નામે અલગ જમા રાખવાનું મેં નક્કી કર્યું છે. તે ઉપરાંત દર મહિને પચીસ રૂપીઆ તારા ખર્ચના તને મળશે. હું ધારું છું કે આટલી રકમ તારા માટે કંઇ ઓછી નથી. "

સુતી સુતી શોભા બોલી " મારે કંઇ નથી જોઇતું. તમે મારી ચિન્તા કરવાની હવે મૂકી દો. મેં તમારી પાસેથી અત્યાર સુધી જે ચીજ મેળવી છે તે એટલી બધી અમૂલ્ય છે કે તેની તુલના સંસારની કોઇ પણ વસ્તુની સાથે થઇ શકે તેમ નથી. હવે તમોને મેળવવાનો કે તમોને ચાહવાનો મને કંઇ પણ અધિકાર રહ્યો નથી. "

આટલું બોલીને એ રાજરાણીની માફક સુખની નિંદ્રામાં મગ્ન થઇ ગઇ.

પોતાની સ્ત્રીના આ અમૂલ્ય ત્યાગ પર—સંતોષપૂર્ણ મનોવૃત્તિ પર સુભાષનું પાષાણ જેવું હૃદય પણ પીગળી ઉઠયું

બે મિનિટ પછી શોભાનું માથું તેના પતિ સુભાષના ખોળામાં હતું.

# બલિદાન—

શ્રી. રતુભાઇ દેસાઈ બી. એ.

" ટ્રિન ટ્રિન"

બેલ વાગ્યો એટલે તુરતજ હું ઉઠીને બારણું ઉઘાડવા ગઇ. બારણું ઉઘાડીને જોઉં છું તો બહાર અરૂણ ઉભો હતો. તેનું હસતું મોઢું મને મોહક લાગ્યું. પણ તે એકજ ક્ષણ માટે અને તરત જ મેં કપાળ પર કરચલીઓ ચઢાવીને તેને પૂછ્યું.

" તમારે કોનું કામ છે ?"

" મારે જરા બાપુજીનું કામ હતું. ઘરમાં છે ને ?"

" બહાર ગયા છે અર્ધો, પોણો કલાકમાં આવી જશે. શું કંઇ અગત્યનો ખરેખર કહેવાનો છે ? મેં પૂછ્યું.

" નહિ-પણ જરા ખાનગી કામ હતું."

" ઠીક " કહીને મેં દરવાજો જોરમાં બંધ કરી દીધો. તેણે 'મને 'માલતી' કહીને મારેલી બુમનો ઝીણો અવાજ મારે કાને અથડાયો પરંતુ મેં પાછો દરવાજો ઉઘાડયો તે પહેલાં તો તેણે ચાલવા માંડયું હતું દૂરદૂર ચાલી જતી તેની આકૃતિ મને સ્પષ્ટ દેખાતી હતી.

× × ×

મારી અને અરૂણની મૈત્રી ખૂબ જૂની હતી. જૂની એટલે એમ કે છેક બચપણથી અમે સાથેજ રમતાં. ત્યારે મને એ કહેતો " માલુ તું મને કેટલી બધી ગમે છે તેની શું વાત કરૂં ! મોટી થશે ત્યારે પણ તું આટલીજ ગમશે કે ?"

નાનપણ અને મોટપણ-બચપણ અને યૌવન ! કેટલો બધો ફેર છે બન્નેમાં ! નાનપણમાં આપેલાં વચનો મોટા થતાં પાળવાનું જ કોઇકે નક્કી કર્યું હોય તો તે બિચારાને કેટલા જન્મ લેવા પડે તેની કોને ખબર છે ! હવે ખરેખર એમ થાય છે કે મારી અને અરૂણની મૈત્રી થઇજ ન હોત પણ બનનાર વસ્તુ કદી ટળે છે !

+ + +

અરૂણ અને હું બન્ને એકજ વર્ષ કોલેજમાં દાખલ થયેલાં અરૂણ કોલેજમાં ખૂબ ચમકયો દરેક બાબતમાં એનો નંબર પહેલો. ડીબેટીંગમાં તેનું ભાષણ હું ખુબ તન્મયતાથી સાંભળતી. કેટલું સુંદર અને અસ્ખલિતપણે તે બોલતો ! અને તેને ઇનામ મળતું ત્યારે, મને કેટલું અભિમાન થતું ! ભાષણ પૂરું થયા પછી તે મને આવીને પૂછતો " કેમ માલતી મારૂં ભાષણ ગમ્યું ને ?" આમ પ્રશ્નાર્થયુક્ત ચહેરાથી તે મારા તરફ જોઇ રહેતો ત્યારે હું શરમની મારી લાલ થઇ જતી તેને જવાબ આપવાનું રહેવા દઇ જાણે એક શરખું તેની સાથે બોલ્યાજ કરૂં એમ મને થતું. પણ તે પાસે હોય અને કોણ જાણે

મને શું થઈ જતું ! શબ્દોની સરવાણી બંધ થઈ જતી. મોંમાંથી એક શબ્દ પણ નીકળતો નહિ. હા પણ કોઈ કોઈ વાર આવી મુગ્ધતાસ્ત્ર હૃદયના ભાવો વધુ સુંદર રીતે વહી જાય છે. નહિ ? ક્રિકેટમેચમાં સો રન કર્યા પછી તેના ગળામાં પડેલા હારનો ઢગ જોઈને મારી છાતી ફુલી જતી. અને શા માટે મને એનું અભિમાન ન આવે ? કારણ તે મારોજ હતો. મારોજ થવાનો હતો. મારો 'થનારો'. હતો. એજ માન્યતાએ હું આજસુધી ચાલતી. પણ–

× × ×

એક દિવસ મને કોલેજમાંથી આવવાનું જરા મોડું થયું. હું ઘરે આવી તો બાપુજી બારણે જ ઉભા હતા. તેમણે મને તુરતજ ઉપર આવવા કહ્યું, મેં મોઢું ધોયું, ચહા તૈયાર હતી તે પી લીધી અને માળ પર ગઈ. દિવાનખાનામાં બાપુજી અને એક બીજી વ્યક્તિ વાતો કરતી બેઠી હતી. દૂરથી મને તે ગૃહસ્થનો ચહેરો દેખાતો ન હતો. મને આવી ગઈ જોઈને તુરતજ બાપુએ બાજૂ પર પડેલી એક ખુરશી પર બેસવાને મને કહ્યું. અને પેલા ગૃહસ્થને ઉદ્દેશીને બોલ્યા. "આ માલતી એને જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછી લો." હું તે ગૃહસ્થને જોઈને ચકિત થઈ ગઈ. તે અજિત હતો, અજિતજ તેણે મને એકવાર લગ્ન માટે પૂછ્યું હતું તે મને યાદ આવ્યું. તેણે કહ્યું હતું, "માલતી તું મને ખરેખર ગમે છે. તું મારી થશે ને ?" અને મેં તેને તેજ વખતે જાકારો દીધો હતો. "નહિ, નહિ, માલતી મને નિરાશ ન કર મારૂં આખું જીવતર તારી 'હા' પર છે." કેવો ગરીબ થઈ; તેણે મને આ પ્રમાણે કહ્યું ! પણ તેની મારા પર જરાયે અસર ન થયેલી કારણ. મારૂં લક્ષ તો અરૂણ પર હતું ને ! આ બધું મને યાદ આવ્યું અને કોણ જાણે શું થયું મારી સામેની બધી વસ્તુઓ જાણે નાચતી અને ફરતી દેખાઈ મને આખે શરીરે પરસેવો છૂટગો મારા ચહેરામાં નિમિષમાત્રમાંજ ફેર પડી ગયો એ ફરક કદાચ અજિતના ધ્યાનમાં આવ્યો હશે કારણ તુરતજ તે બોલ્યો "એને જવાનું કહો આવી સુંદર અને યોગ્ય છોકરીને શું પૂછવાનું હોય !".

એકદમ મારા મગજમાં પ્રકાશ પડ્યો, લગ્ન માટેજ તે માગણી લઈને આવ્યો હતો. હું મારા ઓરડામાં ગઈ અને બાનો ફોટો છાતીએ લગાવીને તેને આંસુથી નવડાવી નાખ્યો અને રડતાં રડતાં તે રાત્રિ પણ ક્યાં પસાર થઈ તે ખબર પડી નહિ.

× × ×

બીજે દિવસે મને પાછી બૂમ મારી. એઓ શું કહેશે તે હું સમજી ગઈ હતી, પણ ધીરજ ધરીને ધીમે રહીને હું ઉપર ગઈ દાદર ચઢીને હું માળ પર પગ મૂકતી હતી પણ ત્યાંજ ઉભી રહી ગઈ. બાપુ એક ખુરશી પર બેઠા હતા, અને સામેના ટેબલ પર તેમણે માથું ટેક્વ્યું હતું. હું લગભગ દસ મિનિટ ત્યાંજ ઉભી રહી. તે ટેબલ પર બાનો મોટો ફોટો હતો. વચમાં વચમાં બાપુ ધોતીયાના છેડાથી તેમની આંખ લુછતા હતા. મને આવેલી જોઈને "માલુ" કહીને ગદ્ગદ્ કંઠે તેમણે મને બોલાવી મેં મારૂં મન પત્થર જેવું બનાવ્યું હતું. પણ તેમણે પ્રેમથી મારેલી બૂમ સાંભળીને હું આંસુનો આવેગ સહન કરી શકી નહિ, હું રડતી બાપુ પાસે ગઈ અને લગભગ 'બાપુ' એમ બૂમ પાડી ઉઠી ત્યારે હું ખુબ રડી. મા અને બન્નેની ફરજ આજસુધી જેમણે એકલે હાથે બજાવી

હતી તે બાપુ મારા માથા પર પેમાળપણે હાથ ફેરવતા હતા ત્યારે મારાં દુઃખનાં આંસુનો આવેગ હું લાંબો વખત સુધી રોકી શકી નહિ જેમ તેમ કરીને તે બોલ્યા, "ખબર છે મને, તારે અરૂણની સાથે લગ્ન કરવાં છે પણ બેટા હું શું કરૂં ? તારે અજિતની સાથેજ લગ્ન કરવું જોઇએ આપણે તેને ત્યાં કરેલું કર્જ તને ખબર છે ને ?" અને તેમણે મને ધીમે ધીમે બધી હકીકત કહી,

બાપુએ અજિતને ત્યાં વીસ હજારનું દેવું કર્યું હતું. બાપુએ તે બધા પૈસા વેપારમાં રોકયા હતા, કમનસીબે કહો કે બાપુના ભોળા સ્વભાવે કહો પણ એમને વેપારમાં ખોટ ગઈ મુદત પર એઓ કર્જ ફેડી શકયા નહિ. અજિતે પૈસાને માટે તકાદ કાઢી હતી અને જ્યારે ઠરાવેલ સમયે પૈસા આપી શકાયા નહિ ત્યારે અજિતેજ આ પ્રમાણે તોડ કાઢયો હતો. અને બાપુ પણ મારૂં બલિદાન આપવાને તૈયાર થયા હતા. હા, બલિદાન નહિ તો બીજુ શું કહું ! લગ્ન એમાં ગુલામીનું બજાર એમજ એઓ સમજતા હશે ! મે કયાંક વાંચ્યું હતું કે 'શ્રીમતાઇની હોંકને માન આપીને, અધિકારના આમંત્રણને વગર સંકોચે માન્ય કરીને અને વિધાતા આગળ નમી જઇને છોકરીએ જન્મનો જોડીદાર પસંદ કરવો જોઇએ નહિ. તેણે માત્ર અંતરના અવાજનેજ માન આપી પસંદગી કરવી જોઇએ !

પણ આ તત્વજ્ઞાન મારી બાબતમાં તદન નકામું નીવડયું.

× × ×

તે રાતે લાંબો સમય ઉંઘ આવી નહિ રડી રડીને મારી આંખો સૂજી ગઇ. મે અજિતને ના કહી હતી તે દિવસે તેણે શું કહ્યું હતું તે યાદ આવ્યું. "આલતી તું હમણાં ભલે એકદમ ના કહેશે. પણ હું તને કહું છું કે આખરે તારી મારી સાથે જ પાનું પાડવું પડશે. તારા બાપુ મને પગે પડતા આવશે ત્યારે તારી આંખ ઉઘડશે. " આમ બોલીને તે કેટલું ક્રૂર હસ્યો હતો ! એ યાદ આવે છે અને આજે પણ કંપારી છૂટે છે. હા, પણ તેણે તેનું બોલવું સાચું કર્યું હતું. મારો પીછો તેણે પકડયો હતો. પણ આમ કર્યાથી શું ખરેખર પ્રેમ મળી શકે છે ?

× × ×

અને મારાં અને અજિતના લગ્ન થઇ ગયાં. લગ્નમાં અરૂણ-મારો અરૂણ (હવે એને 'મારો' કેમ કહી શકું ? ) આવ્યો ન હતો. તેમને કયાંય દેખાયો નહિ. મેં ખૂબ તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. મારો અરૂણ કયાં ગયો હશે ? કે તે પણ કોઇની પાછળ પડવામાં રોકાઇ ગયેલો હશે ?

卐

# આઇસ્ક્રીમ

ગામેગામ હવે તો આઇસ્ક્રીમ મળે છે. " આઇસ્ક્રીમ દુધ મલાઇનો " એવી બૂમો ઠેર ઠેર સંભળાય છે. પણ સૌથી પહેલા આઇસ્ક્રીમ કોણે બનાવ્યો હશે ? શી રીતે બનાવ્યો હશે ?

બરફ તો કુદરત પણ બનાવે છે એટલે ઠંડા દેશોમાં બરફની તો નવાઇ જ ન હોય. માર્કો પોલો નામે એક અથંગ પ્રવાસી અસલના સમયમાં થઇ ગયો છે. ઠંડા પ્રદેશો, ચીન, તીબેટ, વગેરે એશીયાના દેશોમાં પણ તેણે મુસાફરી કરી હતી. છસો વર્ષ ઉપર તેણે પોતાના પ્રવાસનું પુસ્તક લખ્યું છે તેમાં પાણીના જાતજાતના આઇસ્ક્રીમ કરવાની રીતો તેણે એશીયામાં જોયેલી તેનું વર્ણન છે.

ઇ. સ. ૧૮૦૬ માં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં અકસ્માત આઇસ્ક્રીમની શોધ થઇ. ત્યાં બરફ તો હતો. અને ખોરાક સામગ્રી રાખવા માટે બરફની પેટીઓ પણ વપરાતી હતી. આવી પેટીઓ અત્યારે આપણા દેશમાં પણ વપરાય છે. હવા ન જાય તેવી પેટીઓ, જેની ચોમેર બાજુએ એવો પદાર્થ રાખવામાં આવે છે કે બહારની હવાની અસર પેટીની અંદર ઘણીજ ઓછી થાય. પોલાણવાળી બાજુઓમાં અબરખ અને લાકડાનો વહેર કે એવા પદાર્થો ભરાય તો બહારની હવાની અસર અંદર ના થાય. આવી પેટીમાં બરફનું ખાનું રાખવામાં આવે છે, અને તેની આસપાસ ખાવાનું મુકવાની તેમ પાણીના શીશા વગેરે માટે જગા હોય છે બરફની ઠંડકને લીધે રાંધેલો ખોરાક, દુધ; ફળ વગેરે લાંબા સમય સુધી બગડતા નથી.

કસ્ટાર્ડ નામે વાની દુધ તથા ઇંડામાંથી બને છે. અમેરિકાના ચોથા પ્રમુખની રાંધનારી હબસી બાઇએ ૧૮૦૯ માં એક દિવસ કસ્ટાર્ડ બનાવીને બરફ પેટીમાં મુક્યો. પછી તે એ વાત ભુલી ગઇ ત્રણ દિવસ પછી પ્રમુખની પત્ની ડોલી મેડીસને થોડા મેમાનો જમવા આમંત્ર્યા હતા. રાંધનારી બાઇ સાડી જોન્સને પેલું ઠંડું કસ્ટાર્ડ પીરસ્યું. ત્રણે દિવસની ચાલુ ઠંડકને લીધે એ કસ્ટાર્ડ ઠીક થયું હતું.

પ્રથમ મેમાને તેમાંથી ટુકડો કરી મોંમાં મુક્યો તે એને એટલો વિચિત્ર લાગ્યો કે તેણે ઝેર છે ઝેર છે એવી બુમો પાડી. તે ઉપરથી સખ્ત કોલાહલ થયો, અને બેદરકારી માટે ગરીબ બીચારી સાડી જોન્સનને જેલમાં લઇ ગયા. બધું જ કસ્ટાર્ડ એમને એમ પડી રહ્યું અને મીજમાનો સૌ વિખરાઇ ગયા. ડોલી મેડીસને તે કસ્ટાર્ડ બરફની પેટીમાં પાછું મુકી દીધું. ઘરમાં શાંતિ થયા પછી તેને કાંઇક વિચાર આવ્યો અને તેણે પેલું કસ્ટાર્ડ પાછું કઢાવ્યું અને જરાક ચાખી જોયું; તેની સોડમ અને સ્વાદ એને બહુ જ ગમ્યા. તેમાંનું દુધ ઠંડું થઇને ઝામી ગયું હતું, મલાઇ જેવો સ્વાદ આવતો હતો. અને વિચાર કરતાં તેને લાગ્યું કે આ કસ્ટાર્ડ ઝેરી કેમ બને ! એ ખાધાથી એને તાજગી લાગી અને એક નવી વાની મેળવ્યાનો એક ગૃહિણી તરીકે તેને અભિમાન સાથે સંતોષ,

થયો પોતાની લાગવગ વાપરીને સાડી જોન્સનને તેણે બીજે જ દિવસે છોડાવી આણી. પ્રેસીડેંટના મેમાનોને ઠારેલું કસ્ટાર્ડ અથવા કસ્ટાર્ડનો આઈસ્ક્રીમ તે દિવસથી પીરસવામાં આવ્યો. અને સાડી જોન્સનો પગાર પણ વધારવામાં આવ્યો. થોડા જ સમયમાં વાશીંગ્ટન ગામના મતગ ઘરોમાં અને પરદેશી એલચીઓના મકાનોમાં મેલાવડા સમયે આઈસ્ક્રીમ પીરસવાની પ્રથા પડી.

ઠંડા પ્રદેશોમાં શીયાળામાં પાણીનો બરફ જામી જાય છે. જુના સમયમાં આ બરફના ચોસલાંને જમીનમાં ખાડા કરીને દાટી દેતા હતા. અને ગરમ ઋતુ થતાં તે બરફ વાપરવામાં આવતો હતો મેક્સીકો શહેર પાસે પંદર હજાર ફુટ ઉંચો જવાળામુખી છે, તેના મુખમાં હમેશાં બરફ જામી ગયેલો રહે છે બપોરે સૂર્યની ગરમીથી તેનું પાણી થાય તે નળીઓ વાટે નીચેના પ્રદેશમાં થઈને ટાંકીઓમાં ભરી રાખવામાં આવે છે. રાત્રે ઠંડી પડતાં બરફનું આ પાણી ફરી બરફ રૂપે જમાઈ જાય છે શહેરની આઈસ્ક્રીમની દુકાનો વાળાને આ બરફ વહેંચવામાં આવે છે અને શહેરીઓ સહેજતથી આઈસ્ક્રીમ ખાય છે. આમ કુદરતી બરફ કામમાં લેવાય છે.

કેશવપ્રસાદ દેસાઈ



## —: વિરાંગના બીબી ચાંદ :—

ઈન્દ્રપુરી જેવું શહેર હેતું. જ્યાં જુઓ ત્યાં ઉંચા ઉંચા મિનારા દેખાતા હતા. રસ્તાઓ પણ સુંદર દેખાતા હતા. ઉંચા ઉંચા મહેલની અગાસીઓમાં સુંદર સ્ત્રીઓ દેખાતી હતી. શાહી બગીચાના ઝીણા ઝીણા ખુશબોદાર પુષ્પો ઉપર સુરજ કિરણો રમતાં હતાં લોકોમાં આજનો ઉત્સાહ અજબ હતો, કારણ કે આજે પોતાની રાણીનો જન્મ દિવસ હતો. તે દેખાવ જોવાને મહોલ્લે મહોલ્લે માણસો આવ્યાં હતાં. જ્યાં જુઓ ત્યાં એક જ વાત થતી હતી. આજે શહેનશાહ બાનુની જન્મતિથી છે, શહેનશાહના મહેલમાં પણ ધુમ હતી, મહેલનો દરેક માણસ આજનો દેખાવ જોવાને મુસ્તાક હતો. મહેલની દાસ દાસીઓ પણ આજના આનંદને દિવસે ખુશ દેખાતા હતા. મહેલમાં જ્યાં ત્યાં સુંદર સંગીત ચાલી રહ્યું હતું. રમણીઓની રમઝટ બોલી રહી હતી. એમના મોઢા ઉપર અર્ધો પડદો પડેલો હતો. જ્યારે નાચતી ત્યારે લોકો વાહ વાહ બોલતા હતા. આજના આનંદને દિવસે દરબાર ભરવામાં આવ્યો. દરબારની અંદર એક બાજુએ અસંખ્ય યોદ્ધાઓ અને સેનાપતિઓ બેઠા હતા. બીજી બાજુએ શહેરના પ્રતિષ્ઠીત વેપારીઓ અને શહેરીજનો બિરાજ્યા હતા. હજુ સુધી દરબારનો વખત થયો નહોતો. એટલે અંદર અંદર સર્વ કોઈ ગુપ ચુપ વાતચીત કરવા લાગ્યા. ત્યાં તો દરબારનો વખત થયો અને નેકી પોકારવામાં આવી એટલે બધા ચુપ થઈ ગયા. અને લોકો બુમ પાડી ઉઠ્યા કે, “શહેનશાહ નિઝામશાનો જય! રાજમાતા ચાંદબીબીનો જય!” શહેનશાહ એક ઉંચા આસન ઉપર બેઠો અને તેની જમણી બાજુએ ચાંદબીબી બેઠી કે તરત જ ડાબી બાજુએ વઝીર બેઠા અને પછી સર્વ લોકો પણ બેઠા એટલે વઝીર ઉભો થઈને કહેવા લાગ્યો,

વહાલા પ્રજાજનો, આજનો આનંદનો દરબાર શાનો છે એ તમોને કહેવાની જરૂર નથી કારણકે તે તમો સર્વ કોઈ જાણો છો. આજનો દરબાર આપણા મહારાણીશ્રીની કાકીશ્રી જે રાજમાતા તરીકે પુજાય છે. તેમને વાસ્તે ભરાયો છે. આપણે સર્વેએ આજે પ્રાર્થના કરવાની છે, કે રાજમાતા ચાંદબીબીને ખુદા લાંબું આયુષ્ય બક્ષે અને આપણા સર્વની મુરાદ બર લાવે.

........‘ગજબ! ગજબ! મહારાજ ગજબ થયો’ એમ કહેતોકને એક દૂત દોડતો દરબારમાં આવીને મહારાજની પાસે ગયો.

“કેમ શું છે? ચાંદબીબીએ પૂછ્યું” મહારાણી આપણા શહેર ઉપર આ વખતે ખુદ શહેનશાહ અકબર પોતાની ફોજ લઈને ચડી આવે છે.” હાંફતાં હાંફતાં દૂતે જણાવ્યું શું શહેનશાહ અકબર ચડી આવે છે! ચાંદબીબી વિચારમાં પડી પણ ક્ષણવારમાં જ નિરાશાને ફેંકી દીધી અને પોતાના યોદ્ધાઓને ઉદ્દેશીને બોલી.

‘પ્યારા બિરાદરો, આજે તમે અહિં શું કરવા આવ્યા હતા. અને શું થઈ ગયું! આપણો દુશ્મન જે અકબર છે. તે આજે આપણા શહેર અને રાજ્યનો નાશ કરવા માટે આવ્યો આવે છે. એક વખતે આપણા હાથનો માર ખાઈને તેનો વફાદાર સુબો ચાલ્યો ગયો હતો. આ વખતે ફરીથી તે આવ્યો છે. તો તમે તમારો હાથ તેને બતાવો. દુનિયામાં મરવું છે તો એક વખતે તો-પાછી પાની શું કામ કરવી ઘરના ખૂણામાં મરીને જાદબમાં

જવું તેના કરતાં રણસંગ્રામમાં પોઢીને બેહસ્તમાં જવું શું ખોટું છે? તમારા માટે બેહસ્તની હુરો હાથમાં પુષ્પમાળ લઈને વાટ જોઈ રહી છે. બોલો બોલો! આમાં કોણ પોતાની માતૃભૂમીને બચાવવા તૈયાર છે? અમે અમારી માતૃભૂમી કાજે મરવાને સદાય તૈયાર છીએ સર્વ સરદારો બોલી ઉઠ્યા. તો થાવ તૈયાર હું તમારી સરદારી-સેનાને તૈયાર છું જાવ લશ્કર તૈયાર કરો. એક વખતે જ્યાં સર્વ લોકો આનંદમાં હતા તે જગ્યાએ અત્યારે યુદ્ધના નાદો ગાજતા હતા. હથીયારોનો ખડખડાટ અને ઘોડાઓના હણહણાટ સંભળાતા હતા. આખા શહેરમાં જાણે મેળો ન હોય તે પ્રમાણે યોદ્ધાઓ જણાતા હતા.

શહેનશાહ આપણો એક દૂત મળવા માગે છે. નમન કરીને રક્ષકે જણાવ્યું જાવ આવવા દો શહેનશાહ અકબરે જણાવ્યું. કેમ આવ્યો છે? શહેનશાહ આલમ આપણે મોકલેલો સુબો અહમદનગરના લશ્કરથી સખત હાર ખાઈને પાછો આવ્યો છે. માટે બીજા લશ્કરની ખાસ જરૂર છે. દૂતે નમસ્કાર કરીને જણાવ્યું.

શું આપણા લશ્કરે હાર ખાધી? જાવ સેનાધિપતિને બોલાવ જી હજુર, સેનાધિપતીએ નમસ્કાર કરીને પૂછ્યું.

જાવ આપણા લશ્કરને આજને આજ તૈયાર થવાનું કહો હું તમારી સાથે આવું છું. મેદાનમાં જ્યારે લશ્કર ઉતર્યું ત્યારે જાણે કોઈ માનવ મહેરામણ ઉભરાયો હોય તેમ જણાતા લાગ્યું. અસંખ્ય હાથી, ઘોડા, ઉંટ વિગેરે જણાવા લાગ્યું. સૈનિકો કાન ફાડી નાખે એવા અવાજો કરવા લાગ્યા. કોઈના હાથમાં બરછી ચમકતી તો કોઈના હાથમાં ભાલો દેખાતો. કોઈ કોઈ તો તાતી તલવાર કાઢીને સામાને જણાવતો કે, "આ તલવાર વડે હું તો દુશ્મનનું રુધીર પીશ." આવા આવા અસંખ્ય અવાજો કરતા એટલામાં તો શહેનશાહ અકબર પોતાના માનીતા હાથી ઉપર ચઢીને આવ્યો. ત્યારે સર્વ લશ્કર શાંત ઉભું રહ્યું હતું શહેનશાહની બાજુએ તેના માનીતાં નવ રત્નો. બિરબલ, ફૈઝી, અબુલ ફજલ, વિગેરે પણ હતા. જાણે ઇંદ્ર ગજા પર્યટન કરવા ના નિકળ્યા હોય એમ શોભતો હતો. લશ્કર જોઈને અકબર ખૂબ ખુશ થયો, અને પોતાના લશ્કરને ઉદ્દેશી બોલ્યો. વહાલા સૈનિકો, આજે આપણે અહિંથી અહમદનગરની ઘમંડી રાણી ચાંદબીબીને નમાવવા માટે જવાનુ છે, માટે તમારે તમારું સર્વ પાણી બતાવવાનો વખત પાસે આવી પહોંચ્યો છે. બોલો અલ્લાહો અકબર! અને તરત જ સર્વ સૈનિકો બોલી ઉઠ્યા. અલ્લાહ હો અકબર! ત્યાંથી લશ્કર ચાલવા લાગ્યું જાણે સાગરની ભરતી હીલોળે ચઢી ના હોય! ધીમે ધીમે લશ્કર ચાલવા લાગ્યું શહેરની સર્વ સુંદરીઓએ ઓવારણાં લીધા અને આશિર્વાદ આપ્યા. આખરે લશ્કર અહમદનગર આવ્યું. અહમદનગરના કિલ્લાના દ્વાર બંધ કરી દીધા. અકબરે કિલ્લાને ઘેરો ઘાલવાનો હુકમ કર્યો. કિલ્લો ઘેરાયો. તરત જ બંન્ને લશ્કરોએ લડાઇ જાહેર કરી. બન્ને લશ્કરો ઘણા દિવસ સુધી લડ્યાં પણ એક પણ લશ્કર પાછું હઠ્યુ નહિ

બચાવો...બચાવો...? મહારાણી બચાવો. કરતાક શહેરના લોકો રાજમહેલ આગળ આવીને ધા નાખવા લાગ્યા. કેમ ભાઈઓ? શા માટે બૂમ પાડો છો? મહારાણી હવે અમોને ખાવા આપો અમારાથી આ ભૂખનું દુઃખ સહન થતું નથી. ચાંદબીબીએ જણાવ્યું જાઓ આનો બંદોબસ્ત આવતી કાલે કરીશ. સર્વ ચાલ્યા ગયા, પરંતુ ચાંદબીબી અત્યંત નિરાશ થઇ

દુશ્મનનું લશ્કર પડ્યું છે. શહેરમાં અનાજનો દાણો નથી. બહારની મદદ પણ આવી શકે તેમ નથી એટલે તરતજ તેણે પોતાના ખાનગી રૂમમાં મંત્રણા કરવા માટે સર્વ સરદારોને બોલાવ્યા ચાંદબીબી પોતાના તખ્ત ઉપર બેઠી હતી, પણ એના મોઢા ઉપર ખુશાલી હતી નહિ. એની આંખ ઉંડી ગઈ હતી એના હાથની કૌવત ઉપર કોઈકે હમલો કર્યો હતો એનું જીગર ગુમહાલ થઇ ગયું હતું. એની રીત આખી શાહી દરબાર પણ હતી. ચાંદબીબી

બોલી કે. "મારા બહાદુર સરદારો આજે આપણી ઉપર કુદરતની બૂરી નજર છે માટે તમો કહો તે પ્રમાણે કરવા તૈયાર છું કેટલાક સરદારો અત્યારે હારવાની બીકે ચાંદબીબીના વિરોધી થઈ ગયા હતા પરંતુ બોલી શક્યા નહિ છતાં સર્વે લોકો બોલ્યા, 'જ્યાં સુધી શહેરમાં અનાજ પાણી છે, ત્યાં સુધી અમો સર્વે લડવાને તૈયાર છીએ.

લડાઈ ધમધોકાર ચાલવા લાગી એટલામાં સેના નાયક આવ્યો મહારાણી હવે આપણા લશ્કરમાં દારૂગોળો ખૂટ્યો છે શું દારૂગોળો ખૂટ્યો છે ! જુવો શાહી મહેલના સર્વે દાગીના ગાળી નાખીને દારૂગોળો બનાવો સ્ત્રીઓને દાગીના ઘણાજ વહાલા હોવા છતાં શુરી ચાંદબીબીએ પોતાના અલંકારો સ્વદેશાભિમાન માટે આપીદીધા ધન્ય છે ચાંદને ! તરતજ મોટી મોટી બંદુકો ચાલવા લાગી ચાંદબીબી પોતાના ઘોડા ઉપર પુરુષ પોષાકમાં લશ્કરની મોખરે હતી, અને સૈનિકોને પાણી ચડાવતી હતી જાણે બીજી મહિષાસુર મર્દીની ના હોય !

"શહેનશાહ આમ તો કંઈ કિલ્લો જીતાવાનો નથી." અકબરની ખાનગી છાવણીમાં અત્યારે અકબર અને તેના સૈનિકો વાતો કરતા હતા. તો બોલો કોણ ચાંદબીબીનું ખૂન કરવા કરાવવા તૈયાર છે અકબરે કહ્યું.

હું તૈયાર છું હજુર ! હું અંદર જઈને તેના સૈનિકોને ફોડું છું અને દરવાજા ઉઘાડાવું છું એમ કહેનારને એક યુવાન સૈનિક નમસ્કાર કરીને ઉભો રહ્યો તો જાવ અને ફતેહ કરો અકબરે આશિષ આપી તરત જ તે નિકળી પડ્યો.

અંધારી ઘોર રાત્રી હતી પવન સુ...સુ...વાતો હતો તારલીયાઓ આકાશમાં ટમટમ થતા હતા. શિયાળવાંઓ પણ હમણાં જ જાણે ઉંઘ્યા હોય તેમ શાંત થઈ ગયાં હતાં. ફક્ત કોઈ કોઈ રડ્યું ખડ્યું કુતરું આમતેમ ફરતું હતું. એવે વખતે એક સૈનિક ધાબળો પહેરીને કિલ્લા આગળ આવ્યો તે વખતે કિલ્લાના સિપાઈઓ પણ શાંત બનીને ઝોકાં ખાતા હતા તરતજ તેણે એક પાતળા દોરડી અને કિલ્લા ઉપર નાખી અને તરતજ સડસડાટ કરતોકને ઉપર ચઢી ગયો ઉપર ચઢીને દોરી ખેંચી લીધી ધીમે ધીમે તે શહેરમાં જ્યાં ચાંદબીબીનો વિરોધી રહેતો હતો ત્યાં આવી પહોંચ્યો ટક...ટક...ટક દ્વાર ઉપર ટકોરા પડ્યા કોણ છે ? એતો હું દ્વાર ઉઘાડો તરતજ દ્વાર ઉઘડ્યું અને એક ચહેરો દેખાયો તું કોણ છે ? ધીમે રહીને બોલો ! હું તમારો હિતેચ્છુ છું-તેમ કહીને તેનો નિર્ણય પછી અંદર ગયો પાછળ પાછળ ઘરનો માણસ પણ વિચાર કરતો ગયો અંદર જઈને જોયું તો એક મોગલ સરદાર જણાયો મોગલ સરદારને પૂછ્યું કેમ આવ્યો છું ? મહેરબાન; હું તમારા ભલાને માટે આવ્યો છું જો તમો અમોને મદદ કરશો તો આવતી કાલે અમો તમોને આખા શહેરના બાદશાહ બનાવીશું મોગલ-સરદારે લાલચ દેખાડ્યો લોભી સરદારને લોભ લાગ્યો અને પૂછ્યું તમે કેવા પ્રકારની આશા રાખો છો ! અમો જ્યારે લડાઈ કરીએ ત્યારે તમારે તમારા સૈનિકોથી ચાંદબીબીનું ખૂન કરવું અને દરવાજા ઉઘાડી નાખવા સરદાર કબુલ થયો તરતજ મોગલ સરદાર જેવો આવ્યો હતો તેવો પાછો ચાલ્યો ગયો આ દુનીયામાં જ્યાં સુધી આવા દેશદ્રોહી નર પીયાશો હશે ત્યાં સુધી દેશ પરાધીન જ રહેવાનો ! ધિક્કાર છે આવા પિચાશોને !

બીજે દિવસ થયો લડાઈ ખુનખાર ચાલી ચાંદબીબી પણ ઘોડાની ઉપર કોઈ યોદ્ધાની માફક બખ્તર સજીને બેઠી હતી. એક ખભા ઉપર બંદુક માથા ઉપર લશ્કરી ટોપ કમરે કટાર લટકાવ્યાં હતાં અને પોતાના સૈનિકોને ઉત્સાહ આપતી હતી ત્યાં તો એક ગોળી આવીને તરતજ ઢળી પડી. દગો...દગો મારો...મારો થવા લાગ્યું ગઢ ઉઘડી ગયો અને દુશ્મનો ગઢમાં પ્રવેશ્યા.

ધન્ય છે ! આવી વિરાંગના નારીને ! ધન્ય છે ચાંદબીબીને ! હજારો ધન્ય હો ! ભારતની નારીને !

જશભાઈ જી પટેલ

## મૂળરાજ સોલંકી તેજ

# કર્મયોગી રાજેશ્વર

જે નવલકથાથી શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે અપૂર્વ કીર્તિસ્થાન પ્રાપ્ત કર્યું તે ગુજરાતના ઇતિહાસની આ નવલકથા માટે શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ પોતાના માનસી પત્રમાં અભિપ્રાય લખેલો તે અત્રે ઉતાર્યો છે,

ઇતિહાસની પાતળી શી પોથી દ્વારા બે નાનાં હાકડાં ત્રીશેક વર્ષ પર માસ્તરે રજુ કરેલાં યાદ આવે છે. તેલંગણના, રાજાના સેનાપતિ બારપે મૂળરાજ સોલંકીને હાથી ભેટ મોકલી તેનું અપમાન કરવાથી મૂળરાજ અને એના કુંવર ચામુંડે લાટ પર ચઢાઈ લઈ જઈ બારપને હરાવ્યો અને માર્યો હતો; આજના અવદીચ્ય બ્રાહ્મણો એટલે મૂળરાજે ઉત્તરમાંથી બોલાવી ગુજરાતમાં વસાવેલા સેંકડો બ્રાહ્મણોના વંશજ...આજે પ્રાગૈતિહાસિક લાગતા એ શાળાજીવનના અવશેષોમાં આ રસવંતી નવલનું વાચન માતૃરુધિર પૂરી એને સોનવર્ણી ચર્મે મઢે છે–બારપની હાર અને વધ પછી તુર્ત શરૂ થતી 'કર્મયોગી રાજેશ્વર' ઉત્તરાપથની હૃદયસાધિક સંસ્કાર મૂર્તિઓ ગુજરાતમાં પદ-ધારવા સાથે અચિંત્યપૂર્વક સંકલન પામતી જાય છે. એ બે છેડાની વચ્ચે તથા ઔદિચ્યાગમન પછીનાં દશ પ્રકરણમાં શું શું છે એનો સારાંશ પણ અહીં આપવો નથી, કેમકે નવલ તમે વાંચી હશે તો સારની જરૂર નથી, નહિ વાંચી હોય, તો તમારી પાસે એ વંચાવવી છે માટે, ને વાંચો ત્યારે એની લિજ્જત પૂરેપૂરી માણો માટે એ સાર નથી આપ્યો.

સાર-બાગને સાટે આટલું જ; વાર્તા પૂરી કર્યા પછીનો દીવસો ને દીવસો લગી એનાં પાત્રોએ મારો કેડો મુક્યો નહોતો આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ જ થયા કરતો હતો એ ચામુંડ-પલ્લવી અને લક્ષ-કેતકીના યુગલોનો એ પરમાર્થપંથી યુવરાજ અને સ્મિતપ્રજ્ઞ કંગનનો એ વિચક્ષણ જયભદ્રદેવ એને અદ્ભુત વિલાસયોગી વલ્લભદેવનો, એ લઘુ ચાલુક્ય વિષ્ણુપદ્મનો એ તેજસ્વિની છતાં પતિપરાયણ ચૌલાદેવી અને રમણિય વાલિણીનો, વાચકની ચિત્તભૂમિમાં આમ ઉતરતાં બની જતાં સંખ્યાબદ્ધ પાત્રો પ્રસંગાનુકૂળ ધર્મના રસને–અભક્તિ હોય ત્યાં અનુમિંલ છે શૃંગાર હોય ત્યાં પણ મર્યાદિત છે અણુછતી સચોટ કલાથી જમાવની ઘટનાઓ, તટસ્થભાવી રહીને, એનાં રાચ્યા વિના અપાયેલો ખટપટો અને જીવનરંગનો વાસ્તવિક ચિતાર, મધ્યકાલીન ગુજરાતને ખડું કરી દેતાં નમુનેદાર વર્ણનો, સ્થળો, સમારંભો, વગેરેનાં ચાતુર્યમય છતાં વાક્ચાપલ્યરહિત, ઘૂતિમય છતાં અજાણ્યા નહિ એવાં ભાષણો, ઘડાયેલાં મર્મગ્રાહી ધર્મતત્વચર્ચા ખોટી ચમકધમક વિનાની અને તેથી સમતોલપણે વહેતી રસાળ લેખનશૈલી આવાં મુખ્ય મુખ્ય લક્ષણોવાળી આ ઐતિહાસિક (એનાં વીશ બાવીસ મુખ્ય પાત્રોમાંના સોળ પાત્ર તો શુદ્ધ ઐતિહાસિક અને ઇતિહાસને વફાદાર રહીને સર્જાયેલાં છે) નવલકથા દરેક સામાન્ય તેમજ અસામાન્ય નવલવાચકનું પ્રતિભાજન થવાને યોગ્ય છે

આ નવલકથાની નવી, સુધારેલી ગુજરાતના જુના નકશાવાળી આવૃત્તિ હમણાંજ પ્રગટ થઈ છે ને તેની કિંમત રૂ. ૪॥ છે સુરતના "ગાંડીવ સાહિત્ય મંદિર"માંથી અગર કોઈ પણ ચોપડીવાળાને ત્યાંથી એ મળશે

# સામાજીક વિકાર

લેખકઃ શરદચન્દ્ર નાન્દી એમ. એ. નાગરવાડો, પાટણ

નીરૂપા સોળ વર્ષની હતી અને અંગ્રેજી પાંચમીમાં ભણતી ત્યારથી જ તેના વિવાહની વાતો ચાલતી. તેની મા તો નાનપણમાં જ તેને પિતાને ખોળે મુકીને ચાલતી થઈ હતી. છોકરીને જન્મ આપનારી માતાના માથા ઉપર રહેલો બધો ભાર તેણે પિતાના ઘરડા શીર ઉપર નાંખ્યો હતો. પિતાની શીતળ છાયા નીચે ગરીબ સ્વભાવની નીરૂપા વેલની માફક વધવા લાગી.

સ્ત્રી અને પુરુષના સ્વભાવમાં ફેર છે. પુરુષ સ્વભાવથી જ એક કરતાં વધુ સ્ત્રીઓને ચાહે તલસતો હોય છે. સ્ત્રી એક જ પુરુષને ચાહી શકે છે અને તેનું હૃદય એકજ વખત અર્પી શકે છે. અને તે અર્પણ જો કોઈ પણ કારણે નિષ્ફળ જાય, તો તે સમાજના બંધનોને સ્વીકારી પરણે છે ખરી પણ તેની પાસે પોતાના પતિને માટે પ્રેમને બદલે 'ફરજ' હોય છે. વહુ ઘેલા પતિઓ તે 'ફરજ'ને પ્રેમ જ માને છે અને તે ભેદ છેવટ લગી અણઉકલ્યો જ રહે છે. પરંતુ તેમાં સ્ત્રીનું હૃદય કચડાએલું હોય છે. તેને જીવન આખું શુષ્ક લાગે છે. તે તેના પતિ પ્રત્યે બહુ જ 'શીળી' બને છે. પણ હૃદયમાં ભરેલી આગ કદી ઓલવાતી નથી. મોટી ઉમ્મરની કુંવારીકાઓને વધુ પડતી છૂટ આપનાર માતાપિતા આ વાત ખાસ નોંધે. વિવાહ પહેલાં યુરોપની માફક આપણે ત્યાં પર પુરુષ સાથે છૂટ આપેલી છોકરીઓ સંજોગો બદલાતાં તેને ન પરણી શકે તો પોતાનું અને ભાવી પતિના બન્નેનું અકલ્યાણ કરે છે. યુરોપની સમાજમાં 'તલ્લાક' શક્ય છે. આપણાં સમાજનાં બંધન તેને આવકારતાં નથી. એટલે નીચે મોઢે સંસારનું ગાડુ ચલાવ્યા સિવાય અને તે ગાડા નીચે પોતાનું હૃદય કચડાવ્યાં સિવાય આપણી યુવતીઓને બીજો રસ્તો હોતો જ નથી.

મેટ્રીકની પરીક્ષા આપવા જતાં નીરૂપા અને સુરેશને ઓળખાણ થઈ. રસ્તામાં નીરૂપાને સખ્ત મરમીને કારણે ઉલટીઓ થઈ સુરેશે બહુ જ કાળજીપૂર્વક તેની સારવાર કરી. અને ત્યારથી જ સુરેશ નીરૂપાને સારો લાગવા માંડ્યો. સુરેશ જમીનદારીનો વારસ હતો, બધી રીતે તે નીરૂપાને લાયક હતો, . એટલે બન્ને એકજ ન્યાતનાં હોઈ પરીક્ષા આપીને આવતાં જ તેમનાં મામાએ બન્નેનો વિવાહ કરવાનું પરબારૂં નક્કી નાંખ્યું. નીરૂપા અને સુરેશ હળવા મળવા લાગ્યાં.

પણ વિધિના લેખ કંઈ જુદા જ હતા. સાતજ દિવસમાં ટાઈફોઈડથી પીડાઈ સુરેશ મહાકાળની ચૂડમાં ફસાઈ ચાલ્યો ગયો. આ ધડાકો નીરૂપા માટે અસહ્ય હતો. તે આખો ખુબ જ રડી અને વિચારશીલ મગજે બેસી જ રહી. તેનું દુઃખ તેણે હૃદયમાં જ સમાવી દીધું, અર્પણ કરેલા હૃદયનો માલીક ચાલ્યો ગયો હતો.

મહીનાઓ વીતી ગયા. ઘરડા બાપને પણ કાળ પાસે દેખાતો હતો, તે નીરૂપાનું દુઃખ સમજતો હતો, પણ છોકરીને પરણાવ્યા સિવાય ચાલે જ નહીં તેમ પણ માનતો હતો.

છોકરીના વરની શોધની ચિન્તામાં તેથી આંખનાં તેજ ઓછાં થવા લાગ્યાં હતાં. એક દિવસ તેણે નીરૂપાને પૂછ્યું.

"બેટા, તું મોટી થતી જાય છે. તારે વિવાહ તો કરવોજ પડશે. તારી નજરમાં કોઈ છે?" નીરૂપા શો જવાબ આપે! તેની નજરમાં હતો તે અદશ્ય થઈ ગયો હતો. તે કંઇજ બોલી નહીં. પિતાએ એક સરળ સ્વભાવના ભણેલા ગણેલા ચાલાક છોકરા સાથે નીરૂપાનાં લગ્ન નક્કી કર્યાં. અને વગર બોલે, શાન્તિથી હૃદય ન માનતું હોવા છતા, આપણે ત્યાંની ઘણીએ છોકરીઓ પરણે છે તેમ, નીરૂપા પરણી ગઇ.

આપણી હિન્દની લગ્ન પ્રથાને બહુ મુખ્ય માનનારા લોકો લગ્ન પ્રેમમાં માને છે. લગ્ન પછી સાથે રહેવાથી જ ખરો પ્રેમ ઉત્પન થાય છે તેમ તેમનું માનવું હોય છે. ખરૂં જોતાં આ વાત વાસ્તવીક દેખાય છે ખરી, પણ તેમાં આવા સંબંધો દેખાતા હોવાનું ખાસ તો નવા ઉદ્ભવેલા કુટુંબના અનેક પ્રશ્નો, અને પતિ–પત્નીના સામાન્ય એકરૂપ થએલા રસોજ હોય છે, પરણ્યા પહેલાં જો સ્ત્રીએ પોતાના હૃદયમાં બીજા પુરુષને સ્થાન આપેલું હોય તો તે લગ્ન–બંધન, પ્રેમ–બંધનનું ખરૂં રૂપ લઇ શકતું નથી, અને વિવાહીત જીવનમાં ઉંડે ઉંડે કંઇક ખામી લાગ્યાજ કરે છે. નીરૂપાએ નવ જીવનમાં પ્રેમને બદલે પોતાની 'ફરજ' અદા કરવા માંડી.

સુરેશ સારો વાંચક પણ હતો. જાતીયજ્ઞાન વિષે અને માનસ શાસ્ત્ર વિષે તેની પાસે સારૂં એવું જ્ઞાન હતું. નિરૂપાના લાંબા સહવાસ પછી તેને લાગ્યું કે નીરૂપાના હૃદયમાંથી પોતાના હૃદય જેવો ઉમળકો આવતો નથી. સાધારણ રીતે નવયુવક–યુવતી લગ્ન પછી પ્રથમ વાર મળે ત્યારે બન્નેનાં હૃદયો ઉમળકાથી છલકાતાં હોય છે. સુરેશ કહેતો ત્યારે નીરૂપા સાંભળી રહેતી તેને ઘણીવાર લાગતું કે તેણે સામો જવાબ ઉમળકાથી જ આપવો જોઇએ પણ તે તેનાથી બનતું નહીં આમ સુરેશના ઉમળકા નીરૂપાના શુન્ય હૃદય ઉપર પછડાઇ હંમેશા પાછા પડવા લાગ્યા.

સ્ત્રીને ગુસ્સે થઇ કંઇ પુછવામાં આવે અને જો તે ગરીબ નજરે સામું જોઇ રહે અથવા તો શાંત ચિત્તે જાણે બધું જ સહન કરવા તૈયાર છે તેવી રીતે જવાબ આપે ત્યારે તેની પ્રત્યે દયા ખાવી કે ગુસ્સે થવું તે સમજ પડતી નથી. નીરૂપાને 'શ્રીળી' જોઇને સુરેશનો પરીતાપ વધવા માંડ્યો ને મુંઝાવા લાગ્યો અને નીરૂપાને કોઇ પણ રાજી રાખવા અને તેના જેવીજ લાગણીથી ભરપૂર બનાવવા પ્રયત્ન પણ કરવા લાગ્યો. આ પ્રયત્નમાં જ તેને નસીબજોગે એક પુત્ર પેદા થયો.

માનસ શાસ્ત્રીઓનું અને જાતીયશાસ્ત્રી વિજ્ઞાનીકોનું સનાતન કહેવું છે કે સ્ત્રીને બાળક થયા પછી તેને પોતાના પતિ પ્રત્યે રહેલા પ્રેમમાં ભાગ પડે છે. માતાની મમતા અને દરકાર બાળક ઉપર વધારે ચોંટે છે. પુરુષ ધીમે ધીમે દૂર દૂર થતો જાય છે. અને એક વખત એવો આવે છે કે જ્યારે પતિ પત્નીનો પ્રેમ ગૌણ બની જાય છે પતિને કુટુંબનું ભરણ પોષણ કરવું એજ મુખ્ય ધ્યેય બની જાય છે. નીરૂપાને બાળક થતાં જ પોતાના હૃદયની સર્વ લાગણીઓ તેણે તેના ઉપર કેંદ્રીત કરી.

સુરેશે રહ્યું સહ્યું પણ ગુમાવ્યું તેણે અકળાઈ એક વખત નીરૂપાને કહ્યું.

" નીરૂપા, તું કેમ આટલી શાંત રહે છે તારા હૃદયમાં મારા માટે જરાયે લાગણી હોય તેમ લાગતું નથી.

એવું તે હોય ? નીરૂપાએ હસતાં ઢોંગથી કહ્યું. તે બોલી તેનો પડઘો તેના ચહેરા ઉપર જરા પણ પડયો નહીં. આ ' ઢંઢારા ' સુરેશને ખાસ્સા થઇ પડી. બીચારાં બન્ને સમજતાં હતાં કે કંઇક ખામી છે. પણ તે દૂર કરવાને બન્ને જણાં નિઃસહાય હતાં.

સુરેશની વિહ્વળતા વધતી હતી. તેના સંસ્કાર તેને ખિન્ને રસ્તે જતાં રોકતા હતા. તેણે છેવટની યુક્તિ અજમાવવા વિચાર કર્યો. એક દિવસ ઓચીંતા આવી તેણે નીરૂપાને કહ્યું " હું ચાર વરસ માટે સ્કોલરશીપથી ભણવા પરદેશ જઉં છું અને તેના જવાબની રાહ જોતો ઉભો.

સાંભળતાં જ નીરૂપા ચમકી ઉઠી તેના અમ્માનો વિચાર તેને આવ્યો સાથે સાથે સુરેશને નડયા બદલ તેના ઉપર દયા પણ આવી પણ તે શું કરે ! તેનું હૃદય ચકડોળે ચડયું સુરેશના કરેલા અનેક ઉપકારો તેને યાદ આવ્યા. તેને પોતાના ઉપર તિરસ્કાર છૂટયો જીવનનાં મહામૂલાં વર્ષો તેણે વેડફી નાખ્યાં હતાં પોતાની જાતને અને સુરેશને તેણે દુઃખમાં તપાવ્યાં હતાં પ્રેમ મેળવવાની વિહ્વળતાથી ઘેલો બનેલો સુરેશ કાંતો કુમાર્ગે જશે અથવા તો સંસારનો ત્યાગ કરી ચાલ્યો જશે. તેવી તેને બીતી લાગી સુરેશના ઉપકારોનો બદલો આપવા લાગણીઓનો ઝરો તેના હૃદયમાંથી છૂટયો અને સુરેશ પાસે જઈ તેના બન્ને હાથ નીરૂપાએ પકડી લીધા.

"તમે નહી જઈ શકો હું જાણું છું મે તમને બહુ કનડયા છે મને માફ કરો આટલું બોલતાં તો તેની આંખોમાંથી આંસુ વરસવા લાગ્યાં.

વર્ષો સુધી પીડાતા સુરેશને શાંતી મળી. તેણે તેનાં આંસુ લુછવા પ્રયત્ન પણ કર્યો નહીં અને નીરૂપાનું માથું છાતી સાથે દાબી દીધું બન્ને હૃદયો જીવનનો મોટો પંથ કાપ્યા પછી એક થયા બન્ને જણાં નીચે બેસી ગયાં

થોડીવારે હસતી હસતી નીરૂપા ચાહ બનાવવા ઉઠી અને સુરેશ પોતાને મળેલી વર્ષો પર્યંતની શીક્ષાનું કારણભૂત કોણ હતું તેનો વિચાર કરતો બેસી રહ્યો.

卐

# –કદી હોઉં જો રાજકુમારી–

(૧)

કદી હોઉં જો રાજકુમારી–
ઘડી હોત મુજ કાયા રૂપારી
મનમાં ન હોત ના મુજને ખુમારી
ભલે હોત હું કન્યા કુમારી.

(૨)

અપરિચિત રહું જીંદગી સારી,
કહે–"કન્યા. સાપની ભારી"–
જગ કરાવે, કરૂ ન કારી.
એ અભિલાષા જાણો મારી,

(૩)

પરણે તો પસ્તાવા વારી–
આશા–વાસનાને રાખીશ મારી,
પછીડા રાખનાર મુજને ખારી !
કદી હોઉં જો રાજકુમારી !

(૪)

કદી જાઉં કોપર હું વારી–
તો ભલે બીજા અંતરે ભારી;
કરે મુજ માટે મારા–મારી '!
કદી હોઉં જો રાજકુમારી—

(૫)

મને ન ગમે એ મારા–મારી–
મને ન ગમે પસ્તાવા–વારી !
અર્પું મુજ જીંદગી સારી;
સૌ કાજે રહું કન્યા–કુમારી !

(૬)

કદી આવે જો લડવા–વારી
દેખી ડરૂં ન લડાઈ–ભારી '!
છતાં રહું હું શાંતિ ધારી.
કદી હોઉં જો રાજકુમારી !–

(૭)

રાજપાટના ભપકા ભારી.
તેમાં ભરેલી ખૂન–ખૂમારી !
મને ન ગમે, એ ધૂર્ત–ધારી–
કદી હોઉ જો રાજકુમારી !–

"યશુ પટેલ"

**પકડાયેલી સ્ત્રીઓ:**–સ્ટીફન હોસ્પીટલના મંત્રી મીસ ટનરને લુંટી જીવતી બાળી મુકવાના પ્રયાસ કરવા માટે ગયા જુન માસની ૩૦ મી તારીખે પકડવામાં આવેલી મુંબઈની ઇન્દ્રા અને રેય નામની બે સ્ત્રીઓને તેમના સામેની તપાસ પુરી કરવા માટે વધુ ચાર દિવસ રીમાન્ડ ઉપર લેવાની પોલીસે અરજી કરી હતી.

**જાસુસીમાં સ્ત્રીઓનો હિસ્સો:**–

નિઝામની જાસુસી જાળમાં કામ કરવા માટે સુંદર નારીઓને "માતાહરી" તરીકે રોકવામાં આવી છે લગભગ દરેક કોમોની સ્ત્રીઓનો આમાં સમાવેશ થાય છે. જેમાં પરદેશી સ્ત્રીઓ પણ છે કે જેમનાં નામો છુપી પોલીસ ખાતાની ડાયરીએ ચડી ગયાં છે.

આમાં એક મીસીસ એલમાં ગોફર લશ્કરી મથકે કારકુન તરીકે કામ કરતી હતી.

**વિચિત્ર પ્રકારનું પુનરલગ્ન:**—

પાટણની સુથાર જ્ઞાતિમાં એક વિચિત્ર પ્રકારનું પુનરલગ્ન થયુ છે. કહેવાય છે કે, રમણલાલ નામના ત્રીસ વરસની ઉંમરના એક પંચોળી સુથારે તેમની જ વૈશ્ય સુથાર કોમની લગભગ પચાસ વરસની ઉંમરની ગોમતી નામની એક સ્ત્રી સાથે તાજેતરમાં પુનરલગ્ન કર્યું છે.

પેટલાદ–શહેરમાં રામોલ ગામેથી સમાચાર મળે છે કે મીત્રાલ ગામે એક બારૈયા કોમની એક સ્ત્રીને એકી સાથે ચાર બાળકોનો જન્મ થયો છે. તેમાંથી બે બાળકો તરતજ મરણ પામી બે બાળકો તથા તેની માતાની તંદુરસ્તી છે.

**ભગિની સેવાસમાજ સ્થાપના:**—

બોરસદ : અત્રેના સબજજનાં પત્ની શ્રીમતી શાન્તાબેન દેસાઇના પ્રયાસોથી અહીં ભગીની સેવા સમાજની સ્થાપના થઈ છે.

તાજેતરમાં જ નટગજ ટોકીમાં શહેરની બહેનોની જાહેર સભામાં ભગીની સેવાસમાજ સ્થાપવા અંગેનો નિર્ણય લેવાયો હતો અને સમાજનું બંધારણ વગેરે નકકી કરવા માટે સાત સભ્યોની એક કાર્યવાહક કમિટિ નીમવામાં આવી હતી. જેમાં શ્રી શાંતાબહેન દેસાઇ મંત્રી તરીકે કામ કરશે.

**અમેરીકાના એલચી તરીકે ?**

શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિત જેઓ હાલમાં રશીયામાં એલચી પદે છે. શ્રીમતી લાલ તેમના પતીજે કે જેઓ હિંદી સરકારના એક પ્રતિનીધી હતા. તેમણે એવી આગાહી કરી હતી કે ટુંક સમયમાં શ્રીમતી પંડિત અમેરીકા ખાતે એલચી તરીકે નીમાશે.

**એક પર બીજી:**—એક પત્ની હોવા છતાં બીજી પત્ની કરવા માટે અમદાવાદના દસક્રોઈ તાલુકાના વસ્ત્રાલપુર ગામમાં રહેતા ભક્તિપૂજા નામના રાવળીયાને ૬ માસની સખ્ત કેદ અને રૂા. ૧૦૦)નો દંડ થયો છે.

# પાંખાળો ઘોડો....



[ઝીણી ઝીણી મોરલિયો વાગે છે.—એ રાગ]

卐————卐————卐

આજ પાંખાળા ઘોડલે પલાણી મેહુલિયો ગાજે છે
કાળી વાદળીની ગાદલી રૂપાળી ,, ,,

વીજ ચમકેને આભમાં નાચે ,, ,,
ભોળા ખેડૂનાં હૈયાં રાચે ,, ,,

મોર ટહૂકે 'મે આવ' અવાજે ,, ,,
બોલે બપૈયા પીયુ પાણી કાજે ,, ,,

ઝાડ વેલીને ફૂલડાં ખીલાવે ,, ,,
નદી સરવરનાં નીરને રેલાવે ,, ,,

ઊંચા ઊંચા ડુંગરડાની ધારે ,, ,,
ઘેરા સાગરને શોભતા કિનારે ,, ,,

સૂરજ ચાંદલાને તારલા છુપાવે ,, ,,
કાળી વાદળીનાં આંસુ રેલાવે ,, ,,

આઠ માસ એ કેમ ના આવે? ,, ,,
બાર માસ લીલી રતી બનાવે? ,, ,,

હિંમતલાલ ઉ. દવે.



સ્ત્રી-બોધનું:—

# બાળક

વર્ષ અંક

(વાદળ વાદળ વરસો પાણી—એ રાગ)



ઉષા દેવી આંગણ આવો
કેસરી રંગે આભ સજાવો (ટેક)

તારા ટમકે
ચંદા ચમકે
રંગ રંગની
વાદળી સરકે

નિરખી બાળક હસતા રંગે
ઉષા દેવી સંગ ઉમંગે—ઉષા દેવી

ડુંગર ધારે
સાગર પાળે
કલ કલ કરતી
સરિત કિનારે

પ્રભાતમાં ફુલડાં વિકસાવો
ઉષા દેવી આંગળ આવો

હિંમતલાલ ઉ. દવે.

સોનાનું ઝરણું:—ગયા અંકમાંનું અપૂર્ણ આ અંકમાં જગ્યાના અભાવે આપી શકયાં નથી. આવતા અંકમાં અવશ્ય વાંચો.

લેખકોએ:— પોતાના લખાણો પુરા સરનામા સાથે અમદાવાદ કાર્યાલયમાં મોકલવા. —મંત્રી'

# બ્રિગેડીઅર ઉસ્માન

તમે જાણો છો હમણાં જ હિન્દી લશ્કરના યુવાન સેનાપતિ બ્રિગેડીઅર ઉસ્માનનું મૃત્યુ થયું. તે કાશ્મીરના મોરચે પાકિસ્તાન લશ્કર સાથે લડતાં મરણ પામ્યા પાકિસ્તાન લશ્કરે એકજ રાતમાં કોઈને પણ ખબર ન પડે તે રીતે રાતોરાત હિન્દી લશ્કરને ત્રણ બાજુએથી ઘેરી લીધું આ વખત આપણા યુવાન સેનાપતિ બ્રિગેડીઅર ઉસ્માને યુક્તિ અને હિંમત વાપર્યાં.

પોતે લશ્કરની આગળ આવ્યા અને દુશ્મનની ગોળીઓ સામી છાતીએ ઝીલી એટલી વારમાં આપણું હીન્દી લશ્કર આવી પહોંચ્યું અને દુશ્મનના લશ્કરને પાછું હઠાવ્યું. છતાંય આખા હિન્દુસ્થાનને એક મોટી ખોટ પડી તે એ કે સેનાપતિ બ્રિગેડીઅર ઉસ્માનને ગુમાવ્યો હતો. દુશ્મનની ગોળીઓ છુટી અને બ્રિગેડીઅરે ભારતમાતાની આઝાદી જાળવી રાખવા તે ગોળીને છાતી વચ્ચે વાગવા દીધી. એક પગલું પણ પાછા ન હઠયા અને મરતી વખતે ફક્ત એટલું જ બોલ્યા કે -" જો જો કાશ્મીર દુશ્મનોના હાથમાં ન જાય"

આ બ્રિગેડીઅર ઉસ્માનનો જન્મ યુક્ત પ્રાંતના આઝમગઢ જિલ્લાના બીબી-પુર નામના ગામમાં થયો હતો તે જાતે મુસલમાન હતા, પરંતુ તે ભારતમૈયાના સાચા સંતાન હતા. દેશની આઝાદી માટે તેને ખુબ મમતા હતી

મેટ્રિક સુધીનો અંગ્રેજી અભ્યાસ કાશીમાં કર્યો હતો અને અલ્લાહબાદ યુનિવર્સિટીની બી. એ. ની પદવી મેળવી હતી. ત્યાર પછી લશ્કરી તાલીમ લેવા માટે ઈંગ્લંડ ગયા અને ત્યાં સેનાપતિ જેટલી જ લાયકાત મેળવી તે પાછા દેશમાં આવ્યા

બ્રિગેડીઅર ઉસ્માન સાચા રાષ્ટ્રવાદી હતા તે તેમજ તેમના વિચાર બહુ જ ઉંચા અને જીવન સાદું હતું. મુસલમાન હોવા છતાંયે તેમણે કોઈ દિવસ દારૂ પીતો નહિ અરે! એટલું જ નહિ પણ સીગારેટ જેવી વસ્તુ પણ પીતા નહિ તેમનું જીવન મહાત્મા ગાંધીજીના જેવું સાદું હતું અને બાપુજી તરફ ખુબ માન હતું.

વધારે નવાઈની વાત એ છે કે તે લશ્કરની ઊંચી પદવી પામેલા સરદાર હતા તેથી તેમની પાસે રાયફલ અને બન્દુક તો હોય જ. છતાંયે રેંટિયો તે નિયમિત કાંતતા અને તે સૂતરમાંથી ખાદી બનાવી તે કપડાં પહેરતાં કોઈ લશ્કરી સેનાપતિ આવો સાદો હોય ખરો! બીડી ન પીવી એ લશ્કરના સેનાપતિ માટે કેટલું નવાઈ જેવું ગણાય!

( જુઓ પાન ૬ )

# ★ ગદ્ધાચોર રાજા ★

★ ★ ★

ગૌડ દેશમાં એક રાજા થઇ ગયો. રાજા તો ભાઇ ભારે અત્યાચારી–નઠારો. એને એક ભારે ખરાબ કુટેવ. લોકોનાં ગધેડાં ચોરી લાવે.

એક વખતે રાજા શિકાર કરવા નીકળ્યો, ફરતો ફરતો એક જંગલમાં જઈ ચડયો. શિકારની શોધમાં એ એકલો પડી ગયો, એનો પ્રધાન અને સોબતીઓ જુદા પડી ગયા.

રાત પડી ગઇ. તમરાં બોલવા લાગ્યાં. ઘુવડ ને ચીબરી રોવા લાગ્યાં, રાજા એક ગામમાં પેઠો.

ભાગોળે પેઠો તેવો જ એક ગધેડાનો અવાજ કાને પડયો "હોંચી...હોંચી...હોં... હોંચી..." એક જુવાનિયો ગધેડાને માર મારતો હતો. એણે તો ગધેડાને મારી મારીને ખોખરૂં કરી નાખ્યું. બિચારાનો એક પગ લંગડો બનાવી દીધો, એ જોતાંજ રાજાનો પિત્તો ખસી ગયો. એણે ગુસ્સે ભરાઇને કહેવા માંડયું:–"હે મૂર્ખા આ ગધેડા પાછળ શું કરવા પડયો છે? તારે બીજા કોઇને મારવાનું નથી? એટલી બધી તે તારા હાથમાં શી ચળ ચાલી છે?"

પેલો જુવાનીઓ પણ કાંઇ ઉતરે એવો નહોતો. એણે સામો જવાબ દીધો:–"જા, જા હવે મોટો ડહાપણ કરવાવાળો તે, તને જોયો. અમારૂં કામ અમે સમજીએ છીએ. ગધેડો મારો છે, એને કેમ રાખવો તે હું જ જાણું છું. તારે વચ્ચે બોલવાની શી જરૂર છે? હું મારૂં ફોડી લઇશ. તું તારે માર્ગે ચાલ્યો જા."

જુવાનનું આ કઠોર કહેણ સાંભળીને રાજાને ઘણું માઠું લાગ્યું, એ બોલ્યો:–

"તારો માલ છે તું મારે પણ મને કહીશ કે નહિ? તું મારે છે શા માટે? મહેરબાનીથી મને કહે તો ખરો? મને લાગે છે કે તું મૂર્ખ તો નથી...હા...થોડો ગાંડો થયો લાગે છે!!!"

જુવાન ટાઢો પડયો. એ હસતો હસતો બોલ્યો. "ઓ ડોસલા સિપાઇ! તને કયાંથી ખબર હોય? મેં શા માટે ગધેડાના પગ ભાંગી નાંખ્યા છે? એની પાછળ શુભ હેતુ છે. અમારો રાજા ભયંકર અત્યાચારી છે, એની વાત જાણે છે? એ જો આ મારા તગડા જેવા ગધેડાને જુએ તો જરૂર એ ચોરી જાય. સાંભળ્યું છે એ અમારા તરફનાં ગામડાંમાં શિકારે નીકળ્યો છે. એ મારા ગધેડાને ઉપાડી ન જાય એટલા માટે મેં એનો ટાંટિયો ભાંગી નાંખ્યો છે.

આ પણ જેવા સુંદર ગધેડાને રાજા લઇ જાય એના કરતાં લંગડો–લૂલો મારી પાસે રહે એ શું ખોટું? મૂઓ એ રાજા."

રાજા ગામડિયાની આ વાત સાંભળીને ક્રોધે તો ભરાયો–પણ અત્યારે એ શું કરે? એ ધુંઆપુંઆં થઈ ગયો. કંઇ પણ બોલ્યા વગર ચાલ્યો ગયો. દૂર એક ઝાડ હતું, ઝાડની નીચી ડાળે ઘોડો બાંધ્યો, જીન ઓશીકે મૂકીને સૂતો. પણ ઊંઘ શેની આવે! આકાશના તારા ગણતાં ગણતાં રાત વીતી ગઇ.

સવાર થયું, સોબતીઓ રાજાને શોધતા શોધતા આવી પહોંચ્યા ગામ ભેગું થયું.

રાજાએ પેલા રાતવાળા ગધેડાના માલિક જુવાનને બોલાવી મંગાવ્યો. સિપાઇઓ એને બાંધીને લઇ આવ્યા.

pustakālayo māṭe … 

પુસ્તકાલયો માટેનાં દશ ઉત્તમ નવાં

# પુસ્તકો

## રૂ. ૫-૪-૦માં

સ્ત્રીઓ માટે ખાસ આ પુસ્તકો તયાર કરવામા આવ્યા છે માટે મહેનોઓ આ સેટ તુરત મગાવી લેવા

૧. કલા અને કલાકાર કિં રૂ ૧
૨. સૌંદર્ય અને શણગાર ,, ૧
૩. ભરત-ગુંથણ ,, ૧
૪. નારી, લગ્ન અને પ્રકાશ ,, ૦॥
૫. આદર્શનારી આનદી ,, ૧
૬ મીઠી મધુરી વાનીઓ ,, ૦॥
૭. પ્રસવ-બાળઉછેર ,, ૧
૮ સામાજિક રીવાજો
 સંસારની સફળતા કિં રૂ ૦॥।
૯. વ્રતો-તહેવારો ,, ૧
૧૦. માવજત કલા ,, ૧

આ દશ ઉત્તમ પ્રકાશનોનો સેટ રૂ. ૫-૪-૦ મળે છે છુટક જોઇએ તો છાપેલી કીમતે મળશે.

લખો:—
જીવનલાલ અમરશી મહેતા.
પીરમશા રોડ, અમદાવાદ

★

# જરા થોભો-

કંઇક અધુરૂં છે-

★

સોલંકી યુગની સરસ નવલકથાઓ લખાઈ છે ગ મુનશી અને રા ધૂમકેતુએ એ યુગને ખુબ ઝળકાવ્યો છે અને એ સાથે સાથે રા જેઠાલાલ ત્રિવેદીએ 'ગજ્જઘોષ', 'રાજ્યદીપક' લખી પ્રતીહાર સરસ રીતે નવલકથામાં વણ્યો છે, પણ નીહરાજ જયસિહને મહાન બનાવવામાં જેની સેવાઓની પુરી ગણના નથી થઇ એવા વીર જગદેવની સાહસ, શૌર્ય, અને પ્રેમભરી નવલકથા **'વીરનાં તેજ'** વાચ્યા અને વંચાવ્યા સીવાય તમારૂં જ્ઞાન અને પુસ્તકાલય અધુરૂં ગણાશે

**'વીરનાં તેજ'** માટે કોઇપણ બુકસેલરને ઓર્ડર આપો અગર લખો

'શ્રી-ઓપ કાર્યાલય.'
**જીવનલાલ અમરશી મહેતા**
પીરમશા રોડ, અમદાવાદ.

★